


પુસ્તક ૧૯ મું. એપ્રિલ સન ૧૮૮૦. અંક ૪ થો.

# કેળવણીખાતાનો રીપોર્ટ સને ૧૮૭૮-૭૯

## સરરિચર્ડ ટેમપલની મિનીટ.

દરેસાલ ગવર્નર મિનિટ તો કરેજછે, પણ આ વખતના જેટલી લાંબી અને વિવેચન ભરેલી કવચિતજ જોવામાં આવી છે. તેથી અમે પ્રથમ તેનો અત્રે સારાંશ આપવો દુરસ્ત ધારીએ છીએ.

આ વરસે કેળવણી પાછળ લગભગ ત્રીશ લાખ રૂપિઆ આ ઈલાકામાં ખરચાયા. એમાં ૧૦॥ લાખ સરકારી, અને ૧૨॥ લાખ લોકલફંડના હતા. બીજા ૭ લાખ કેળવણી ખાતાને હાથે નહિ પણ દેશી રજવાડા વગેરેએ પોતાની મેળેજ ખરચ્યા હતા. ગયા વરસ કરતાં આ સાલ ૦॥॥ લાખ રૂપિયા જુમલે ઓછા ખરચાએલા જણાયછે. આ વરસે ૧૮૮ નિશાળોનો વધારો છે તોપણ ૫૨૮૯ ભણનારા ઘટ્યા છે તે જોઇને ગવર્નર સાહેબ દિલગીરી બતાવેછે અને કહેછે કે પાછલા બે વરસથી આ રીતે ઘટાડો ચાલેજ આવેછે તેથી એની તપાસ થવી જોઇએ. દેખરેખ નીચેની નિશાળોમાંતો ૧૦૦૭ છોકરાનો વધારો છે. મદદ લેનારીમાં ૬૦ નિશાળ ઘટીછે તેમ આશરે તેમાં ત્રણ હજાર છોકરા પણ ઘટ્યાછે. સરકારી નિશાળોમાં ૬૫ નો વધારો છતાં સાત હજાર છોકરાની ખોટ માલમ પડેછે. હવે એ ઘટારો કયા વર્ગની નિશાળોમાં છે તે જોવું જોઇએ. હાઇસ્કૂલો શિવાય બધે ઠેકાણે થોડો ઘણો ઘટારો તો છેજ, પણ પ્રાઇમરી સ્કૂલો (દેશી ભાષાની સ્કૂલોમાં તો) એ

સારીજ વધારેછે. એ ઉપરથી ગવર્નર સાહેબ અનુમાન લઈ જાય છે કે કેળવણી પાછી હઠવા માંડીછે તેનો પુરાવો માટ્રિક્યુલેશન પરીક્ષા આપવા આવનારાની સંખ્યા ઉપરથી પણ મળી શકેછે. ત્રણ વરસથી ઉમેદવારોની સંખ્યા ઘટતીજ આવે છે. ૧૮૭૫માં ૧૨૨૫ હતા ત્યાંથી ઉતરીને એ આંકડો ૧૮૭૮માં છેક ૯૩૨ ઉપર આવી રહ્યો હતો.

આ પડતીનું કારણ ઘણે દરજ્જે દુકાળ છે, પણ આશ્ચર્ય જેવું એ સાહેબને એ લાગેછે કે દક્ષિણ અને મધ્ય પ્રાંત જ્યાં દુકાળનું જોર ઘણું હતું ત્યાં તો આ વરસે વૃદ્ધિ જણાય છે. આ વૃદ્ધિને માટે રા. વ. પટવર્ધનના ખાસ વખાણ કર્યા છે. ગુજરાતની પડતીનાં કારણમાં મોંઘવારીની સાથે માજીડેપ્યુટી ગોપાળજી ગુલાબભાઈનું નામ ઠેઠ ગવર્નર સાહેબ સુધી ખૂબ વગોવાયુંછે. કેળવણી ખાતાના તથા રેવીન્યુ ખાતાના અમલદારોને સખ્ત ભલામણ કરીછે કે આ વિષય ઉપર પૂરતું ધ્યાન આપવું અને નિશાળના ધારામાં કાંઇ ખામીઓ હોય તે ખંતથી ખોળીને દૂર કરવી. વળી, નવી નિશાળો ઉઘાડવી નહિ એમ તો નથી કહ્યું, પણ આવી પડતીના વખતમાં ચાલુ નિશાળોની આબાદી વધારવા તર્ફ વિશેષ લક્ષ ખેંચ્યું છે.

મદદ લેનારી અને દેખરેખ નીચેની છોડીઓની નિશાળમાં તો સંતોષજ બતાવવા ચાલ્યું નથી. ૧૮૭૫—૭૬ના સાલ કરતાં આ વરસે આશરે બે હજાર છોડીઓ વધારે ભણતી હતી.

*ઈંગ્રેજી પાઠશાળાઓના અને તેમાં વિશેષે કરીને પૂનાની સિવિલ એંજિનીઅરિંગ કાલેજના* ઉપરીઓની એ મિનિટમાં સારી પ્રશંસાછે.

માટ્રિક્યુલેશનમાં પાસ થનારની સરાસરી વધારે હતી, પણ ગવર્નર સાહેબ કહેછે કે એ વાતનો જશ કાંઇ સરકારી હાઈસ્કૂલોને નથી, કેમકે એ વધારો ખાનગી હાઈસ્કૂલોમાંજ થએલો જણાય છે.

યુનિવર્સિટી નીકળ્યાને વીસ વરસ થયાં એટલામાં પારસીઓમાંથી ૭૮૨ જણ માટ્રિક્યુલેશનમાં પાસ થઈ ચુક્યાછે તેને માટે એ કોમની સમજ સારી પેઠે વખાણી છે, અને મુસલમાનો માત્ર ૩૭જ થયાછે તથા કેટલાક વર્ષથી દિનપર દિન નિશાળમાં ભણનારાની સંખ્યા પણ ઓછી થતી આવેછે એ જોઈ ઘણીજ દિલગીરી બતાવી છે.

મોટી ઉમરના માણસો ન આવવાના કારણથી કેટલીક રાતની નિશાળો

કાઢી નાંખવામાં આવી હતી તે બાબત ગવર્નર સાહેબ એવો અભિપ્રાય આપે છે કે મોટા કે નાના દાહાડે બણવા ન આવી શકતા હોય, તો ત્યાં રાતની નિશાળો કાઢવી એ વાજબી અને જરૂરનું છે.

સિવિલ ખાતાના અમલદારો કેળવણી ખાતાના કામ ઉપર જોઇએ તેટલું લક્ષ નથી રાખતા એવો ઠપકો આપી મિનિટને આખરે એવું કહેછે કે તેઓને હવે એ કામમાં વધારે લક્ષ આપવુંજ પડે એવી ગોઠવણ થોડા વખતમાં કરવામાં આવશે.

હવે, આપણે હમેશના દસ્તુર મુજબ ડિરેક્ટર સાહેબના રીપોર્ટમાં નોંધવા જેવી કઇ કઇ વાતો છે તે જોઇ જઇએ.

નિશાળો અને નિશાળીઆ આખા ઇલાકામાં સરકારી ૩૭૮૯, મદદ લેનારી ૨૦૩, અને દેખરેખ નીચેની ૨૩, મળીને કુલ નિશાળો કે કાલેજો ૪૬૦૫ હતી. આ સાલ ૨૮૮ નિશાળો નવી ઉઘડી અને ૪૦ બંધ થઇ એટલે સરવાળે ૧૮૮ નિશાળોનો વધારો થયો. એ નિશાળોમાં બધાં મળીને ૨૪૨૮૫૧ છોકરાં બણતાં હતાં. એમાં પાછલા વરસ કરતાં ૫૨૮૯ છોકરાંની ખુલ્લી બાધ જણાયછે. પ્રાંતવાર એની વિગત આ પ્રમાણે છે, મધ્ય પ્રાંતમાં ૭ નિશાળ ઘટી પણ છોકરા ૬૮૨ વધ્યા. ઇશાન પ્રાંતમાં ૨૦ વધી ને ૩૦૦૮ ઘટ્યા. ઉત્તર પ્રાંતમાં ૫૫ નિશાળનો વધારો ને ૬૨૨૯ છોકરાની ખોટ લાગી. દક્ષિણ પ્રાંતમાં ૧૧૮ નિસાળ અને તેની સાથે ૪૦૧૬ છોકરા પણ વધ્યા. સિંધમાં ૭ નિશાળ ઓછી થઇને ૭૬૦ છોકરા ઘટ્યા. (અધુરો.)

---

# अमेरिकाखंडनी जूनीवस्ती.

હાલતો આખો અમેરિકા ખંડ ઘણું કરીને યૂરોપિઅન લોકોથીજ ભરે-લોછે. જ્યાં જોઇએ ત્યાં ગોરો લોકનાંજ રાજ અને ગોરા લોકનીજ વસ્તી માલમ પડેછે. જ્યાં જોઇએ ત્યાં યૂરોપનીજ રીત ભાત, યૂરોપનાજ ધંધા રોજગાર, અને યૂરોપનોજ સુધારો જોવામાં આવેછે, અને ટુંકામાં અમેરિકા ખંડ ગોરા લોકનું નિવાસસ્થળ થઇ પડ્યુંછે; તો પણ વાંચનાર જાણેછે કે તેઓ કાંઇ અમેરિકાના વતની નથી. કોલંબસે આ નવો મહાદ્વીપ શોધી કા-

હ્યો તે પહેલાં યૂરોપનાલોક તેનું નામ કે ઠામ કાંઇ પણ જાણતા નહોતા. ઇસવીસન ૧૪૯૨માં અહિંયા એ લોકનું પહેલ વહેલું પગલું થયું, તે પહેલાં અહિંયાં જૂદીજ જાતના લોક વસતા હતા. તેઓ તામ્ર વર્ણી અને ઘણું કરીને જંગલી સ્થિતિમાં હતા. અને તેમનું યૂરોપિયનોએ ઈંડિયન નામ પાડ્યું. એ વેળા તેઓજ આખી ભૂમિના ધણી હતા. હાલ તેઓ ઘણા ખરા નાશ પામી ગયાછે, નાસતાં ભાગતાં હાલતો તેઓ ખૂણે ખોચરે શો-ધીએતો લાખ દોઢ લાખથી વધારે નીકળે એમ નથી. તોપણ એક વેળા તેઓની સંખ્યા આથી હજારો ગણી હશે એમાં કાંઇ શક નથી. એ વેળા આખો ખંડ ઇંડિયનોથીજ ભરેલો હતો અને પીરૂ અને મેક્સિકો જેવે કેટલેક ઠેકાણે તો સુધરેલાં રાજ પણ કોઇ કાળથી સ્થપાઇ ચૂક્યાં હતાં.

એ લોકો પ્રથમ અહિંયાં કયાંથી, કયારે, અને શી રીતે-આવેલા? આ સવાલ કોઇના પણ મનમાં ઉઠ્યા વગર રહે એવો નથી, પણ એનો જવાબ આપવો બહુ મુસ્કેલછે. જે મુઠીભર ઈંડિયનો રહ્યાછે તેને તો કેટલાં વર્ષોથી પોતાના જીવનીજ પડીછે ત્યાં પાછલી દંત કથાઓ શી રીતે યાદ રાખે ! પીરૂ મેક્સિકોમાં જે કાંઇક સુધરેલા હતા તેનેતો આ પરદેશીઓએ કયારના નાબુદજ કરી નાંખ્યાંછે. યૂરોપિયનો આવ્યા તે વેળાજ તેઓએ જો આ બાબતની ખોળ કરી હોત, તો અમેરિકાખંડનો જૂનો ઇતિહાસ કાંઇક હાથ લાગત ખરો; પણ તે લોકો કયાં વિદ્યાની ખોળ કરવા આવ્યા હતા? તેઓતો, સઘળા વિનાશનું મૂળ જે સોનું, તે જોઇને લોભાઇ અમેરિકામાં લૂટ ફાટ અને ખુન રેજીજ કરવા આવ્યા હતા. લોભી ને ધર્માંધ કાર્ટેઝની ટોળીના એ કસાઇવેડા ચલાવ્યા હતા તે સંભારતાં કંપારી છૂટેછે, પણ આડી વાતપર ન જતાં એટલુંજ કહેવું બસછે કે સ્પાનિયર્ડ લોકોએ જૂના વતનીઓનો ઇતિહાસ ભણવાની કાંઇપણ ઇચ્છા રાખી નહિ, અને તેથી તે મળવો અશકયજ હાલ થઇ રહ્યોછે. ફકત પીરૂના લોકની એક નાની સરખી દંત કથા રહીછે તે નીચે પ્રમાણેછે.

પીરૂમાં રાજાને ઇંક કહેતા હતા અને રાજકુળના લોકો ઇંકા કહેવાતા. ઇંકા લોકની એક ન્યાતજ જૂદી હતી અને તે સર્વેથી શ્રેષ્ટ મનાતી તથા સ-ઘળી સત્તા તેમનાજ હાથમાં હતી. એ રાજપૂતનો વર્ગ આપણા રજપૂતોની પેઠે એમ માનતો કે અમે સૂર્યથી ઉત્પન્ન થએલા છીએ. તેને માટે એવી

દંત કથા છેકે જ્યારે અમેરિકાના લોકોની ટોળીઓ એક બીજા સાથે લડા લડી કરી છેક દુઃખી થઇ જવા આવી ત્યારે સૂર્યનારાયણે દયા આણી પોતાના પુત્ર મનકો કપક તથા પુત્રી મમા આકાલો હવુકો એ બંનેને મૃત્યુ લોકમાં મોકલ્યાં. તેઓ પ્રથમ ટિટિકાકાના સુંદર સરોવર ઉપર પ્રગટ થયાં અને પછી પોતે સ્ત્રી પુરૂષને સંબંધે રહી બધા લોકને સુખનો માર્ગ બતાવવા લાગ્યાં. પુરૂષે ખેતી તથા હુનર કળા શીખવી, અને શાસ્ત્ર બાંધ્યાં. આપણા મનુની કથાને આ બહુ મળતું આવેછે. સ્ત્રીએ કાંતતાં, વણતાં, ભરતાં, અને બીજાં ઘરકામ કરતાં બાઇડીઓને શીખવ્યું. પછી તેઓએ કુઝકો નામની જગોએ પોતાની રાજધાની કરી. ઈંકા લોક કહેતાકે અમે આ દેવતાઇ જોડાથી ઉતરેલા છઇએ. આપણા મૂળ રજપૂતોની પેઠે એઓનો ઇષ્ટ દેવ સૂર્ય હતો. રાજમાં મોટાં મોટાં સૂર્યનાં દેવસ્થાનો હતાં. ધર્મનો મોટા આચાર્ય પણ રાજાજ હતો. રાજાનેતો સૂર્યનો અવતાર જાણી સઘળા પૂજતા, અને એનું શરીર મહા પવિત્ર ગણાતું. કોઈ પણ માણસ એની હજૂર જોડા પહેરીને આવતું નહિ. કેટલાક બીજા ધારા પણ હિંદુ લોકને બહુજ મળતા હતા. એ રજપૂતો(ઈંકા) પોતાના કાંન વિંધાવતા અને તેમાં મોટા મોટા સોનાના વાળા ઘાલતા. વળી એ ઈંકા લોક સિવાય બીજા કોઈને શાસ્ત્ર શીખવવાનો અધિકાર નહોતો. વળી જ્યારે રાજા મરી જતો, ત્યારે તેની રાણીઓ તથા નોકરોમાંથી ઘણાંને તેની જોડે પર લોકમાં સેવા કરવાને બળાત્કારે મોકલતા. આ રીતે આપણા બ્રાહ્મણ અને ક્ષત્રી એ બંનેની રીતભાત સામટી એ લોકોમાં આવીને વસી હોય એમ દેખાયછે. કેટલાક એમ ધારે પણ છેકે એ લોકો હિંદુસ્તાનના ક્ષત્રીજ હોવા જોઇએ. રામ સીતાના નામનો તેઓમાં એક ઓચ્છવ પણ હતો. પરંતુ આ વિષય કાંઇ નક્કી કહી શકાતું નથી, કેમકે જૂનો ઇતિહાસ નથી.

આ ઈંકા લોક અમેરિકામાં ક્યારે આવ્યા તે બાબત પણ જૂદી જૂદી અટકળો ચાલે છે. કોઈ કહેછે કે ઇસવીસન ૧૦૨૧માં આવ્યા, અને કોઈ કહેછે કે જળપ્રલય પછી ૫૦૦ વર્ષથીજ તેઓ અહિયાં આવીને વસ્યા હતા. એ ક્યાંથી આવ્યા અને શી રીતે આવ્યા તે સંબંધી તો કાંઇ દંતકથા પણ નથી. પણ એ લોક ગમે ત્યારે અને ગમે ત્યાંથી આવ્યા હો, પણ તે કાંઈ અમેરિકાના મૂળવતની તો નહોતાજ.

ઈંકા લોક અમેરિકામાં આવ્યા તે વેળા જે લોક વસતા હતા તે કોણ હતા? તેઓ ક્યાંથી આવ્યા હતા? તેઓ કેવી સ્થિતિમાં હતા? આ વિષે તો દંતકથાનું નામ પણ નથી. તે છતાં એ લોકો પોતાની એંધાણી આખા ખંડમાં એવી રીતે મૂકી ગયા છે કે તેઓનાં પરાક્રમ કદીપણ ભૂલાય એમ નથી. કાર્ડિલેરાસ અને આંડિસના ડુંગરોમાં. પીરૂના આખા કિનારા ઉપર, અને વિશેષે કરીને મેક્સિકોની ખિંડની પેલી તર્ફ, જ્યાં જોઇએ ત્યાં મિનારાઓ અને મોટાં મોટાં શહેરોનાં ખંડેરો સેંકડોબંધ દીઠામાં આવે છે. કિલ્લા, કોટ, અગાશીઓ, કારંજ, પૂલ, દહેરાંઓ, કબરસ્તાનો, આખા શહેરોનાં શેરો, તથા સેંકડો માઇલ લાંબા ખાસા ફરસબંધી કરેલા રસ્તાઓ ઠેકાણે ઠેકાણે માલમ પડેછે. દરિયા કિનારે એ ઇમારતો ઇંટની અને પાહાડોમાં પત્થરથી બાંધેલી છે. હાલ એ ખંડેરોની ઉપર મોટાં જંગલનાં જંગલ ઉગી નીકળેલાં છે, પણ ખોદી જોતાં એવા મહાભારત કામો જ્યાં જુએછે ત્યાં માલમ પડે છે. આખા મુલકમાં જાળની માફક એ પ્રાચીન એંધાણીઓ ફેલાઇ રહી છે. એક મોટો આબાદ સુધરેલો મુલક જાણે કોઈ સિદ્દપુરૂષના શાપથી રેસાતળ જઇ બેઠે હોય એવા ભણકારા એ ખંડેરોને જોતાં માણસના કાનમાં વાગેછે.

આવી મોટી ભવ્ય ઇમારતો બાંધી જનારા લોક બહુ સુધરેલા હોવા જોઇએ. આ વિષે તો ઈંકા લોક પણ કાંઈ જાણતા નહોતા. તેઓ એટલુંજ કહેતા કે અમારી પહેલાંના લોકોએ બાંધી છે. ત્યારે આ લોક તે ક્યા? અમેરિકામા જૂના વતનીઓ તો તેઓ જણાયછે. તેઓ કોણ હતા અને કયારે થઈ ગયા એ વિષે ઇતિહાસ કે દંતકથા કેવળ ચૂપજ છે, પણ ભૂસ્તરવેત્તાઓની શોધથી તે લોકના કાળ સંબંધી કાંઇક આશ્ચર્યકારક અજવાળું મળેછે.

પીરૂવિયન ગ્વાનો એ નામની ઘણીજ ફળદ્રુપ માટી ભૂસ્તરવિદ્યામાં પ્રસિદ્ધછે. એ માટી જળકૂકડી વગેરે દરીઆઈ પ્રાણીઓનાં મળમૂત્ર, શેષ ભાગ, અને ઇંડાંઓ કેટલા કાળ સુધી એકઠાં કચરાઈ જવાથી બનેલી છે. આ વાત પહેલ વેહેલી નામીચા ફિલસુફ હંબોલ્ડે ૧૮૦૪માં સાબીત કરી આપી હતી, અને ત્યાર પછીથી સઘળા ભૂસ્તરવેત્તાઓએ કબુલ રાખીછે. પીરૂની પશ્ચિમે ચિંકા વગેરે નાના નાના ટાપુઓ છે ત્યાં ૫૦-૬૦ ફુટ સુધી ઉંડાં આ માટીનાં પડ બંધાઇ ગએલાં માલમ પડેછે. આવાં પડ બંધાતા કાળના

કાળ જાય એ તો સ્વભાવિકજ છે. હમણાંજ બતાવ્યું હતું કે સ્પાનિયર્ડોને આવ્યાને તે વેળા ૩૬૦ વર્ષ થઇ ગયાં હતાં તોપણ તે મુદતમાં એ માટીની થોડીજ લીટીઓ ભાગ્યે બંધાઈ હતી. એક ઇંચની બાર લીટી અને સો વરસે બે લીટી જેટલું પડ ચડે એમ માનીએ તોપણ ૩૬ ફુટનું પડ બંધાતાં ૭૨૦૦૦ વર્ષ લાગે.જો સૈકડે એકેકી લીટી ગણીએ,તો તો ૮૬૪૦૦૦ વરસનો ભયંકર આંકડો આવે. ભયંકર કહેવાનું કારણ એકે એ વખતે માણસ હતું અને તે વળી સુધરેલી અવસ્થામાં હતું એમ અનુમાન કરવાની નીચલી હકીકત ઉપરથી જરૂર પડેછે અને તેથી માણસ પેદા થવાને ૭૦૦૦—૮૦૦૦ વર્ષજ થયાં છે એમ જે યૂરોપના ઐતિહાસકો ગણે છે તે બધું ખોટું ઠરેછે. બાકી, એમાં આશ્ચર્ય તો કાંઈ નથી, કેમકે ભૂસ્તરના બંધાજ આંકડા હિંદુઓના પુરાણીયુગની પેઠે લાખોને કરોડનાજ સાબીત થાયછે.

હીય નામના ભૂસ્તરવેત્તાને ચિંકા ટાપુમાં જમીનની નીચે ૬૨ ફુટઉપર પત્થરની મૂર્તિઓને વાસણ તથા ૩૫ને ૩૩ ફૂટપર લાકડાની મૂર્તિઓ જડીછે. તેથી સાબિત થાયછે કે આ ૬૨ ફૂટનું પડ બંધાયું તેવેળા માણસ હતું અને ત્યારે તેના પાષાણયુગ ચાલતો હતો.એથી પણ બીજી શોધ વધારે ચમકાવનારીછે.ટ્રૂકિસલોની દક્ષિણે ગ્વાનાપી અને ઉત્તરે માકાબી ટાપુઓ છે ત્યાં *મમી,પક્ષીઓ, પક્ષીઓનાં ઇંડાં, અને સોના રૂપાના પ્યાલાં ૩૬ ફૂટની ઊંડાઇએ માલમ પડયાં! આ શોધની વિગતવાર હકીકત એ વિદ્વાને ૧૮૭૮ના નવેંબર માસના વિદ્યા કળા વિવેચન નામના અમેરિકામાં છપાતા ચોપાનીઆમાં પ્રસિદ્ધ કરી છે. જો આ વાત ખરીછે તો ૭૨૦૦૦ વર્ષ ઉપર માણસ હતું એ તો સિદ્ધ થયું, અને તેઓજ આ અમેરિકાના જૂના વતનીઓ ઠર્યાં.

---

## हिंदुस्तानની वार्षिक उपज तथा खरच.

આપણા દેશમાં વરસદહાડે સારકારને કેટલા રૂપિયા ઉપજેછે અને

---

*મસાલો ભરી દાટી મૂકેલાં મુડદાં.મિસર દેશની પેઠે અમેરિકાના જૂના વતનીઓમાં પણ મુડદાં સંઘરી રાખવાનો ચાલ તથા કળા હતી એતો બીજે ઠેકાણેથી પણ જણાએલું છે.

ખરચાયછે, એ ઉપજ કયે કયે પ્રકારે થાયછે, કયાં કયા ખાતામાં કેટકેટલી ખરચાયછે, દરેક ખાતાથી સરકારને નફો ને ટોટો કેટલો છે, કેટલા રૂપિયા વિલાયતમાં ખરચને સારૂ મોકલવા પડેછે અને તેનું હુંડીયામણુ કેટલું બેસેછે. સરકારને દેવું કેટલું છે અને તેને માટે કેટલું વ્યાજ ભરવું પડેછે, નફાકારી બાંધ કામો કેટલાં થાયછે, કેળવણી પછાડી સરકાર શું ખરચેછે,વગેરે અનેક બાબતો એવી છે કે તે સુધરેલી પ્રજામાં સર્વે કેળવાએલા લોકોને જિન્હાગ્રે જ તે હોયછે. આપણામાંના કેટલાકતો એમજ ધારેછે કે બધો પૈસો સરકાર વિલાતજ તાણી જાયછે ! સરકારને કેવા ગુંજાવર ખરચ છે તેની એ॥ લોકોને કાંઈ ખબરજ નથી. ઘણા આટલે દરજ્જે અજ્ઞાન નથી, તો પણ તેઓને દેશની ઉપજ તથા ખરચનું પૂરે પૂરૂ ભાન નથી. પણ ઉપર કહ્યું તે પ્રમાણે કેળવણીનો ફાકો રાખનારા દરેક માણસે આ વાતનું જ્ઞાન મેળવવાની હમેશાં ખંત રાખવી જોઇએ, અને તેમ કરવાનું સુગમ પડે તેને માટે અમે ઇસવીસન ૧૮૭૮-૭૯નું આપણી સરકારે સરવાયું કાડ્યું છે તે સવિસ્તર અત્રે ઉતારી લઇએ છઇએ.

પહેલી હારમાં જે જે ખાતે ઉપજ થાયછે તે ખાતાનાં નામ લખ્યાંછે, બીજી હારમાં કેટલી ઉપજ થઇ હતી તે, અને ત્રીજી હારમાં તે ખાતે ખરચનો આંકડો માંડો ચોથામાં દરેક ખાતે કેટલો નફો કે ટોટો ગયો તે અમે ગણીને દર્શાવ્યું છે કે સરકારને ઉપજ કરી આપનારાં ખાતાં કયાં છે તે પણ વાંચનારને માલમ પડે. એમાં લાખની નીચેના આંકડા મૂકીજ દીધા છે કે યાદ રહેવામાં નકામી મુશ્કેલી પડે નહિ, અને આપણે કાંઇ હિસાબ તપાસવા બેઠા નથી કે તેમાં પાઇએ પાઈ તપાસવાની જરૂર પડે. તેમ કરોડો રૂપિયાની જ્યાં ઉપજ અને ખરચ છે ત્યાં દશવીશ હજારની રકમો મૂકી દેવાથી કાંઈ આપણા મનમાં જે અડસટ્ટો બાંધવાનો છે તેમાં કાંઇ ફેર પડવાનો નથી.

| | | | |
|---|---|---|---|
| જમીનનું મહેસુલ. | ૨૨ કરોડ ૪૫ લાખ.— | ૨ કરોડ. ૪૫ લાખ= | નફો. |
| ખંડણી. | ૭૦ લાખ.— | ૦ | =૭૦લાખનફો. |
| જંગલ ખાતું. | ૬૦ લાખ.— | ૪૫ લાખ= | |

| ખાતાનું નામ | ઉપજ | | ખરચ | | નફો કે ટોટો. | |
|---|---|---|---|---|---|---|
| | ક્રોડ | લાખ | ક્રોડ | લાખ | ક્રોડ | લાખ |
| જમીનનું મેહેસુલ | ૨૨ | ૪૫ | ૨ | ૯૬ | ૧૯ | ૪૫ નફો |
| ખંડણી | | ૭૦ | | | | ૭૦ નફો |
| જંગલ | | ૬૦ | | ૪૫ | | ૧૫ નફો |
| જગાત | ૨ | ૬૧ | | ૮ | ૨ | ૫૩ નફો |
| કરો | | ૯૦ | | ૩ | | ૮૭ નફો |
| ઇલાકાઓના કરો. | ૨ | ૬૩ | | ૬ | ૨ | ૫૭ નફો |
| કસ્ટમ | ૨ | ૩૨ | | ૨૦ | ૨ | ૧૨ નફો |
| નીમક | ૬ | ૯૪ | | ૪૦ | ૬ | ૫૪ નફો |
| અફીણ | ૯ | ૩૯ | ૧ | ૬૯ | ૭ | ૭૦ નફો |
| સ્ટાંપ | ૩ | ૧૧ | | ૧૧ | ૩ | ૦ નફો |
| રજીસટરેશન | | ૨૬ | | ૧૬ | | ૧૦ નફો |
| ટંકશાળ | | ૧૭ | | ૧૦ | | ૭ નફો |
| ટપાલ | | ૬૧ | ૧ | ૩ | | ૧૨ ટોટો |
| તાર | | ૪૨ | | ૪૭ | | ૫ ટોટો |
| રાજકારોબાર | | | ૧ | ૪૮ | ૧ | ૪૮ ટોટો |
| નાના ખાતાઓ | | ૮ | | ૩૫ | | ૨૭ ટોટો |
| ધારા અને ન્યાય | | ૬૪ | ૩ | ૨૫ | ૨ | ૬૧ ટોટો |
| પોલીસ | | ૨૧ | ૨ | ૪૧ | ૨ | ૨૦ ટોટો |
| દરીઆઈ | | ૨૫ | | ૫૪ | | ૨૯ ટોટો |
| કેળવણી | | ૧૪ | | ૯૭ | | ૮૩ ટોટો |
| રાજનો ખ્રીસ્તી ધર્મ | | | | ૧૫ | | ૧૫ ટોટો |
| વૈરક | | ૪ | | ૬૬ | | ૬૨ ટોટો |
| છપાઇ તથા કાગળો વગેરે | | ૪ | | ૪૭ | | ૪૩ ટોટો |
| બ્યાજ | | ૬૨ | | | | ૬૨ નફો |
| ભથા લવાજમ. | | | ૧ | ૮૨ | ૧ | ૮૨ ટોટો |
| સીવીલ ફરલોના ભથા | | | | ૨૩ | | ૨૩ ટોટો |
| રાજકુવારી | | | | ૪૪ | | ૪૪ ટોટો |
| પેનશન | | ૬૭ | ૧ | ૯૯ | ૧ | ૩૨ ટોટો |
| પરચુરણ | | ૩ | | ૨૯ | | ૨૬ ટોટો |
| દુકાળને મદદ | | | | ૩૧ | | ૩૧ ટોટો |
| રેલવે | ૬ | ૧૭ | ૬ | ૫૬ | | ૩૯ ટોટો |
| નેહેરો અને નોકા ખાતું | | ૭૯ | ૧ | ૬ | | ૨૭ ટોટો |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| બીજાં જાહેર બાંધ કામ | | ૫૦ | ૪ | ૩૧ | ૩ | ૭૪ ટોટો |
| ઇલાકાની અને સ્થાનીક પુરાત | | | | ૭૧ | | ૭૧ ટોટો |
| | | ૬૦ | | | | |
| ઇલાકાઓની અને સ્થાનીક ઘટ | | ૯ | | -- | -- | - ૯ હજાર |
| લશકર | | ૯૭ | ૧૧ | ૯ | ૧૫ | ૧૨ ટોટો |
| હુંડીઆમણનો વટાવ | | ૧૨ | | | | ૧૩ નફો |
| હુંડીઆમણની ખોટ. | | | ૩ | ૩૫ | ૩ | ૩૫ ટોટો |
| કરજનું બ્યાજ | | | ૫ | ૯૮ | ૫ | ૯૮ ટોટો |
| બીજી જમે પાડેલી રકમોનું બ્યાજ | | | | ૩૭ | | ૩૭ ટોટો |
| પાછી મજરે આપેલી રકમો રીફંડ વગેરે | | | | ૪૦ | | ૪૦ ટોટો |
| | ૬૫ | ૨૦ | ૬૩ | ૧૬ | | |
| સીવીલ સાલ આખરે | | | ૨ | ૪ | | |
| નફાકારક જાહેર બાંધ કામ | | | ૪ | ૩૮ | | |

# ચર્ચાપત્રી વિગેરેને જવાબ.

સિહોરાથી મેહેતાજી જગજીવન કાશીરામ પૂછેછેકે જૂના પિંગળોમાં કેટલાક ગણના તથા અક્ષરના શુભાશુભ ફળ બતાવ્યાં છે તેનું કારણ શું? તમે ધારોછો તે પ્રમાણે એ વહેમની વાત છે અને તેથી દલપતરામ, નર્મદાશંકર, વગેરેના પિંગળમાં એ વિષય દાખલ કર્યો નથી. તે છતાં દગ્ધાક્ષર કાનને સારા લાગતા નથી અને તેથી પદને આરંભે ન મૂકવા એ નિયમ ખોટો નથી. તેમજ જૂના પિંગળોમાં ગણની મૈત્રીનો વિષય લખ્યો છે તે છેક પાયા વગરનો નથી. અમુક ગણની સાથે અમુક ગણ આવે ત્યારેજ સંગીત શાસ્ત્રના નિયમ પ્રમાણે તાલ બંધાઇ શકેછે. પણ ફલાણો ગણ લક્ષ્મી આપે ફલાણો ગણ કીર્તિ આપે, ફલાણા ગણથી રોગ કે મૃત્યુ આવે, એવી જે વાતો લખીછે તે કેવળ ખોટીજ છે.

---

સિકારપુરના મેહેતાજી ગોવર્ધન ગુલાબચંદ. ને માલમ થાયજે તમે કચ્છના રાજ મંડળ વિષે કવિતાઓ રચીને મોકલી છે તે અમે દાખલ કરી શકતા નથી. જો તમને કવિતા કરવાનો શોકજ હોય તો લોકોપયોગી વિષયો

ઉપર કવિતા કરો કે કોઇ પણ માસિક ગ્રંથમાં તેને જગા મળી શકે. રસિક અને સુબોધકારક હશે તો અમે પણ દાખલ કરીશું. યાદ રાખજો કે બારાઈ કરવી એ કવિનું કામ નથી અને કોઇ કવિએ કરી હશે તો તેને શિર કલંક છેજ. હાલના જમાનામાં કોઇ પણ તેને પસંદ કરતું નથી.

---

**લિંબુડાના મેહેતાજી નથુરામ પીતાંબર.** તમારી કવિતા નઠારી નથી પણ આ ચોપાનીયામાં ચાલુ ધર્મનું ખંડન કે મંડન અમે દાખલ કરતા નથી.

---

**પીલુન્દ્રાના મેહેતાજી ડાહ્યાભાઈ ભીમભાઇ** પોતાના ચર્ચાપત્રમાં પોતાના મેહેતાજી ભાઇઓને સારો બોધ કર્યોછે. તે કેહેછે તે પ્રમાણે મેહેતાજી-ઓએ ફુરસદની વખતે ગામના લોકને શાળાપત્ર, બુદ્ધિપ્રકાશ વગેરે ચોપાનીઆં તથા લાઇબ્રેરીની ચોપડીઓ વાંચી સંભળાવવી એ તેમનો ધર્મજ છે અને જે પોતાના દેશનું હિત ઇચ્છતો હોય તેણે એમ કરવુંજ જોઇએ, કેમકે એમ કર્યા વિના આપણા લોકમાંથી અજ્ઞાન અને વેહેમ કદી જવાના નથી. જગાની સંકોચને લીધે એ બધું ચર્ચાપત્ર અમે છાપી શકતા નથી તેને માટે દિલગીર છઇએ.

---

**મેહેતાજી મોરારજી વલ્લભભાઈ.** નિબંધનાં પેટાં પાડવાનું તમે ટાંચણું મોકલ્યું તે પહોચ્યું છે તમે જે ઇંગ્રેજી ગ્રંથ ઉપરથી એ ઉતારો કર્યોછે તેમાં જુજ ફેરફાર કરીને અમે એ વિષય લખી મૂક્યો છે તેથી તેનો ઉપયોગ કરી શકતા નથી, તો પણ તમારી મેહેનતને માટે તમારો ઉપકાર માનીએ છઇએ. બીજો કોઈ વિષય ઇંગ્રેજી ઉપરથી લખી મોકલશો તો અમે ખુશીની સાથે દાખલ કરીશું, કેમકે તમારૂં જ્ઞાન તથા ભાષા સારી જણાય છે.

---

**રેવાશંકર નરોતમ.** તમારૂ જ્વરાષ્ટક પહોંચ્યું છે પણ હાલ દાખલ કરવા જોગ નથી.

---

**એક આશાવાડી.** વાંચન ચોપડીમાં જોડણીની ભૂલો વિષે ફર્યાદ કરેછે તે વાજબી છે પણ એનો ઉપાય અમારા હાથમાં નથી. શુદ્ધ શબ્દોનું પત્રક શાળાશાપત્રમાં આપવાનો તમે માગોછો તેમ વિચાર છે, પણ તે એવડું મોટું થઈ જાયછે કે અત્યાર સુધી તેમ કરવું બની શક્યું નથી. રાજકોટ

ટ્રેનિંગકાલેજની પ્રવેશક પરીક્ષામાં ઉમેદવારને કાવ્યસંક્ષેપની કવિતા નહિ આ-
વડતી હોય તો ફિકર નહિ. નિશાળોમાં છઠ્ઠા ધોરણમાં જે શીખવાય છે તેની-
જ પરીક્ષા લેવાશે.

---

ડાહ્યાભાઈ પ્રેમાનંદ. અધરા શબ્દની ટીપ પહોંચી છે. તેના ખુલા-
સા હવે પછી આપીશું.

---

દોરાબજી ઉકડજી. તમે ચર્ચાપત્રના જવાબ મોકલ્યા તે ખરીછે.
પણ ઘણાખરા તો છપાઈ ગયાછે તેથી દાખલ કર્યા નથી.

---

બીજાં ચર્ચાપત્રો તથા વિષયો. હજી વિચાર પર રાખ્યાંછે.

---

## सारसंग्रह.

સેવિંગ બેંકમાં થાપણો—ઈ૦સને ૧૮૭૭-૭૮ની આખરે ઘલાકાની
સેવિંગ બેંકોમાં ૧ કરોડ ને આશરે ૪૪॥ લાખ અને ૭૮-૭૯ આખરે
એક કરોડને ૩૮॥ લાખ રૂપિઆ જમે હતા.

ચિત્ર કળા—શીખવવાનું મુંબાઇની સરકારે મધ્યમ વર્ગની નિશાળોને
માટે મંજુર કર્યુંછે.

આયર્લાંડમાં દુકાળ—પડ્યોછે અને તેને માટે ઉઘરાણાં ચાલેછે.

જર્મન લશ્કર—હજુ પણ વધારવાને માટે પ્રિન્સ બિસ્માર્કે દેશ પાસે
પૈસા માગ્યાછે. તેનું કારણ એ છેકે રૂશિઆ હાલ પોતાનું ઘણું લશ્કર
જર્મની ને આસ્ટ્રિયાની તર્ફે બહુ વધારે રાખવા માંડ્યુંછે.

સુના રૂપાની આયાત તથા નિકાસ—ગયા વર્ષમાં ૧ કરોડને ૬૬
લાખ રૂપિઆનું સોનું દેશ બહાર ગયું, અને ૧ કરોડ ૨૪॥ લાખ આવ્યું.
ચાંદીની કુલ આયાત ૧૦ કરોડ ને આશરે ૧૯ લાખ હતી તેમાંથી નિકાસ
૨ કરોડને ૮૧ લાખની થઇ હતી. એ ઉપરથી જણાય છેકે નિકાસ બાદ કર-
તાં ગયે વર્ષે ૮ કરોડ ને ૫૨॥ લાખ રૂપિઆનું સોનું રૂપું દેશમાં રહ્યું.

પાદશાહી વર્તમાન પત્ર—આયર્લૉંડના દુકાળને માટે ટીપ ઉભી કરી તેમાં ન્યુયાર્ક હાર્લૅડ નામના સ્વતંત્ર સંસ્થાનના વર્તમાનપત્રે પોતે પ્રથમ એક લાખ ડાલર ભર્યાછે.

તખ્ત સિંગજી સ્ટીમફેરી—ભાવનગરની ખાડી તોફાની હોવાથી તે માંથી જતાં લોકોને બહુ અડચણ પડતી હતી. તે દૂર કરવાને ત્યાંના નવા ઠાકોરે એક સ્ટીમફેરી એટલે વરાળથી ખેંચાતી હોડી બંધાવીછે. હિંદુસ્તાનમાં પહેલ વેહેલી એજ સ્ટીમફેરી થઇ. એ હોડી ૯૩ ફુટ લાંબીછે. એને એક છેડે ૨૫૦૦ ફુટ લાંબી સાંકળ તોલમાં ૧૮ ટનની બાંધેલીછે, અને બીજે કાંઠેથી વરાળના બળ વડે એ સાંકળ ખેંચતાં એ હોડી ખાડીમાં સહી સલામતીથી જા આવ કરી શકેછે. એનો જુમલે ખરચ ૨૬૬૯૫૨ રૂપિયા થયોછે.

ઘરમાં સૂતાં સૂતાં દેવળમાંનો બોધ સાંભળવાની જુક્તિ—હાલ યુનાઇટેડ સ્ટેટસમાં માન્સ્ફિલ્ડ ખાતે કાઢવામાં આવીછે. ત્યાં એક દેવળમાં ટેલીફ્રોન યંત્ર મૂકી તેના તારો આસપાસના ઘરમાં લઈ જવામાં આવ્યાછે. તેથી ઘરડા અને માંદા માણસો ઘેર બેઠા ઇશ્વર ભજનમાં ભાગ લઇ શકેછે.

હીરા બનાવવાની શોધ—હાલ ગ્લાસગોના રહેનાર મિ. જેમ્સટીઅરે રસાયની સંજોગથી હીરા બનાવ્યાછે. તે ખરા હીરાના જેવાજછે. ચળકતાછે કાચને પણ કાપેછે, અને કહેછે કે તે બનાવટના છે એમ કોઈ પણ રીત પરખાઇ શકતું નથી. જો એમાં હીરાના બધાજ ગુણ સિદ્ધ થયા, તો પછી તપાસજોરે હીરાવાળાઓ!

ક્ષયી રોગનું કારણ—હાલ એક દાકતરે એવું શોધી કાઢ્યું છેકે માણસની છાતીમાં એક જાતનો બારીક રોપો ઉગેછે અને તે માણસનું લોહી પીનેજ ઉછરેછે તેથી માણસ ચૂસાઇ ચૂસાઇ મરણ પામેછે. એ રોપો એટલો નાનો છેકે ગમે એટલો વધ્યો હોય તો પણ સૂક્ષ્મ દર્શક યંત્ર વિના દેખી શકાતો નથી. એજ દાકતર કાનના પણ એક રોગનું એજ કારણ બતાવેછે.

વસ્તીની ગણત્રી—આખા હિંદુસ્તાનને માટે ૧૮૮૧ ના ફેબ્રુઆરી માં માસમાં થનારછે.

**રૂશિયાની રાજ દ્રોહી મંડળી શું કરવા બેઠીછે!**—પોતાના પાદશાહને મારી નાંખવાને પ્રયત્ન કરતાં જરા પણ અળસાતાજ નથી, એક વાર નિષ્ફળ જાયછે, તો બીજીવાર ને, બીજીવાર નિષ્ફળ થાયછે તો ત્રીજીવાર પોતાની અઘોર ધારણા પાછળ મંડ્યાજ રહેછે. આ વરસમાં કેટલી વાર તેઓ એવા પ્રયત્ન કરી ચૂક્યાછે! એક મહીનો પણ પૂરો આડો જવા દેતા નથી. ફાંસીએ લટકેછે તેથી બીજાનો જરાએ ડરી જવાને બદલે ઓર વધારે મમતપર આવતા જણાયછે. ગઇ વખતે આગગાડી ઉડાવવામાં ફતેહ નહિ પામ્યા, ત્યારે આ વેળા એના મહેલની નીચે સરુંગ પાડી તેમાં દારૂ ભરી એને કુટુંબ સહવર્તમાનજ ઊડાવી મૂકવાનો વિચાર કર્યો. પણ રૂશિઆનો ઝાર પણ કોઈ એવો ભાગ્યશાળી છે કે આપણા દૈવ વાદીઓનું કહેવું નાકાલેમ્રિયતે જંતુ વિદ્ધ: शरशतैरपि—ખરૂં પાડે છે. આ વેળાના ક્રૂર પ્રયત્નમાં ઝારતો બચી ગયો, પણ ૩૫ પહેરેગીરો જખમી થયા, અને પાંચનો જીવથીજ બિચારા ગયાછે.

**મુડદાં રાખી મૂકવાની રીત**—હાલ રૂશિઆમાં એક જણે શોધ કાઢી છે. એથી માણસકે જાનવરનાં મુડદાં હોય તેવાં ને તેવાં વરસના વરસ સુધી રાખી શકાયછે, અને રૂપ રંગ કે નરમાશમાં કાંઇ પણ ફેર પડતો નથી. આ શોધ ઉપયોગી જાણી ત્યાંની સરકારે તેનો પટો પોતે ખરીદ કરી લઇ તે રીત જાહેરમાં મૂકીછે, તે રીત આ પ્રમાણેછે;—ઉકળતા પાણીના ૩૦૦૦ ગ્રામમાં ૧૦૦ ગ્રામ ફટકડી, ૨૫ ગ્રામ ખાવાનું મીઠું, ૧૨ ગ્રામ સુરોખાર, ૬૦ ગ્રામ પોટાશ, અને ૧૦ ગ્રામ સોમલનો તેજાબ. આ પાણીથી ઠંડુ પડ્યા પછી ગાળી નાંખવું અને તેના ૧૦ લિટર લઇને તેમાં ૪ લિટર ગ્લીસરાઇનના અને મીથીલિક આલ્કોહોલનો એક લિટર નાંખવો.

---

**મુંબાઈનો નવો ગવર્નર**—પાર્લમેંટમાં દાખલ થવાને માટે આપણો હાલનો ગવર્નર સર રિચાર્ડ ટેમ્પલ રાજીનામુ આપી એકદમ ૧૩મી માર્ચને રોજ રવાને થયોછે. તેની જગો ઉપર સરજેમ્સ ફર્ગુસન બ્યારોનેટ. કે. સી. એમ. જી. ની નેમણુક થઇછે. એની ઉમર આશરે ૪૮ વર્ષનીછે, અને કેટલેક વર્ષ હિંદુસ્તાનના અંડર સેક્રેટરીનું કામ પણ કરેલુંછે. એ કેટલાક વખત

સુધી દક્ષિણ આસ્ટ્રેલિઆ અને ન્યુઝીલાંડનો ગવર્નર હતો. તે વેળા ત્યાંનો વેપાર ધંધો વધારવાને એણે ઘણી મહેનત કરી હતી.

---

ગ્રેટ બ્રિટનના રાજ્યની ઉપજ તથા ખરચ—પાર્લામેંટમાં હાલ બજેટ મૂકવામાં આવ્યુંછે. તે ઉપરથી માલમ પડેછે કે ગયા સરકારી વરસમાં એ દેશમાંથી ૮૦ કરોડને ૮૯ લાખની ઉપજ તથા ૮૪ કરોડને ૨૧ાા લાખનો સરકારને ખરચ થયો હતો.

---

# केळवणीखातानी खबरो.

## આ. નં. ૩૭૭ સ. ૧૮૭૮–૭૯

### કચ્છની સ્કુલોમાં ઇનામ.

મહેતાજી ગોરધન ગુલાબચંદ તરફથી રૂ૦ા મહેતા ધારસી એહેચર તરફથી રૂ૦ાાા રા. મુરારજી ધનજી તરફથી રૂ૦ાા મૌવર ભાલા માલા તરફથી ૨૦–૬–૦ જાડેજા ડોસાજી તરફથી રૂ૦ાા મહેતા માનસંધ હેમરાજ તરફથી રૂ૦ા નારાણ શરોવરની નિશાળમાં વકીલ જોશી શીવજી વાઘજી તરફથી રૂ૦ાા મહેતા લાલજી નાથજી તરફથી રૂ૦ાા મોથાળાની નિશાળમાં રા. દયાશંકર શદાશીવ તરફથી રૂ૦ાા મુનસી તારમાહામદ તરફથી રૂ૦ા છેલ્લી વારશીક પરીક્ષા વખતે મહાજન સમસ્તે મળી રૂ૨) ની મીઠાઈ વેહેંચી. માંડવીની એ વ. સ્કુલમાં શા: આશકરણ ખેંગારના કુટુંબમાં રામજી જેવતને ઘેર દીકરો આવવાથી રૂ૩) ની મીઠાઈ વેહેંચી. તથા હેડમાસ્તરને રૂ૨ાા પાઘડીના આપ્યા તથા રૂ૧) આસીસ્ટંટને પાઘડીનો આપ્યો અને રૂ૦ા નોકરને આપ્યા. શા. પ્રેમચંદ આશકરણને ઘેર પુત્ર જન્મવાથી રૂ૧ા ની મીઠાઈ વેહેંચી રૂ૨ાા હેડમાસ્તરને રૂ૧) આસીસ્ટંટને અને રૂ૦ા નોકરને પાઘડીનો આપ્યો. ગઢની નિશાળમાં શેઠ ભગવાનજી કલ્યાણજી તરફથી રૂ૨ા ની મીઠાઈ તથા રૂ૨ાા મહેતાજીને પાઘડીના આપ્યા છેલ્લી વારશીક પરીક્ષા વખતે મહારાજાધીરાજ મીરજાં મહારાઓશ્રી ખેંગારજી બહાદુર તરફથી રૂ૧૧–૯–૦ નું ઇનામ વેહેંચ્યું. ભુજની મોહોમેડન સ્કુલમાં અભા હસન તરફથી રૂ૧) લાકડીઆની નિશાળમા રા. જેશંકર નરસીરામ તરફથી રૂ૬) ની મીઠાઈ વેહેંચી રા. રા. ચુનીલાલ

સારાભાઇએ પરીક્ષા કરી રૂ૭।। ની મીઠાઈ વહેંચી રા. દલપતરામ દયાશંકર તરફથી રૂ૦—૧૪—૦ રા. દલપતરામ દયાશંકરે પોતાના ચિરંજીવીને નિશાળે બેસારી રૂ૦—૧૪—૦ ની મીઠાઈ વહેંચી છેલ્લી વારશીક પરીક્ષા વખતે લાકડીઆ જાગીરઆતે રૂ૬।। તથા ઓરાવળ મહાજન તરફથી રૂ૬।। તથા વાગ્રીઆ મહાજન તરફથી રૂ૫) નું ઇનામ તથા મીઠાઈ વહેંચી. તેરાની કન્યાશાળામાં મહેતાજી ગૌરીશંકર દેવશંકર તરફથી રૂ૦—૯—૦ જખોદરના કારભારી મલુકચંદ તુળશી તરફથી રૂ૨ા માજી મહેતાજી નોતમરામ રણછોડજી તરફથી રૂ૦—૯—૦ ની ચોપડીઓ તથા રૂ૧।।। ના પેંડા વહેંચ્યા. કુમારશ્રી હમીરજી તરફથી રૂ૭।।। ઠ. લાલજી ગોરધનદાસ તરફથી રૂ૭।। શા. દેવજી ભારમલ તથા હંસરાજ પુંજા તથા જીવરાજ વીરજીએ મળી રૂ૨ા ની ચોપડીઓ તથા રૂ૧) ના પેંડા વહેંચ્યા અને રૂ૦—૧૧—૦ મહેતાજીને પાઘડીના આપ્યા. શેઠ ખીમજી ભીમજી તરફથી રૂ૧।।। ની મીઠાઈ તથા રૂ૭।। મહેતાજીને પાઘડીના આપ્યા. શા. જીવરાજ દેવશી તથા ઉકેડા કેશવજી તરફથી રૂ૧) શેઠ પ્રેમજી નારાયણ તરફથી રૂ૧ા ફતેગઢની નિશાળમાં મહાજન તરફથી રૂ૦—૧૩—૦ વાંઢીઆની નિશાળમાં ત્યાંના કારભારી કરશનજી અમીરાજ અને ન્યાયાધિશ સુંદરજી બાવાએ રૂ૧।।। ના રૂમાલ વહેંચ્યા અને રૂલ રએ-સેંજર મયારામ કરમણે તમામ છોકરાઓને જમાડ્યા. ગુંદીઆળીની નિશાળમાં ઠા. મેઘજી ખીમજીને ઘેર પુત્રનો જન્મથી રૂ૪)મીઠાઈ તથા રૂ૧ા મહેતાજીને પાઘડીનો આપ્યો. ઠા. દેવચંદ મોનજી તરફથી રૂ૨) મહેતાજી કરશનજી પરશોતમ તરફથી રૂ૧।।। મંગવાણાની નિશાળમાં રોકાના જાડેજા વેરસલજી તથા મેનેજર રા. હરજીવન ઉત્તમરામે પરીક્ષા લઈ રૂ૧ા ની ચોપડીઓ વહેંચી તથા રૂ૨ા ની મીઠાઈ અને રૂ૩।। મહેતાજીને પાઘડીના આપ્યા. અંજારની કન્યાશાળામાં ઠા. ચત્રભુજ રતનસીએ પરીક્ષા લઈ રૂ૨)ની મીઠાઈ વહેંચી તથા છેલ્લી વારશીક પરીક્ષા વખતે મહારાજાધિરાજ મીરજાં મહારાઓશ્રી ખેંગારજી બહાદુર તરફથી રૂ૯) નું ઇનામ વહેંચ્યું. કોઠારાની ગુજરાતી નિશાળમાં સ્ટેટ ઇજનેર રા. રા. જગન્નાથ સદાશીવે પરીક્ષા લઈ રૂ૨ા નાં પુસ્તક વહેંચ્યાં. ઠા. ડોસાભાઈ મોરારજી તરફથી રૂ૬। પુસ્તકો લેવા આપ્યા તથા મહેતાજીને પાઘડીના રૂ૨ા તથા રૂ૨ા ની મીઠાઈ વહેંચી. ઠા. ઓધવજી નાથાણી તથા ભેડા અરજણ તરફથી રૂ૦—૧૦—૦ મહેતાજી

ચત્રભુજ લાલજી તરફથી રૂ૨ા ઠા. રામદાસ દામજી તરફથી રૂ૦-૧૦-૦ જોની ભીમજી વાઘજી તરફથી રૂ૦-૧૦-૦ શા. વીસનજી કસ્તુર તરફથી રૂ૦। શા. પેસજી હીરજી તરફથી રૂ૦-૧૦-૦ ઠા. ડોસાભાઈ મોરારજીએ કોઠારાની ગૂજરાતી સ્કુલમાં વિજ્ઞાનવિલાસ ચોપાનીયું આપવું શરૂ કર્યું છે. ભદ્રેસરની નિશાળમાં ઠા. લધા ચત્રભુજ તરફથી રૂ૧) તથા રૂ૦ાા મહેતાજીને પાઘડીનો આપ્યો. અંજારની ગૂજરાતી નિશાળમાં શા. પ્રેમચંદ આશકરણને પેર પુત્ર જન્મથી રૂ૨ાા ની મીઠાઈ વહેંચી. મહારાજાધીરાજ મીરજાં મહારાઓશ્રી પ્રાગમલજી બહાદુર તરફથી છેલ્લી વારશીક પરીક્ષા વખતે રૂ૯) નું ઇનામ વહેચ્યું. નખત્રાણાની નિશાળમાં ત્યાંના થાણદાર રા. છગનલાલ લક્ષ્મીલાલ તરફથી રૂ૦ાા મહારાજાધીરાજ મીરજાં મહારાઓશ્રી પ્રાગમલજી બહાદુર તરફથી છેલ્લી વારશીક પરીક્ષા વખતે રૂ૯-૧૧-૦ નું ઇનામ વહેંચ્યુ. મનફરાની નિશાળમાં ઠા ગોવિંદજી મુળજી તરફથી રૂ૨ાા સોની ટોકરસી દેવકરણ તરફથી રૂ૦ નથુ ગોપાળ તરફથી રૂ૦ અડોઇની નિશાળમાં અંજારના ફોજદાર શેઠ ઇબ્રાહીમ સલેમાન તરફથી રૂ૦ાા ભીમાણી આમરજી બાપાજી તરફથી રૂ૦ાા ભીમાણી સુરજમલ આસારીઆ તરફથી રૂ૧) ભીમાણી પ્રતાપસંગજી પ્રાગજી તરફથી રૂ૦ાા મહાજન સમસ્ત તરફથી રૂ૨ાા વીંઝાણની નિશાળમાં જોશી માવજી આતમારામ તરફથી રૂ૧ા અબડાસા અદાલતના ન્યાયાધિશ રા. નર્મદાશંકર લાધાભાઈ તરફથી રૂ૧) ભુજપરની નિશાળમાં સોની નરસી રતનસી તરફથી ઉનાળામાં નિશાળના છોકરાને પાણી પાવાનું શરૂ કર્યું છે. સાબરાઇની નિશાળમાં જાડેજા બારાજી તરફથી રૂ૦-૬-૬ મહેતાજી દેવશંકર કલ્યાણજી તરફથી રૂ૦-૮-૬ ગુરજી ગુલાબ સાગરજી તરફથી રૂ૧-૫-૦ ભુજનારજાની ગૂજરાતી નિશાળમાં કોટવાળ વોરા વાઘજી રૂપજીએ પોતાના પુત્રને નિશાળે બેસારી રૂ૩ાા ની મીઠાઈ વહેંચી. મહેતાજી નાગજી લાલજી તરફથી રૂ૦-૧૪-૦ ઘણુવાની નિશાળમાં જાડેજા રેણુમલજી તરફથી રૂ૦ાા ભુજ નંબર ૧લા ની નિશાળમાં રા. વકીલ શીવજી વાઘજીએ રૂ૩) નાં પતાસાં વહેચ્યાં તથા રૂ૧ા મહેતાજીને પાઘડીનો આપ્યો, અને રૂ૧ા આસીસ્ટંટને પાઘડીનો આપ્યો. જોશી ભાણજી તરફથી રૂ૨ાા માનાના મઠની ગૂજરાતી નિશાળમાં જોશી નારાણદાસ રતનસી તરફથી રૂ૦ાા માંડવી ખલફાનસ્કુલમાં માંડવીના કારભારીરા. ઉદેચંદજીએ રૂ૧૨ાા ની

મીઠાઈ તથા રૂ૧૫) મહેતાજીને પાઘડીના આપ્યા અને રૂ૮) આસીસ્ટંટને પાઘડીના આપ્યા.

તા. ૩૦ મી અક્ટોબર ) (ઈંગ્રેજીસહી) દલપતરામ ડાભર
સં. ૧૯૩૫ મુ. જુન ) એ. ઇન્સ્પેકટર પ્રાંતરેવા.

---

જા. નં. ૭૬૭ સને ૧૮૭૯–૮૦

વાંસદા સ્ટેટના સીંધવાઈ ગામની નિશાળનું નવું મકાન તૈયાર થયું તેની વાસ્તુ વખતે નિચેના ગ્રહસ્થોએ રૂ૧૫–૧૪–૦ ભેગા કરી તેમાંથી રૂ૯) બ્રહ્મભોજન તથા છોકરા જમાડવામાં, રૂ૧–૯–૦ બ્રાહ્મણોને દક્ષણામાં, રૂ૦–૫–૦ પાનસોપારીમાં ખરચ્યા અને રૂ૫) ની મહેતાજીને પાઘડી બંધાવી. રૂ૨) પોલીશપટેલ ગોપાળ નાહાના. રૂ૧) પટેલ ઉકાભાઈ કાનજી. રૂ૧) પટેલ ભગા હરી. રૂ૦ા પટેલ નારાણજી જીવણ. રૂ૦ા પટેલ ભીખાભાઈ કાહાના. રૂ૦ા પટેલ ગોસાઈ લાલા. રૂ૦ા પટેલ ગોપાળ નથુ. રૂ૧) પટેલ ભીખા રામજી. રૂ૦ા મે. કુલબભાઈ શંકરજી. રૂ૦ા ઢો. દાજી મકન. રૂ૧) ચોધરી ચેતા ભીખા. રૂ૦ા ઢો. માંદા ગોવંદ. રૂ૦ા ઢો. ગાંગજી ચોધરી. રૂ૦ા રજપુત રતનજી દેવા. રૂ૦ા રજપુત રામસીંગ દેવા. રૂ૦ા દક્ષણિ દેવા બાબુ. રૂ૦ા શેઠ હોરમજજી ધનજીભાઈ. રૂ૦ા પટેલ ઉકા ખુશાલ. રૂ૧) ઢો. જીવલો હોરીઓ. રૂ૦ા ઢો. ઉકલા ચીજલા. રૂ૧) ઢો. હોરા લાછીઆ. રૂ૦ા ઢો. ગોપલા ધનજી. રૂ૦ા કાયુડીઆ માધવા. રૂ૦–૪–૦ ઢો. ગાભણ્યા શોમલા. રૂ૦ા ઢો. ભેસંગ મકન. ચીખલી કન્યાશાળામાં પરીક્ષા વખતે એક સદગ્રહસ્થે રૂ૧)ની મીઠાઈ વહેંચી. દેગામ તાલુકે ચીખલીમાં જનરલડિપ્યુટી કારકુન છોટાલાલ જેઠારામ રૂ૦ા નાં પતાસાં તથા કણભાઈના તલાટી રતનજી લાલભાઈએ રૂ૦ ની મીઠાઈ વહેંચી. વાંસદાની નિશાળમાં ઝઘડીઆના થાણદારસાહેબ રાજેશ્રી હીમતરામ ઉમીઆશંકરે રૂ૨) ની મીઠાઈ તથા રૂ૩) રોકડા મળી કુલ રૂ૫)નું ઇનામ વહેંચ્યું. બગવાડામાં સુરતવિભાગના ડેપ્યુટી એ. ઇન્સ્પેકટર સાહેબના

રકુન આ. વેણીલાલ ભગવાનદાસે. રૂ૦ાા ની સાકર વહેંચી. કોપરલીની નિશાળમાં તલાટી હરીભાઈ બાજીભાએ રૂ૦ાા તથા શા જકતા ઓપાજીએ રૂ૦ાા શેઠ એદરજી પાલણજીએ રૂ૦ાા શા. પરાગ જેતાજીએ રૂ૦ાા શા. નાથાજી કાનાજીએ રૂ૦ા તથા સુથાર વીસરામ ભુલાએ રૂ૦ા મળી રૂ૨ાા નો ચોપડીઓ, સ્લેટો મીઠાઈ વિગેરે વહેંચ્યું. અબ્રામાની નિશાળમાં સ્કુલકમિટિના મેમ્બરોએ પરીક્ષા થઈ તે વખતે સરકારી ઇનામ વહેંચાયા બાદ રૂ૩ નાં પતાસાં વહેંચ્યાં. વેગામની નિશાળમાં સુરભાઈ સુખાભાઈ ઉઘરાતદાર નારાણજી. વલભભાઈ પોલીશપટેલ, કલ્યાણજી ગોવંદજી જીવાભાઈ ગોવંદજી, નીછાભાઈ ખુશાલભાઇ અને ખાલપા રતા એ દરેકે રૂ૦ાા આપી રૂ૩) ભેગા કરી તે મધ્યેથી રૂ૨) ની ચોપડીઓ અને રૂ૧) ની મીઠાઈ વહેંચી. અંચેલીની નિશાળમાં સ્કુલ કમિટિના મેમ્બર જગાભાઈ કલ્યાણજીએ ખુશીથી રૂ૦ા નાં પતાસાં વહેંચ્યાં. સુલતાનપુરની નિશાળની વારસીક પરીક્ષા વખતે નીચેના ગ્રહસ્થોએ રકમ રૂ૭) ની ભેગી કરી તે મધ્યેથી છોકરાઓને ચોપડીઓ તથા મીઠાઈ વહેંચી. રૂ૧ાા નારણજી લાલભાઈ. રૂ૧) કુંવરજી મોરારજી. રૂ૦ાાા જગદીસ ભીખાભાઈ. રૂ૦ાા ફકીરભાઈ વલભભાઇ. રૂ૧ા નાગરભાઈ ભીખાભાઇ. રૂ૧) ગાંડાભાઈ ગોસાઈ. રૂ૦ાાા મોરારજી હરિભાઈ. રૂ૦ા કુંવરજી નારાણજી. દાંડીની નિશાળની પરીક્ષા વખતે આ. કાલેખાન સાહેબખાંને રૂ૨) ની ચોપડીઓ તથા રૂ૧) નાં પતાસાં વહેંચ્યાં. પારડી તથા જલાલપુરની નિશાળમાં વારસીક પરીક્ષા વખતે પટેલ પરભુભાઈ કુંવરજી તથા ખુશાલભાઈ કલ્યાણજીએ રૂ૦-૧૩-૯ ની ચોપડીઓ વહેંચી. ગણદેવી સર જમસેદજીની ગુજરાતી નિશાળમાં પરીક્ષા વખતે શેઠ હોરમજજી મંચેરજીએ રૂ૧) ની મીઠાઈ વહેંચી. ખરસાડની નિશાળમાં રૂકના દરોગા રા. હરેર રામજીએ રૂ૧) નાં પતાસાં વહેચ્યાં. કછોલીની નિશાળમાં વારશીક પરીક્ષા વખતે નીચેના મેમ્બરો તથા ગ્રહસ્થોએ રૂ૩) ની મીઠાઈ વહેંચી. રૂ૧) બાણા રતા. રૂ૦ાા કસન નારાણજી. રૂ૧) જોગી મોરારજી. રૂ૦ાા રતનજી નીછાભાઈ. મગોદડુંગરીની નિશાળમાં શેઠ રતનજી પાનાચંદે પુત્રનો જન્મ થવાની ખુશાલીમાં તમામ છોકરાઓને સાકર વહેંચી. દેગામતાલુકે પારડીની નિશાળમાં વલસાડ ડીવીઝનના ઓવરસીયર સાહેબ રણછોડદાસ નરોતમદાસે રૂ૧) ની સાકર તથા પારડી તાલુકાના ફોજદારસાહેબે રૂ૦ાાા

ગેલાકીના જમાદારસાહેબે રૂ૦ ની સાકર વહેંચી. બીલીમોરા સરજ. નિશાળમાં મી. હીમજીભાઈ હોરમજજીએ રૂ૨-૧-૦ ની ચોપડીઓનું ઇનામ વહેંચ્યું. અંચેલીની નિશાળમાં શા. પરાગ ભુલાએ પોતાના છોકરાને નિશાળે બેસારી રૂ૦ ની ચીસાપેનો તથા રૂ૦ ની મીઠાઇ વહેંચી. ચીખલી કન્યાશાળામાં મહેતાજી વૃંદાવનદાસ રૂ૦ાા ની ચોપડીઓ તથા રૂ૦ ની મીઠાઈ વહેંચી. અંબાડાની નિશાળમાં અંબાડાના રહેનાર ગ્રહસ્થ ભગવાનજી માવજીએ રૂ૧) તથા મી. ડાયાભાઈ કુંવરજીએ રૂ૦ાા મળી રૂ૧ાા નાં પતાસાં વહેંચ્યાં. વાપીની નિશાળમાં મહેરબાન આસી. કલેકટરસાહેબે રૂ૦-૧૪-૦ની ચોપડીઓ વહેંચી વલસાડ બ્રેંચ નં ૧ ભાની નિશાળમાં ખંભાતના શા. નરોત્તમદાસ મીરારદાસે રૂ૧ાા ની સાકર વહેંચી.

(ઇંગ્રેજીસહી) વૃજરામ વજેરામ મે.

આ. ડે. ઈ. સુ. વિ.

---

ખેડાવિભાગ.

જા. નં. ૩૯૧ થી ૯૫૧ સુધી.

અલીણા,—નડીયાદના મામલતદાર સા. ઝવેરભાઇએ રૂ૧) ગુજરાતી નિશાળમાં તથા ઉરદુ નિશાળમાં રૂ૦ાા કુલ રૂ૧ાા નાં પતાસાં વહેંચ્યાં.—કનઝરી, નડીયાદના મામલતદાર સાહેબ ઝવેરભાઇએ રૂ૧) સાકર વહેંચી.—ઉતરશંડા, નડીયાદના મામલતદાર સાહેબે રૂ૧) પતાસાં.—મહુધા, રા. સા. મામલતદાર સાહેબ તથા ઝવેરભાઈ નાથાભાઇ દેસાઇએ કન્યાશાળામાં પધારી છોકરીઓને નીચેના ગ્રહસ્થોએ મળી ઇનામ વહેંચ્યું. રા. સા. ઝવેરભાઈ નાથાભાઈ દેશાઇ રૂ૨) મુખી નારણદાસ લલુભાઇએ રૂ૧) શેઠ મંછુભાઈ લખુભાઈ. રૂ૧) ભાઈ શીવલાલ ભોગીલાલ. રૂ૦ાા પોષ્ટમાસ્તર મણીશંકર પ્રભાશંકર. રૂ૦ાા દેશાઈ માણેકલાલ અમરતલાલ. રૂ૧) અમીન હીમાભાઈ અજુભાઈ. રૂ૧) શેઠ નાથાભાઈ ખીમચંદ. રૂ૦ાા પરીખ પીતાંબર કુબેર રૂ૦—કપડવંજકન્યાશાળા, રા. સા. મધુવચ્છરામ બળવચ્છરામ સબારડીનેટ જડજસાહેબે રૂ૨) મીઠાઈ.—સલુણ, તલાટી કેશવલાલ નંદલાલે રૂ૩ ઇનામ વહેંચ્યું. તેમજ શીવલાલ જાદવજીએ રૂ૧) નું ઇનામ વહેંચ્યું.—માતર, બ્યાસ લક્ષ્મીશંકર ગંગાશંકર પોતાના છોકરાને નિશાળે બેસારી રૂ૩) ચોપડીઓ તથા મીઠાઈ વહેંચી.—મોગરરાજપુર, મહારાણાશ્રી સરદારશીંગજી માધવ-

સીંગજી તથા મહારાણાશ્રી અંદરસીંગજી નારણસીંગજી રૂ૧ાા પતાસાં—બોરસદકન્યાશાળા, રા. સા. સબોરડીનેટ જડજસાહેબ મધવજીરામ બળવન્તરામ ૨૨) મીઠાઈ.—નાપાડ, ફર્સ્ટક્લાસ ચીફ કોનસ્ટેબલ હિંદુજી દેશાઇજીએ ૨૧) મીઠાઈ વહેંચી.—નડીઆદ, ખેડાજીલ્લાના મે. આસિસ્ટંટ કલેકટરસાહેબ બહાદુરે ગરીબના છોકરાઓને ૨૫) ની ચોપડીઓ તથા સ્લેટો ઇનામમાં આપી—શોડપુર, પટેલ ગીરધર લાલદાસે પોતાના છોકરાને નિશાળે બેસાડી રૂ૩) મીઠાઈ. મુખી બાબરભાઈ જોરભાઈ રૂ૧ાા રા. મોતીચંદ ઝવેરચંદ રૂ૧ાા ઉપાધ્યા શીવરામ બુધરજી રૂ૧ાા બારીઆ પુંજાભાઈ આદરભાઈ રૂ૦ાાા કુલ રૂ૮ા ઇનામ વહેચ્યું.

| મુ. આણંદ. | (ઇંગ્રેજીસહી) મણીધરપ્રસાદ તાપીપ્રસાદદેશાઈ. |
|---|---|
| ૧૦-૧૨-૬૯ | ડે એ. ઈ. ખેડાવિભાગ. |

---

## ગોહીલવાડપ્રાંત.

જા. નં. ૧૧૩૦

સિહોર,—કન્યાશાળા ભાવનગરના નામદાર મહારાજા ઠાકોરસાહેબ તરફથી ૨૧૦) ચોપડીઓ.—ઉમરાળા, ભાવનગરના નામદાર મહારાજા ઠાકોરસાહેબ તરફથી ૨૬) ઉનાળામા પાણી ભરાવ્યું.—ઉટવડ તથા કોટડાપીઠા, વાળા મણસુર હરસુર ૨૨) મીઠાઈ.—રાજપીપળા, તાલુકે લાઠી આજમ માંણકલાલ લાધાભાઈ લાઠીના મુખ્ય કારભારીસાહેબ ૨૫) મહેતાજીને પાઘડીના ને ૨૧) મીઠાઇ વહેંચી.—બુમલી, મહેરબાન ગૌરીશંકર ઉદેશંકર ભાવનગરના મુખ્ય દીવાનસાહેબ ૨૧૩ લુગડાં ૨૧) મીઠાઈ.—રોહીશાળા, કમિટિના મેમ્બરો કોઠારી રણછોડ ઝવેર, પટેલ હરિરામ તથા તલાટી દયાળ ભગવાન ૨૨) ચોપડીઓ ૨૨-૧-૦ મીઠાઈ તાલુકા સ્કુલમાસ્તરે તથા સ્કુલ નીપસિંહજી આબોજાજી ૨૭-૧-૬.,—રાવળ, આજમ પંચાળીઆ પોલીસ ઇનસ્પેક્ટર સરવૈયા માનાભાઈ દાદીદાઈ.—ભાળીયા, સ્કુલ કમિટિના પ્રેસિડેન્ટ સાહેબ લીમાં.—કતપુર, રેને દરબાર તરફથી ૨૩) સાકર.—વીરપુર, આજમ ૨ગા મીઠાઇ.—કો હેમરાજ તથા બીજા મેમ્બરો મળીને ૨૦ાા મીઠાઈ.—મુખ્ય કન્યાશાળા ૨૧૦) લુગડાં ( અપુરૂં )

---

તરફથી રૂ૧૦) ચોપડીઓ રૂ૫) લૂગડાં રૂ૨) મીઠાઈ.--ગઢડા, દાકતરે શા. મોતીલાલ કુશલજી રૂ૨) મીઠાઈ.—ગુંદાળા, તાલુકે ગઢડા પોલીશ ફોજદાર અંબાશંકર મહાશંકર રૂ૧-૮-૬ મીઠાઈ.—ગઢડા, કન્યાશાળા દાકતર સા. મોતીલાલ કુશલજી ૨૦-૧૧-૩ ચોપડીઓ રૂ૧) મીઠાઈ. સદર પોષ્ટમાસ્તરે રૂ૦। મીઠાઈ.--સાંઢખાખરા, રા. અંબાલાલ હરિલાલ દેશાઈ રૂ૦-૧૫-૦ મીઠાઈ.—વાવડી, તાલુકે પાલીતાણા રા. અંબાલાલ હરિલાલ દેશાઈ રૂ૦। લુગડાં ૨૦-૧૦-૬ મીઠાઈ. તા. ૨૩-૧૦-૭૯ મુ૦ ઘોઘા

(ઇંગ્રેજી સહી.) કનૈયાલાલ ગીરધરલાલ.
સ. ડે. એ. ઈ. ગો. પ્રાં.

---

## હાલારપ્રાંત.

ખીરસરા,— વકીલ શવજી વહાલજી રૂ૮ાા મીઠાઈ તથા રૂમાલ તથા મહેતાજીને તથાસિરટંટને ઇનામ.—ભાળીયાધ્રોળ, મહાલ સરેપદડના આજમ થાણદારસાહેબ ગુલાબચંદ હીરાચંદ, મુખી પટેલ બેહેચર હરજી, મીયાં જમાલ તૈયબ, ચાઉઓસ માણ, સોની જેરામ ઝવેર, તલાટી: ઝીણા જસરાજ, ભાટેજા વખતાજી નાથાજી, ઠકર નહાજી જીવા તથા માંડલીયા માધવ કહાનજી રૂ૪ાા છોકરાઓને જમાડ્યા.—વડાળા, (શેઠનું) પટેલ મેઘજી જેઠા, ઠકર મનજી વીરાણી, ઠકર પરસોતમ તેજાણી તથા ભાઉ ગોવિંદજી ગોપાળજી રૂ૧) મીઠાઈ. કંડોરણા, આજમ મામલેદારસાહેબ માનશંકર રૂ૫જી, આજમ આણંદરાવ યશવંતરાવસાહેબ તથા દેશાઈ મોતીચંદ પ્રેમચંદ વિગેરે ચોપડીઓ તથા સ્લેટો નં.૩૫ મીઠાઈ વહેંચી.—લાલપુર, વકીલ ઓધવજી રવજી રૂ૧) મીઠાઈ.—જોડીઆ, માજીસ્ટ્રેટ સાહેબ

સાહેબ આજમ સારાભાઈ માંડણજી ૩૦-૫-૦ પતાસાં.—વણુથલી સ્કુલ કમિટિના પ્રેસિડેન્ટ સાહેબ તથા મેમ્બરોએ મળીને પરીક્ષા લીધી તેથી ખુશીખાતર શા. રણછોડ મોરારજીએ ૩॥ પેડા વહેચ્યા.—કાલાવડ, કન્યાશાળા બાઈ માનુ આજમ પોલીશ ફોજદારની ભિઆઇ જોડીઆબંદરમાં કષ્ટમખાતાના ખૂ રા. બેહેચર એતસિહ તથા તેમની સ્ત્રી બાઇ પારવતી, નવાનગરના સરે ન્યાયાધિસ સાહેબ આજમ નારાયણરાવ બાળકૃષ્ણ ૩૦॥ પતાસાં તથા પેડા તથા રૂમાલ તથા અતલસ.—સલાયા, આજમ સલાયા વહીવટદાર સાહેબે ૩॥ મગફળી.—લાલપુર, લાલપુરના વકીલ નાગજી સુંદરજી ૩૪-૪-૬ મહેતાજીને તથા આસિસ્ટંટોને ઇનામ.—પડધરી, રાજકોટના ભાયાત કુમારશ્રી રામસિંહજી તથા ભુપતસિંહજી ૨૧॥ સાકર.—ધોરાજી, કન્યાશાળા આજમ ધોરાજી મુનસફ સાહેબે ૨૦-૩-૦ ચોપડી નં. ૨ આપી.—ટંકારા, ઠકર મથુરદાસ દાદાભાઈ તથા સ્કુલકમિટિના મેમ્બરોએ મળીને ૩૨॥ પતાસાં.—મગથડા. સ્કુલકમિટિના મેમ્બરોએ ૩॥ સાકર.—ગવરીદડ, સ્કુલકમિટિના પ્રેસિડેંટ આજમ ફોજદાર દેવકરણ માવજી તથા બીજા મેમ્બરો ૩૧) સાકર તથા કોપરાં.—અમરાપોર, આજમ પ્રાંત થાણદાર સાહેબે ૬॥ સાકર.—કાલાવડ, સંસ્થાન નવાનગરના આજમ સરે ન્યાયાધિસ સાહેબ ૨૧ મીઠાઈ.—લાલપુર, ઠકર નાગજી સુંદરજી ૩૪-૪-૬ મહેતાજીને તથા આસિસ્ટંટને ઇનામ.—ભાડલા, સ્કુલ કમિટિના પ્રેસિડેન્ટ સાહેબ તથા મેમ્બરો મળીને ૩૨) ના પેડા.—વડાળા, ઠકર કાળા ગોવિંદજી, તથા પોલીશ ફોજદાર દેવકરણ ગીગા ૨૦-૧૧-૦ સાકર તથા પતાસાં.—ખંભાળીયા, ગોસ્વામી મહારાજ વિઠલેશજી દ્વારકાંનાથવાળા ૩૬) સાકર.—સલાયા, આજમ પોલીશ ફોજદાર કલ્યાણજી મોરારજી તથા આજમ ખંભાળીયા તાલુકા સ્કુલમાસ્તર તથા સ્કુલ કમિટિના મેમ્બરો ૩૧॥ ચોપડીઓ,—રાવળ, આજમ ખંભાળીઆ પોલીશ ઇંન્સ્પેક્ટર સાહેબ ૨૦-૧૩-૦ મીઠાઈ.—ભાણીયા, સ્કુલ કમિટિના પ્રેસિડેન્ટ સાહેબ તથા મેમ્બરો મળીને દરબાર તરફથી ૨૩) સાકર.—વીરપુર, આજમ મામદાર જગજીવન હેમરાજ તથા બીજા મેમ્બરો મળીને ૩॥ મીઠાઈ.—

(અપુરૂં)

---

# सरकारी जाहेरखबर.

નંબર ૫૧૩૦ સને ૧૮૭૯—૮૦

છોકરા તથા છોડીઓની વર્નાક્યુલર (ગુજરાતી ને ઉર્દુ) નિશાળોમાં વ-
ર્ગ ચડાવવા બાબત જે હુકમો આપેલછે તેમાં નીચે મુજબના ફેરફાર કર્યાછે
અને તે ૧લી એપ્રિલ સને ૧૮૮૦ને રોજથી અમલમાં આવશે.

અ. તેર માસ સુધી જેની નિશાળની પરીક્ષા થઇ ન હોય,તે મહેતાજી-
ઓએ પોતાની જવાબદારીએ ઉપલા ધોરણમાં ચડાવવા. જ્યારે પરીક્ષક અમ-
લદાર આવે, ત્યારે વર્ગ ચડ્યા પહેલાં જે ધોરણ ભણતાં હતાં તે ધોરણની
છોકરાને પરીક્ષા અપાવવી, અથવા વર્ગ ચડ્યા પછી શરૂ કરેલા ધોરણના
અર્ધા વિષયો પુરા થયા હોય, તો તે નવા ધોરણની અપાવવી.

બ. જે છોકરાં એવાં હોશીઆર હોય કે એક વરસમાં બે ધોરણ પૂરાં
કરી શકે,તેને પરીક્ષક અમલદારની મંજુરી સિવાય ૧લાથી ૪થા ધોરણ સુધી
ઉપર ચડાવવાનોઅખ્તિઆર મહેતાજીઓને આપવામાં આવેછે. પણ કોઇ
પણ વખતે બે કરતાં વધારે ધોરણ એક વરસમાં ચડાવવાં નહિ. જેમકે,
એક વર્ષે પહેલા ધોરણમાં રજુ કરી પાસ કરાવેલા છોકરાને બીજે વર્ષે ત્રી-
જા ધોરણમાં રજુ કરાવી શકાય, પણ ચોથા ધોરણમાં નહિ. વળી, પરીક્ષક અમલ-
દારની આવતી પરીક્ષામાં જે ધોરણમાં છોકરાં રજુ કર્યાં હોય તે ધોરણ કોઇને
આપવું નહિ આવડતું હોય, તો પરીક્ષા વિના ઉપર ચડાવવામાં આવ્યું હતું,
એવું બહાનું માન્ય કરવામાં નહિ આવે. જેમકે ધોરણ બહારના છોકરાને
એક વર્ષમાં બીજા ધોરણ સુધી ચડાવ્યો હોય, તો બીજું ધોરણ આવડતું
નથી એમ કહેવું નહિ ચાલે. બ્રાંચમાંથી સુપીરિઅર નિસાળમાં ચડાવેલાં ને,
પણ આ ધારો લાગુ પડેછે.

૨. ચોથા ધોરણથી છઠા ધોરણ સુધીમાંતો ચડાવવાના ધારાછે તે મુ-
જબ રહેશે, અને તેમજ વાર્ષિક પરીક્ષા પછી ચડાવવાના ધારા પણ કાયમ
જ રહેશે.

મુ. જંબુસર { (ઈંગ્રજીસહી.) જી. બુહ્લર.
૧૮મી માર્ચ. ૧૮૮૦ { એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉ. પ્રાંત.

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL PAPER

MAY 1880.

પુસ્તક ૧૯ મું. મે અંક ૫ મો.

મેં તાજી બહુ મોટું તુજ, નામ તેમ છે કામ;—
કર અંતે મન કેળવણી, ખરી એતી ધરી હામ.

અનુક્રમણિકા. પૃષ્ઠ. Contents. Pages





(કેળવણી ખાતાના હુકમથી)


અમદાવાદ મધ્યે

મામાની હવેલીમાં યુનાઈટેડ પ્રિંટિંગ અને જનરલ એજનસી કંપની લિમિટેડના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.

મૂલ { (રૂ૧) વરસનો આગાઉથીજ. } ટપાલ ખર્ચ
{ (રૂ૦)‌= છૂટક અંક એકના. } જૂદું.

गूजरात शाळापत्र.

પુસ્તક ૧૯ મું. મે સન ૧૮૮૦. અંક ૫ મો.

# केळवणीखातानो रीपोर्ट भाग २ जो.

## યુનિવર્સિટી.

૧. એફ. ઇ. એની પરીક્ષામાં ૫૭, બી. એ. માં ૪૨, અને એમ. એ. માં આ વરસે ત્રણ પાસ થયા હતા. એલ. એલ. બી. માં પાસ થનારની સંખ્યા ૬ હતી. વૈદક ખાતામાં પહેલી એલ. એમ. માં ૨૪, બીજીમાં ૧૮ અને એમ. ડીમાં કોઈ નહિ. સિવિલ ઈજનેરીની પહેલી પરીક્ષામાં ૧૮, અને એલ. સી. ઈ. માં ૧૬ જણ પાસ થયા હતા.

૨. આ વરસમાં આપણને જાણવા લાયક મોટામાં મોટો બનાવ એ બન્યો છે કે અમદાવાદમાં ગૂજરાતકાલેજની સ્થાપના થઈ. અસલ પ્રાવિન્શિયલ કાલેજ હતી પણ તે સને ૧૮૭૨થી બંધ કરવામાં આવી હતી, કેમકે ત્યાં ભણનારને કાંઈ ડીગ્રી મળી શકતી નહોતી અને તેથી લોકોને ત્યાં ભણવા જવું દુરસ્ત પડતું નહિ. પણ હાલતો યુનિવર્સિટીએ એને કબુલ કરીછે અને એફ. ઈ. એ. સુધી ભણાવવાની ગોઠવણ થઈ ચૂકી છે. ૮૦૦૦ રૂપિયા લોકોના અને ૮૦૦૦ રૂપિયા સરકારના મળીને એનો ખર્ચ ચાલેછે, હજી એમાં સ્કોલરશિપોની ખોટ છે, પણ આશાછે કે ઉદાર ગૃહસ્થો એ ધીમે ધીમે પૂરી પાડશે.

અમદાવાદ અને પૂનામાં વૈદકની નિશાળો સ્થાપન થઈ એ પણ એક અગત્યની વાતછે. એક ફારેસ્ટકલાસ એટલે જંગલ ખાતાની કેળવણી આપનારો વર્ગ તથા ખેતીવાડીનો વર્ગ ( એગ્રિકલચરલકલાસ ) પણ આજ વર્ષે

પુનામાં સ્થાપન કરવામાં આવ્યાછે. સરરિચાર્ડ ટેંપલની કારકીર્દીમાં ગુજરાતની ઉંચી કેળવણીને ઘણું ઉત્તેજન મળ્યું એમાં કાંઇ પણ સંદેહ નથી. ખરેખર સેદજી ફરદુનજી પારેખવાળી ઉદ્યોગ શાળા પાછી સુરતમાં ૧૮૭૮ના જાનેવારી માસથી ચાલુ થઇછે, પણ હજી તે આબાદી ઉપર આવતી જણાતી નથી.

૩. આપણા દેશના વિદ્યાબળની ગણના કરતી વખતે ઘણી વેળા એમ જાણવાનું મન થાય છે કે આજપર્યંત યુનિવર્સિટીની પરીક્ષામાં પાસ થઈ તે કેટલા માણસ નીકળ્યા હશે. તેથી આવી હકીકતના પત્રકો આ વર્ષે રીપોર્ટમાં આપ્યાછે તેનો કાંઇક સાર નોંધી લેવો અમને ઘણો જરૂરનો જણાય છે. કુલ એમ. એ. ૭૧, બી. એ. ૩૦૮, એલ. એલ. બી. ૮૨, એલ. એમ. ૧૩૯, એમ. ડી. એકજ, અને એલ. સી. ઈ. ૭૬ થયાછે. ૧૮૭૩–૭૪ ની પહેલાં કોઇ એમ. ડીની પરીક્ષામાં આવતું નહિ. ત્યાર પછી એક આવવા લાગ્યો, પણ ૭૫—૭૬માં પાસ થયો. ત્યારપછી પાછો કોઈ ઉમેદવાર જણાતોજ નથી. એ રીતે એ યુનિવર્સિટીની ડીગ્રી ધરાવનારનો કુલ આંકડો ૭૪૭ થાયછે—ખરેખર એક આખી *પલટનજ થઇ.

ઉપલી ગણત્રીમાં એફ. ઈ. એ. ને તો આપણે ગણ્યાજ નથી. તેને પણ ગણતાં દેશમાં દરેક કોમવાર કેટલા કેટલા પાસ થએલા છે એ જાણવું પણ ઘણું મનોરંજક અને બોધકારકછે. માટ્રિક્યુલેશન શિવાય કોઈ પણ યુનિવર્સિટીની પરીક્ષામાં પાસ થયા હોય તેને ગણીએ, તો હિંદુમાંથી ૧૦૧૯, પારસીમાંથી ૪૦૪, ખ્રીસ્તી ૮૪, મુસલમાન ૩૨, અને ૧૪ પરચૂરણ નીકળી આવેછે. એ ઉપરાંત ૫૧ યુરોપિઅન થાયછે. હિંદુઓની સંખ્યામાં ગુજરાતી કેટલા અને મરાઠી કેટલા એ આ પત્રકો પરથી જણાતું નથી. અમને દીલ-

*એમાં હિંદુ કેટલા અને તેમાં પણ ગુજરાતી હિંદુ કેટલા એ જાણવાની જરૂરછે, પરંતુ આ પત્રકો ઉપરથી તે માલમ પડતું નથી. તો પણ એક પલટનની ટુકડી જેટલા તો ગ્રાજ્યુએટો આપણા ગુજરાતી હિંદુઓમાંથી થયાજ હશે. દિલગીરીની વાત છે કે દેશ સુધારામાં એ ટુકડીની કાંઈ પણ અસર થઇ નથી. એમાંના બે કે ત્રણ સિવાય તો કોઈ વિદ્યા વૃદ્ધિ કે દેશ સુધારામાં મેહેનત કરતો પણ જણાયો નથી એ વધારે ખેદકારક અને ચિંતા ચર્ચા કરવા જોગ બનાવછે. દક્ષિણમાંનો ગ્રાજ્યુએટોએ ભારી અમલ મચાવી છે.

ોરીની સાથે એમ લાગેછે કે એમાં આપણા ગુજરાતી હિંદુઓની સંખ્યા મુકાબલે ઘણી ઓછી માલમ પડશે.

માટ્રિક્યુલેશનમાં આજસુધી ૩૫૯૫ પાસ થયા છે. એમાં ૨૪૯૬ હિંદુ ૭૬૨ પારસી અને ૭૭ મુસલમાન હતા.

૪. કાલેજની કેળવણીનો ખરચ ભણનારના માબાપઉપર કેટલો પડેછે તે બાબત પ્રોફેસર વર્ડ્સવર્થનો અભિપ્રાય નોંધી રાખવા લાયકછે. નિર્ધન છોકરાઓને કાલેજોમાં સરકાર ઘણું કરી મફત કેળવણી આપે છે એમ જે કહેવાયછે તે ખોટું છે. તે કહેછે કે મુકાબલે તો હિંદુસ્તાન કરતાં ઇંગ્લાંડમાં કેળવણી મફત અપાય છે કેમકે પ્રાચીન કાળના રાજાઓ અને ધનવાન પુરૂષો પાઠશાળાઓને માટે જાગીરો આપી ગયા છે. અહિંયાં એવી જાગીરો ન હોવાથી કાલેજ ચલાવવાનો ખરચ સરકાર આપેછે, પણ અહિંયાં વધુ છોકરાના માબાપ ૧૨૦ રૂપિઆ ફી ભરેછે તે ફ્રાન્સકે જર્મનીમાં આપવી પડેછે તે કરતાં ખરેખર વધારેછે.

ઇંગ્રેજીસ્કૂલો.

હાઇસ્કૂલો આ વરસે ચાર વધીછે. તેમાં બે ગૂજરાત ખાતેછેઃ— એક નવાનગરની હાઇસ્કૂલ આ ખાતાના હાથમાં આવી તે અને બીજી નવસારી વાળી કાવસજી જહાંગીરજીની મદ્રેશા જેને આ વરસે વધારી હાઇસ્કૂલ કરવામાં આવીછે.

માટ્રિક્યુલેશનની પરીક્ષામાં કુલ ૯૩૨ ઉમેદવાર આવ્યા હતાં અને તેમાંથી ૨૬૧ પાસ થયા. ખરેખર, ગવર્નરસાહેબ બતાવેછે, તેમ પાછલું ૭૫-૭૬ નું વરસજ સઘળી કેળવણીમાં જબરૂં હતું. તે વરસે ૧૩૨૫ ઉમેદવાર હતા અને તેમાંથી ૪૩૪ પાસ થયા હતાઃ—આ વરસે પાસ થયા તેના કરતાં લગભગ બમણીજ સંખ્યા કહીએ તોપણ ચાલે. ગૂજરાતના સંબંધમાં તો આ સાલ સૌથીજ નઠારૂં પરિણામ નીવડયું. માત્ર ૨૯ જ પાસ થયા. અમદાવાદ ખાતે ૭, વડોદ્રાના ૪, ભરૂચના ૩, નડીયાદ ને રાજકોટખાતે બબ્બે, અને ભાવનગરમાંથી ૧ પાસ થયો હતો, પણ ગૂજરાતનો સ્તંભ જે સુરત તે છેક પછી ભાગવાથી આખા પ્રાંતની પડતી દેખાઈ. સુરત હાઇસ્કૂલના ફક્ત છજ પાસ થયા અને તેનું કારણ એ હતું કે ત્યાંનો હેડમા-

ન્તર ઘણીવાર એ વરસમાં બદલાયાજ કર્યા હતો. એ સિવાય સુરત ને અમદાવાદની મિશનસ્કુલમાંથી બબે અને સરકાવરાજીની મદ્રેસામાંથી ૩ પાસ થયા હતા.

ઇન્સ્પેકટરની પરીક્ષામાં નડીયાદે સેંકડે ૭૪, ભરુચે ૫૯, રાજકોટે ૫૨, જુનાગઢે ૪૯, અમદાવાદે ૪૮, ભાવનગરે ૩૫, અને સુરતે ૩૪ પાસ કરાવ્યા હતા. પણ આ આંકડા ઉપરથી એ સ્કૂલોનો ખરો મુકાબલો થતો નથી, કેમકે સુરત, અમદાવાદ, અને ભાવનગરમાં ઉપલા ધોરણોમાંજ પાસ થનારની સરાસરી આપીછે, અને બીજી સ્કૂલોમાં તો છએ ધોરણના આંકડા લીધા છે. ઇન્સ્પેકટર સાહેબ પોતાના રીપોર્ટમાં અમદાવાદને તથા કેટલીક બાબતમાં નડીયાદ તથા ભરુચને વખાણેછે તથા રાજકોટને ઠીક કહેછે.

મિડલક્લાસસ્કૂલો. *અમદાવાદની તાલુકદારી સ્કૂલ કાઢી નાંખવામાં આવી અને નવાનગરની તથા પાલણપુરની પહેલા વર્ગમાં મૂકાઈ.

અમદાવાદની બંને બ્રાંચ તથા વલસાડ, વીરમગામ, અને ડીસાની સ્કૂલોમાં સેંકડે ૮૦ થી પણ વધારે પાસ થયા. નવસારી એની લગભગ આવી પહોચ્યું હતું. સુરતની હરિપરા બ્રાંચસ્કુલમાં ૬૬ અને ગોપીપરામાં ૫૭ ની સરાસરી આવેછે. બીજી બધી સ્કૂલોમાં (સુરતની પારસી પંચાયત સ્કૂલ બાદ કરીએ તો, સેંકડે ૫૦ ની અંદરજ પાસ થયા હતા.

આખા ઇલાકાખાતે ઇંગ્રેજી.ભણનારની સંખ્યામાં ૩૮૧ નો આ વરસે વધારો જણાય છે, પણ ગૂજરાતમાં ૧૨૦ છોકરા ઘટ્યા છે.

## निबंध शीखनारने सुचना भाग २ जो.

५. निबंधना मुख्यत्वे करीने त्रण रूप थायछे:—वर्णन रूप, कथन रूप, अने विवेचन रूप.

६. कोई वस्तुनी स्थिति जणाववाने अर्थे जे लखवुं तेने वर्णनरूपनिबंध कहे छे.

---

*પરવા નગસ્કૂલ ત્યાંની હાઇસ્કૂલના સંબંધમાં પાછી ઉભી કરવાની વાત ચાલતી હતી.ન એજ રીપોર્ટ ઉપરથી માલમ પડેછે.

હાથી કેવા દેખાવનું અને ગુણનું પ્રાણીછે, વાહાણ કેવી કેવી તરેહના થાયછે, બાગમાં કેવી કેવી રચના કરી છે અને શું શું ઉગ્યું છે, નિશાળ સવારથી સાંજ સુધી કેવી રીતે ચાલેછે અને તેના શા શા ધારા છે, વગેરે બાબતો ઉપર લખીએ ત્યારે તે વર્ણન રૂપ નિબંધ કહેવાય.

७. कोई बनाव केवे प्रकारे बन्यो ते जणाववाने अर्थे जे लखवुं तेने कथन रूप निबंध कहीए.

કોઈ પદાર્થ હાલ કેવી સ્થિતિમાં છે તે વર્ણનથી જણાયછે. તે પહેલાં કેવો હતો અને શી રીતે હાલ તે આવી સ્થિતિમાં આવ્યો એ જે કહેવું તેનું નામ કથન. ઉપર જે વિષયો વર્ણન રૂપમાં ગણાવ્યા તે બધા કથન રૂપે પણ લખી શકાય ખરા એ કદી ભૂલવું નહિ. અમુક નિશાળ કે બાગ ક્યારે બંધાયો, તે પહેલાં તેની કેવી સ્થિતિ હતી, કોના મનમાં તે બંધાવવાનો પ્રથમ વિચાર ઉઠ્યો અને તે શા કારણથી, તે વિચારપાર પાડવાને તેણે શા શા ઉપાયો કામે લગાડ્યા, તેને કઈ કઈ જાતની હરકતો નડી, કોણે તેને સહાયતા કરી, ક્યારે તેનો પાયો નાંખવાનો વખત આવી પહોચ્યો, પાયો નંખાયો ત્યારે તેની કેવી સ્થિતિ હતી, તે સ્થિતિમાંથી આગળ શી રીતે સુધારો થતો ગયો, અને હાલ તે કેવી સ્થિતિમાં છે, વગેરે ઘણી ઘણી બાબતો લખી શકાય. અને ઉપર વર્ણનનો જે નિબંધ લખ્યો હતો તેથી છેક જુદોજ નિબંધ તે થઈ રહે. એજ પ્રમાણે બીજા વિષયોનું પણ સમજવું.

८. सारासारनो निर्णय करवाना हेतुथी जे लखवुं तेने विवेचन रूप निबंध कहे छे.

કોઈ પદાર્થ હાલ કેવી સ્થિતિમાં છે અથવા તે એવી સ્થિતિમાંઆ-વ્યા પહેલાં કેવી કેવી સ્થિતિમાં હતો એ જણાવવાની મર્જી ન હોય, પણ એ પદાર્થથી શા શા ફાયદા કે ગેરફાયદા થાય છે તે સમજાવવું હોય ત્યારે વિવેચન કરવું પડે. વિવેચન રૂપનિબંધમાં કાર્યકારણનોજ વિચાર વિશેષે કરીને હોય છે.

ઉપલુંજ બાગ કે નિશાળનું ઉદાહરણ લઈએ. એ બાગ કે નિશાળથી ગામને શા શા ફાયદા થાયછે એ વિષેજ લખવું હોય તો તે વિવેચન રૂપ-નિબંધ થાય. એ પ્રસંગે બાબેજ કાંઈ પણ તેનું વર્ણન કરવાની જરૂર પડે.

અકબર કે ઔરંગઝેબની રાજનીતિ વિષે અભિપ્રાય માગ્યો હોય ત્યારે કથન રૂપે નહિ પણ વિવેચન રૂપેજ નિબંધ લખવાનો છે એમ સમજવું.

આ ઉપરથી યાદરાખવું કે નિબંધનું રૂપ વિષય ઉપર આધાર રાખે છે તે કરતાં આપણે શા હેતુથી લખીએ છઈએ તે ઉપરજ બહુ આધાર રાખે છે. તે વિષયને ઓળખાવવો હોય તો વર્ણન રૂપે; તેની પાછળની હકીકત જણાવવી હોય તો કથન રૂપે; અને તે વિષે કાંઈ નિર્ણય કરી સમજાવવો હોય, તો વિવેચન રૂપે નિબંધ લખવો જોઇએ. તોપણ કેટલાક વિષયો અમુક રૂપનેજ વધારે લાયક હોયછે ખરા. સત્ય, ચોરી, મિતાહાર વગેરે નીતિના વિષયો ઉપર લખવાનું કહ્યું હોય તો વિવેચન રૂપેજ માગ્યુંછે એમ સમજાય. ઈતિહાસને જિવનચરિત્રો એ બહુધા કથન રૂપનાજ નિબંધો છે. ગામઠામ વિષે લખવું હોય ત્યારે ઘણું કરીને વર્ણનજ કરવું જોઇએ. તો પણ સઘળા વિષયો અન્યરૂપમાં પણ લખી શકાય ખરા.

૯. जयारे ते स्थिति के बनाव साक्षात्कार थई रहे त्यारेज ते वर्णन के कथन सफळ थयुं एम जाणवुं.

વર્ણન કરવાનો હેતુજ એછે કે સામાને તે પદાર્થ સાક્ષાત્કાર થાય; એટલે, તેની નજર આગળ તે ખરેખરો આવીને ઉભો હોય એમ તેને લાગે. વર્ણન એ એક જાતની ચિત્રકળાજછે. ચિતારો કાગળને રંગથી ચિતરે છે, અને કવિ ( જેનામાં કે વર્ણન શક્તિ સંપૂર્ણતાને પામેલી હોય છે તે ) શબ્દવડે ચીતરેછે. પણ એ બંનેની કળાનું ફળ એકજ છેઃ—તે વસ્તુ હોય તેવી બીજાને સાક્ષાત્ દેખાડવી.

જો સાક્ષાત્કાર કરવું એજ વર્ણનનો હેતુછે, તો તે પદાર્થ પ્રથમ લખનારને તો સાક્ષાત્કાર થવોજ જોઇએ. એમ કરી શકવું તેનેજ કલ્પના કહે છે. કલ્પના શક્તિવાળો માણસ આંખ મીંચીને જોય છે, તો તેની આગળ જે ધારે તે પદાર્થ આવીને ઉભો રહેછે, અને મંદકલ્પનાવાળાને અંધારા સિવાય બીજું કાંઇજ દેખાતુ નથી. ચિતારા, કવિઓ, મૂર્તિકારો, વગેરે પોતાનું કામ સારૂ કરેછે તેનું કારણ એજ કે તેઓમાં કલ્પના શક્તિ ઘણી હોય છે. પરંતુ થોડી ઘણી કલ્પના તો બધા માણસમાં હોય છે અને તેથી ખંત રાખે નિબંધમાં ખધા સાધારણ વર્ણન તો કરી શકેજ.

નિબંધ લખનારે પ્રથમ કલ્પના ચલાવી જે વસ્તુનું વર્ણન કરવું હોય તેને પોતાની નજર આગળ આણવી, અને પછી તેને જોઈ જોઇ વસ્તુ વર્ણન કરવું. ચિતારાની પેઠે તેને તે વસ્તુના સઘળાજ ભાગ ચીતરવાની કાંઈ જરૂર નથી. ચિતારાના સાકાર સાધનો કરતા શબ્દમાં એવું વિશેષબળ રહેલું છે કે રજેરજ ચીતરવાની જરૂર પડતી નથી. થોડું કહે ઘણી વિગત સાંભળનાર પોતાની મેળે કળી જાયછે. કયા ભાગનું વર્ણન કરવું અને કયા ભાગનું ન કરવું એ જાણવામાંજ વર્ણનકારની ચતુરાઈ રહેલીછે. તેમજ એક ભાગનું બહુ ઝીણું વર્ણન કરવા જતાં વખતે સામાને તે પદાર્થ સાક્ષાત્કાર થવાને બદલે ઉલટો અંધકાર રૂપજ થઈ પડશે અથવા અવશ્યના ભાગ રહી ગયા હશે, તો તે માત્ર ધાબા જેવુંજ દેખાશે. માટે, વર્ણન કરનારે ચિતારાની પેઠે માત્ર અવશ્યના ભાગની આકારરેષાજ ઉપર ઉપરથી પાડવી, અને તેમાં રંગપૂરવાનું તો વિવચને સમયાનુસારેજ રાખવું.

સાક્ષાત્કાર કથનની જુક્તિ પણ એવીજછે. વાંચનાર કે સાંભળનાર એમ જાણે કે આ બનાવ મારી આગળજ હમણા બને છે એવી રીતે કથન કરવું જોઇએ. એક બનાવ ઘણા બનાવનો બનેલો હોય છે. તેમાં જે જે બનાવોનો મુખ્ય બનાવ સાથે સંબંધ હોય તેજ બનાવો વર્ણવા અને બીજા મૂકી દેવા— નહિ તો લાંબો રાસડો એવો થઈ જશે કે કોઇને તેમાં રસ નહિ લાગે અને કાંઇ પણ હકીકત નહિ સમજાય. વર્ણન કે કથન એ બંનેમાં શું કહેવું અને શું મૂકી દેવું એ જાણવું એજ મોટી કળા છે. તે શીખવી શીખવાતી નથી. જરૂરના પેટાબનાવોમાંથી એકે રહી ન જાય અને જરૂર વગરનો એકે બનાવ આવે નહિ એવી કથન કરનારે કાળજી રાખવી જોઈએ.

દિશાનો અનુક્રમ રાખી ચાલતાં વર્ણન, અને કાળનો અનુક્રમ રાખતાં કથન ઘણું કરીને સારૂં થશે.

**९. बीजाना मननी प्रतीति थाय अने वळती तेनी वृत्ति पण ते भणी वळे त्यारेज विवेचन रूप निबंधनी सिद्धि थई एम समजवुं.**

બીજાની ખાત્રી કરી આપવી એજ વિવેચન કરવાનો હેતુછે. તે કરવાને માટે પ્રત્યક્ષ અનુમાનાદિક પ્રમાણો અવશ્યનાં છે. બોલવા લખવાની ગમે એટલી ચતુરાઈ હોય પણ અપ્રમાણિક વાત કહી સમજાવનારે માણસમાં માન્ય

થાય નહિ. માટે પ્રથમ તો ખરૂં શું છે ને ખોટું શું છે તેનો નિર્ણય નિબંધકારે અપક્ષપાતે પોતાના મન સાથે કરવો જોઇએ. બધાં પ્રમાણો ખોળી જોવાં અને બંને બાજુ તપાસવી. ત્યાર પછી જે નિશ્ચય થાય તે પ્રતિપાદન કરવા તૈયાર થવું અને જે પ્રમાણોવડે પોતાની ખાત્રી થઇ છે તે લખવાં અને પૂર્વપક્ષનું વિવેકથી ખંડન કરવું. પ્રમાણો સ્પષ્ટ સમજાવવાને દૃષ્ટાંત, ઉદાહરણ, વર્ણન વગેરેની જરૂર પડે ત્યાં છૂટથી વાપરવાં. કહેવતજ છે કે દાખલા દલીલથી બીજાની ખાત્રી થાય. દલીલ કરતાં દાખલાને એમાં પહેલા ગણ્યા છે તે વ્યવહારી નિબંધમાં ખરાખરજ છે.

દલીલો કઇ કઇ વાપરવી, કઇ કઇ મૂકી દેવી, વાપરવી તો કયા અનુક્રમે વાપરવી, કેટલે દરજ્જે વાપરવી, કેવી રૂપથી વાપરવી, વગેરે સઘળી વાતનો આધાર જેને વાસ્તે આપણે નિબંધ રચતા હોઇએ તેની બુદ્ધિ અને મનની ઉપર આધાર રાખેછે. એમાં ઘણા ચાતુર્યનો ખપ પડે છે. મોટો ન્યાયશાસ્ત્રી પણ જો પોતામાં આવી રસવિદગ્ધતા ન હોય તો બીજાના મનની ખાત્રી કરી શકે નહિ, અર્થાત; અસરકારક વિવેચન કરનારને ન્યાય (Logic) અને રસ ચાતુર્ય (Rhetorie) બંને જરૂરનાં છે, અને બલ્કે સામાન્ય લોકના સંબંધમાં તો ન્યાય કરતાં રસચાતુર્યજ ઘણીવાર કાર્તી જાનું માલમ પડે છે.

જો ખાત્રી કરવામાં પણ રસચાતુર્યનું આટલું બળછે, તો જ્યાં મનોવૃત્તિઓ વશ કરવાનોજ હેતુ છે ત્યાં તો એનો ઘણોજ ખપ પડે એમાં શું આશ્ચર્ય ? નિબંધનો છેવટ ભાગ તો રસમયજ આવવો જોઇએ. જો સાંભળનાર વિરૂદ્ધ વિચારનો હોય, તો પહેલાંથી આખો નિર્ણય કે અભિપ્રાય આપણે આપી તેને ભડકાવવો નહિ, પણ ધીમે ધીમે રૂચતાં પ્રમાણો આપી આગળ ચઢાવવો અને જ્યારે તેનું મન ખાત્રી ઉપર આવવા લાગે ત્યારે સબળ પ્રમાણો આપી તે પૂરી કરવી અને પછી રસમયવાણીથી તેનું મન તલ્લિન કરીનાંખવું.

પણ બધા વિવેચનમાં મનોવૃત્તિ ખેંચવાનો હેતુ હોતો નથી. જ્યાં માત્ર ખાત્રીજ કરી આપવા ધારીછે, ત્યાં શાંત રીતે દાખલા દલીલો સારા અનુક્રમમાં આપવા એજ બસછે.

१०. व्यवहारमां त्रणे रूप हरकोई निबंधमां विवेकथी भेळी नांखवां,

પણ તેના વિશેષ રૂપનું પ્રધાનપણું જવા દેવું નહિ.

એકજ રૂપનો કોઈ પણ નિબંધ શોધી કાઢવો મુશ્કેલ માલમ પડશે. અતિશાસ્ત્રીય ગ્રંથમાંજ વખતે એકનું એક રૂપ જાળવી રાખેલું હોય છે, પણ ઘણે પ્રસંગે તો તેમ થઈ શકતું નથી અને તેમ કરવાની જરૂર પણ નથી. વિવેચનરૂપ નિબંધ હોય તોપણ ઠેકાણે ઠેકાણે વર્ણન અને વખતે ઇતિહાસ પણ આપીએ તોજ તે વિવેચન સારી રીતે સમજાય. વિદ્યાના પાઠમાં પદાર્થ કે યંત્રોનું વર્ણન ન કરીએ તો શી રીતે સમજાય ? કોણે અને ક્યારે એ શોધ કર્યા એ પણ કહેવું ફાયદા ભરેલુંજ છે. અર્થાત્ વિવેચનરૂપ નિબંધમાં વર્ણનને કથનરૂપ પોતાની મેળેજ પેસી ગયાં. તેમજ તમે કોઈ પણ ઇતિહાસ કે જિવનચરિત્રનો ગ્રંથ ઉઘાડી જોશો તો તે બધો કથન રૂપમાં નહિ હોય, પણ કેટલુંક વર્ણનને વિવેચન કરેલું પણ માલમજ પડશે. ગામનાં, કિલ્લાઓના, લશ્કરોના, લડાઈઓના, રીતભાતનાં, વગેરે જે વર્ણનો આપેલાં હોય છે તે વર્ણન રૂપજ નિબંધ જાણવા. આ લડાઈ કે કાયદાથી શા ફાયદા થયા એ વિષે જે કાંઈ લખેલું હોય છે તે વિવેચન રૂપનિબંધજ છે. એવીજ રીતે વર્ણન નિબંધમાં કાંઈક ઇતિહાસ કે વિવેચન ભાગ પણ આવીજ જાયછે:- જેમકે એક નિશાળનું વર્ણન કરતાં તેનો કાંઇક પાછલો ઇતિહાસ અને તેથી શા ફાયદા છે તે પણ લખી શકાય, અને તે લખ્યાથીજ તે નિબંધ વધારે રસિક થાય. નિબંધનો રસ ઘણું કરીને એક રૂપના નિબંધમાં બીજાં રૂપ સેળભેળ કરવાની ચતુરાઈ ઉપરજ આધાર રાખે છે.

---

## શ્રવણ પિતૃ ભક્તિ નાટક.

પ્રથમ આર્યધર્મપ્રકાશમાં આ છપાતું હતું, તેને હાલ એના બનાવનાર ભટ્ટ મોગીલાલ મહાનંદે છૂટું પ્રસિદ્ધ કર્યું છે. એની એક નકલ અમને બે માસથી પહોંચી છે, પણ જગાના સંકોચને લીધે અત્યારસુધી અમે તેની ભેટ લઈ શક્યા નહોતા.

નાટક, કાવ્ય, વગેરે મોહનકથીના પુસ્તકોની તુલના કરવામાં ત્રણ

વાતનો વિચાર રહેલો છે:- વસ્તુસંકળના, પાત્રભેદ, અને રસ. જે કથા ઉપર આખું કાવ્ય રચાએલું હોય તેને અલંકારના ગ્રંથોમાં વસ્તુ કહે છે, અને તે કથાના જૂદા જૂદા ભાગને સુધારી વધારી અનુકુળ આકારમાં ગોઠવવાની જે જુક્તિ તેને વસ્તુસંકળના (Plot) કહીએ. કાવ્યમાં આવેલા સ્ત્રી પુરૂષના જૂદા જૂદા સ્વભાવ પ્રમાણે તેમની કૃતિ, મતિ, તથા રીતિ જૂદી જૂદી વર્ણવવી તેને પાત્રભેદ (Characters) અથવા નાયક નાયકાભેદ કહેછે. આમ કરવાથીજ નાટકપાત્રમાં જિવ આવે છે, અને એજ મહાકવિનું લક્ષણ છે. જેમ જગતમાં દરેક માણસ પોતાના ચેહેરાથી ઓળખાઈ આવે છે, તેમજ ચતુર કવિના કલ્પેલાં નાયક નાયકાદિ પણ પોતપોતાની વિશેષ પાત્રના ઉપરથી ઝટ ઓળખાઈ શકેછે. પાત્રભેદ અને વસ્તુસંકળના ઉપરજ નાટક કે મહાકાવ્યનો સઘળો રસ આલંબન કરીને રહેલો હોય છે. જિવને જેમ દેહની આવશ્યકતા છે, તેમજ રસને એ બંનેની છે. તે વિના રસ જામી શકતો નથી, અને જો એ બેવાનાં જોઈએ તેવાં હોય, તો આપો આપજ કેટલેક રસતો તેમાંથી ઉત્પન્ન થાયછે. માટે આ નાટકમાં વસ્તુસંકળના અને પાત્રભેદ કેવા પ્રકારનાં છે તેનુંજ કાંઇ આપણે વિવેચન કરીશું.

શ્રવણની પિતૃભક્તિ આપણા દેશમાં ઘણીજ પ્રસિદ્ધ છે. એના નામથી કોઈ અજાણ્યું નથી. એ કથા મૂળ રામાયણની છે, પણ તેમાં ઉપાખ્યાન રૂપે સંક્ષેપમાત્ર વર્ણવેલી છે. આ બંને વાત સંકળના કરનારને લાભકારી છે. પરતુ પ્રસિદ્ધ હોવાથી સઘણાને તેનો રસ સમજવો સરલ પડે છે; અને મૂળમાં સંક્ષિપ્ત હોવાથી કવિ પોતાની મર્જી મુજબ તેમાં ફેરફાર કે વિસ્તાર કરી શકેછે. ફેરફાર કરવાનો હક સઘળા કાવ્ય શાસ્ત્રોએ માન્ય રાખ્યો છે અને નાટકાધીશ શેકસપિયરની કૃતિઓમાં તે સુતવિવેચકને ઠેકાણે ઠેકાણે પ્રત્યક્ષ જણાય છે. આવો ફેરફાર, પ્રસિદ્ધ કથા મૂળથી વિસ્તારાએલી હોય, તો બની શકે નહિ; કેમકે તેમ કર્યાથી પ્રસિદ્ધિવિરોધનો દોષ લાગી રસનો ભંગ થાય. જેમકે, ગૂજરાતના જયશિખરી વિષે આપણે વાર્તા રચવા બેઠા હોઇએ, તો મર્જી માફક આપણી કલ્પનાને રમાડી શકીએ; પણ સિદ્ધરાજ જેવા પ્રસિદ્ધ મહારાજની વર્તણુક તથા સ્વભાવ જો અન્યથા વર્ણવા માંડીએ તો ઐતિહાસના જાણનારને હસવુંજ આવે. અર્થાત્ શ્રવણાખ્યાનના આ બે ગુણ નાટક સંકળનાને ગોઠે એવા છે. તોપણ કેટલાક બીજા ગુણને

લીધે આ કથા આખ્યાન રૂપને જેટલી યોગ્ય છે તેટલી નાટકરૂપને નથી, પણ તે બધાનું વિવેચન ન કરતાં આ નાટકમાં કેવી રીતે વસ્તુસંકળના કરી છે તે તરફજ આપણું લક્ષ લગાડીએ. પાત્રભેદનો પણ ભેળો વિચાર કરતાં જઈશું.

સૂત્રધાર સભાને નાટકનો વિષય નિવેદન કરી રહેછે કે વિદૂષક આવે છે, અને તે અર્ધા નાટક સુધી રહીને એક ઉપયોગી પાત્રનું કામ સારેછે. એ વિદૂષક બીજાના જેવો છાલકો નથી. પ્રસંગે હસામણું બોલે ચાલે છે ખરો, પણ એની અંતર્વૃત્તિઓ ગંભીર જણાય છે. પિતૃભક્તિના નાટકમાં આવો વિદૂષક ખોટો ન કહેવાય. એ પોતાનાં મા બાપ તથા છોકરાં ઉપર સઘન પ્રીતિ રાખનારો હતો, અને જ્યારે ઋતુ વિષે નટી ગાવા માંડે છે ત્યારે તેમાં બાળક્રીડા પણ કાંઇ આણવાની એ ખાસ ફરમાસ કરેછે. એ સંગીતની છેલ્લી કડીમાં "માતા, માતા, તેડ મને" એવા બોલ આવે છે તે સાંભળીને છોકરાને સારૂ તરસતી કોઇ બાઇડી ભ્રાંતિમાં પડી રંગ ભૂમિ ઉપર બાવરે વેષે પ્રવેશ કરેછે. એનું નામ જ્ઞાનવતી હતું, અને તે સર્યુ નદી ઉપરના આશ્રમમાં રહેનાર શાંતનુ ઋષિની પત્નિ હતી. એને કાંઇ સંતતિ ન હોવાથી હમેશાં હિજરાયા કરતી. તેવામાં તેણીએ ઉપલા કાલા બોલ સાંભળ્યા, અને તેથી તેનું મન એકદમ આકુળવ્યાકુળ થઇ ગયું. તે ચોધારે આંસુએ રોઈ રહી છે એવામાં શાંતનુ ઋષિ આવી પહોચ્યા, અને તેનું સમાધાન કરવાને અર્થે છોકરાં ગર્ભમાં રહે છે ત્યાંથી તે મોટાં થાય છે ત્યાં સુધી મા બાપને કેવાં કેવાં કષ્ટ વેઠવાં પડે છે તેનું એણે લ્યામણે ભાવે વર્ણન કર્યું. આ કરતાં ઋષિએ જ્ઞાન માર્ગની વાત કરી હોત તો પોતાની પાત્રતાને વધારે શોભા આપત. જ્ઞાનવતીના પ્રત્યુત્તરમાં તો કેટલોક વત્સરસ છે ખરો, પણ શાંતનુ ઋષિ તો શઠબુદ્ધિનાજ જણાય છે.

આ ઠેકાણે સામટું કહી નાંખીએ તો ઠીક કે શ્રવણ શિવાય આ આખા નાટકમાં કોઈ પણ પાત્ર ઋષિ કાળના આચાર વિચાર બરાબર ધારણ કરનારૂં હોય એમ નથી. તેઓ સઘળાં હાલનાં અજ્ઞાન, વેહેમી, ને અનીતિમાન માણસોનાંજ પ્રતિબિંબ માત્ર છે. આ અમે પાત્રની કલ્પનામાં મોટી ભૂલ અને રસહાનિનું કારણ સમજીએ છીએ. નાટકકારે કહી એમ

ધાર્યું હશે કે મા બાપને દોતીયાં કરનારાં ડોસાં કલ્પવાથી શ્રવણની પિતૃ ભક્તિને શોભા મળશે, પણ અમારા વિચારમાં તો એની પાત્રતાજ એ કારણથી અસંભવિત થઇ પડી છે. આ નાટક વાંચતાં ઘણીવાર એમ લાગે છે કે શ્રવણ જેવા સિદ્ધ પુરૂષના મા બાપ આવાં હોયજ નહિ. તેઓને આવો સુપુત્ર શોભતોજ નથી, અને તેથી વખતે એમ પણ ખ્યાલ જાય છે કે આ નાટકમાં પિતૃ ભક્તિને હદની બહાર લઇ જવામાં આવી છે. બુદ્ધિમાં પણ એવાં અપંગ એમને ચીતર્યાં છે કે તેઓ છેક બીજી પશુવત્ બાલ્યાવસ્થામાં આવી પડેલાં દેખાય છે. આ સ્થિતિ સામાન્ય જનને ગમે એટલી સ્વભાવિક, તોપણ શ્રોતામાં પૂજ્ય ભાવ ઉત્પન્ન કરે એવી તો નજ કહેવાય. આ વેળા પુત્રનો ધર્મ એછે કે તેમને બાળકની પેઠે ફોસલાવી પટાવી સંભાળવાં. આ વેળા તેમની આજ્ઞા માનવી એ બોલ તો કંઈ વિપરીત જેવા ભાસે છે, કેમકે જેની બુદ્ધિ અસ્ત થવા આવી છે તેની તે આજ્ઞાજ શી! વળી એ પણ ભૂલવું ન જોઇએ કે માણસને માબાપ પ્રત્યે જેવા ધર્મછે તેવાજ સ્ત્રી પ્રત્યે, પુત્ર પ્રત્યે, અને આખા સંસાર પ્રત્યે પણ છે. તે બધાનો લોપ કરવો એ સુધર્મ કે ડહાપણ નહિ કહેવાય. અરે, આ નાટકમાં કોઇ બોલે છે તેમ શ્રવણને ઘેલુંજ લાગ્યું હોય એમ વખતે વાંચનારના મનમાં પણ વસી જાય છે. આ બધી હાનિનું કારણ તો એજ છેકે નાટકકારથી શ્રવણના મા બાપની પાત્રતા યથાયોગ્ય કલ્પી શકાઇ નહિ. જે કાળમાં શ્રવણ જેવા પુત્ર થતા હતા તે કાળમાં મા બાપનાં જ્ઞાન ધર્મ પણ હાલથી છેક જૂદાંજ હતાં. ઋષિ અને ઋષિપત્નિ એ શબ્દજ કેવી નિર્મળ અને તે-જોમય મૂર્ત્તિ આપણી આંખ આગળ ઉભી કરેછે! નિરંતર ધર્મનીજ ચર્ચા, ધર્મનોજ બોધ, અને ધર્મનુંજ આચરણ! આવા ઋષિઓના બાળક પિતૃ ભક્તિ પાળે એમાં તો આશ્ચર્યજ શું! અરે, ઋષિઓના આશ્રમોમાં અપાતી આચાર વિચારની કેળવણી જ્યારે સંભારીએ છઇએ, ત્યારે શ્રવણની પિતૃભક્તિ એ એક ત્યાંનો સાધારણ બનાવ દેખાય છે. પણ જ્યારે આ નાટકમાં ચીતરેલાં માબાપના સંબંધમાં વિચારીએ છઇએ ત્યારે તે અસંભવિત લાગે છે અને શ્રવણ પોતાની સ્ત્રી પ્રત્યેના ધર્મ તો વીસરીજ ગયો એમ કહેવું પડે છે. ઋષિ કાળમાં બાળલગ્નજ ક્યાં હતાં કે તેને દાખલ કરી નાટકકારે નકામો આ પ્રમાણે ધર્મવિરોધ ઉભો કર્યો, અને મૂળ નાયકનીજ

પાત્રતામાં અસંભવ દોષ આણ્યો! આ નાટકમાં તો શું થયું છે કે શ્રવણ એક યુગનો અને બીજા પાત્ર બીજા યુગનાં થઈ ગયાંછે. આ બેનું સામ્ય તે શી રીતે થાય! મિયાં મહાદેવને કેમ બને? બન્યું એમ વર્ણવીએ, તો તે કેમ શોભે કે કેમ મનાય! મતલબ કે શ્રવણમાં જેમ ઋષિકાળના જ્ઞાન, ધર્મ, તથા આ-ચારનું આરોપણ કર્યુંછે તેમજ બીજા પાત્રમાં પણ કર્યું હોત તો એની પાત્રતા સ્વભાવિક દેખાત, રસવધત, અને નાટકનો કેટલોક ભાગ હાલ કેવળ પ્રહસન રૂપજ થઈ પડ્યો છે તેમ ન થાત અને પિતૃ ભક્તિનો સચોટ બોધ મળત.

તોપણ, આ નાટકમાં પાત્રભેદ છે ખરો અને એ એના એક વખાણવા લાયક ખૂબી છે, કેમકે હાલના ઘણા ગુજરાતી ગ્રંથોમાં પાત્રભેદની ખામીજ છે. તેમાં જે પાત્ર હોય છે તે ઘણું કરીને નાગનાંજ—નિર્જિવ ખોખાં જેવા હોય છે. જેના મોમાં જે બોલ ફાવે તે પોંચી ઘાલેલા માલમ પડેછે, પણ પાત્રનો કશોએ વિચારજ કરેલો જણાતો નથી. આવા ગ્રંથમાં એકના બોલ બીજાનું બોલ્યું એમ ધારીએ, તો પણ કાંઈ હરકત નડે નહિ. આવા કાવ્ય ગ્રંથતો પાત્રશૂન્યજ કહેવાય અને નાટકમાં પાત્ર શૂન્યતાના જેવો બીજો દોષ નથી. પણ આ નાટક એથી ઉલટુંજછે. એમાં સ્વચ્છંદી સંભાષણની ગુંથણી કરી નથી પણ પ્રસંગાનુસારે પાત્ર પરત્વે જે રસના ઉદ્ગાર નીકળે છે તેજ ઘણે ઠેકાણે આણવાનો પ્રયત્ન કર્યો છે. આ નાટકમાં પાત્ર ભેદછે છે એટલુંજ નહિ, પણ ઘણે ઠેકાણે તે ચોખ્ખો અને સરસ છે. આવો ગુણ હોવાને લીધેજ અમે એમાં કાળદોષ થઇ ગયો છે તે સમજાવવાને માટે ઉપર કાંઇક મહે-નત લીધી છે કે આ નાટકકાર ફરીથી જ્યારે આવો ગ્રંથ રચવા બેસે ત્યારે પોતાની પાત્રભેદ શક્તિને આવા ઉપ કારણથી દૂષિત થવા દે નહિ.

હવે, પાછા અમે એ કથાને પ્રવાહેજ ચાલીએ છીએ. શાંતનુએ તો વસ્તારની પેડ બહુએ વર્ણવી, પણ તેથી જ્ઞાનવતીની તૃષ્ણા કાંઇ ઓછી થઈ નહિ. ઉલટું એનું મન પણ તેણીએ ડગાવ્યું. પોતાના જવાબમાં જ્ઞાનવતીએ ઘડપણમાં છોકરાં કેવાં ખપ લાગે છે તેનું એવું બ્યાન કર્યું કે ઋષિનું મન તે તર્ફ લોભાયું. પરંતુ પુત્રપ્રાપ્તિને અર્થે કયા દેવને ઉપાસવા તે પોતાને સૂઝ્યું નહિ તેથી સ્ત્રીને પૂછ્યું, અને તેણે ટપ બતાવ્યું કે ચાલો મહાદેવની ઓળગ કરીએ. જ્ઞાનવતી ગુરૂપણામાં ડાહી તો ખરી કે કાંઇ કપરૂં તપ કે સાધના બતાવ્યું નહિ, કેમકે છોકરાંને સારૂ એવાં કષ્ટભ્રષ્ટ વેઠે એવો

ધાર્યું હશે કે મા બાપને હાંતીવાં કરનારાં ડોસાં કલ્પવાથી શ્રવણની પિતૃભક્તિને શોભા મળશે, પણ અમારા વિચારમાં તો એની પાત્રતાજ એ કારણથી અસંભવિત થઇ પડી છે. આ નાટક વાંચતાં ઘણીવાર એમ લાગે છે કે શ્રવણ જેવા સિદ્ધ પુરૂષના મા બાપ આવાં હોયાજ નહિ. તેઓને આવો સુપુત્ર શોભતોજ નથી, અને તેથી વખતે એમ પણ ખ્યાલ જાય છે કે આ નાટકમાં પિતૃ ભક્તિને હદની બહાર લઇ જવામાં આવી છે. બુદ્ધિમાં પણ એવાં અપંગ એમને ચીતર્યાં છે કે તેઓ છેક બીજી પશુવત્ બાલ્યાવસ્થામાં આવી પડેલાં દેખાય છે. આ સ્થિતિ સામાન્ય જનને ગમે એટલી સ્વભાવિક, તોપણ શ્રોતામાં પૂજ્ય ભાવ ઉત્પન્ન કરે એવી તો નજ કહેવાય. આ વેળા પુત્રનો ધર્મ એછે કે તેમને બાળકની પેઠે ફોસલાવી પટાવી સંભાળવાં. આ વેળા તેમની આજ્ઞા માનવી એ બોલ તો કંઇ વિપરીત જેવા ભાસે છે, કેમકે જેની બુદ્ધિ અસ્ત થવા આવી છે તેની તે આજ્ઞાજ શી! વળી એ પણ ભૂલવું ન જોઇએ કે માણસને માબાપ પ્રત્યે જેવા ધર્મછે તેવાજ સ્ત્રી પ્રત્યે, પુત્ર પ્રત્યે, અને આખા સંસાર પ્રત્યે પણ છે. તે બધાનો લોપ કરવો એ સુધર્મ કે ડહાપણ નહિ કહેવાય. અરે, આ નાટકમાં કોઇ બોલે છે તેમ શ્રવણને ઘેલુંજ લાગ્યુ હોય એમ વખતે વાંચનારના મનમાં પણ વસી જાય છે. આ બધી હાનિનું કારણ તો એજ છેકે નાટકકારથી શ્રવણના મા બાપની પાત્રતા યથાયોગ્ય કલ્પી શકાઇ નહિ. જે કાળમાં શ્રવણ જેવા પુત્ર થતા હતા તે કાળમાં મા બાપનાં જ્ઞાન ધર્મ પણ હાલથી છેક જૂદાંજ હતાં. ઋષિ અને ઋષિપત્નિ એ શબ્દજ કેવી નિર્મળ અને તેજોમય મૂર્ત્તિ આપણી આંખ આગળ ઉભી કરેછે! નિરંતર ધર્મનીજ ચર્ચા, ધર્મનોજ બોધ, અને ધર્મનુંજ આચરણ! આવા ઋષિઓના બાળક પિતૃ ભક્તિ પાળે એમાં તો - આશ્ચર્યજ શું! અરે, ઋષિઓના આશ્રમોમાં અપાતી આચાર વિચારની કેળવણી જ્યારે સંભારીએ છઇયે, ત્યારે શ્રવણની પિતૃભક્તિ એ એક ત્યાંનો સાધારણ બનાવ દેખાય છે. પણ જ્યારે આ નાટકમાં ચીતરેલાં માબાપના સંબંધમાં વિચારીએ છઇએ ત્યારે તે અસંભવિત લાગે છે અને શ્રવણ પોતાની સ્ત્રી પ્રત્યેના ધર્મ તો વીસરીજ ગયો એમ કહેવું પડે છે. ઋષિ કાળમાં બાળલગ્નજ ક્યાં હતાં કે તેને દાખલ કરી નાટકકારે નકામો આ પ્રમાણે ધર્મવિરોધ ઉભો કર્યો, અને મૂળ નાયકનીજ

આસ્ટ્રેલિયામાં ૧૦૦, અને આફ્રિકા ૫૦ થાયછે. દુનિયામાં કુલ સંખ્યા ૨૩૨૯૦ની થાયછે.

ગ્રેટબ્રિટનની જગાત.—પરદેશથી આવનારા માલ ઉપર જે વિલાતમાં જગાત લેવાયછે તેની ઉપજ દરવર્ષે ૨૦ કરોડ રૂપિયા થાય છે. હિંદુસ્તાન અને ચીનમાંથી જે ચાહ થાયછે તેનીજ જકાત એ બંને દેશમાં જે કુલ જકાત ઉપજે છે તેથી થોડીજ ઓછી છે.

અફીણની પેટીઓ.—આ વરસે ઇરાનથી ચીનખાતે ૭૦૦૦ ચડી હતી અને આગળ જતાં એ બહુ વધી પડવાની દહેશત રખાયછે.

યૂરોપના રાજ્યોનો વાર્ષિક ખર્ચ.—ફ્રાન્સમાં રૂપિયા ૧૨૯॥ કરોડ, રૂશિયામાં ૧૦૩॥, ગ્રેટબ્રિટનમાં ૮૫॥, જર્મનીમાં ૬૬, આસ્ટ્રિયામાં ૬૧|, ઇટાલીમાં ૫૯॥, અને સ્પેનમાં ૩૦ કરોડનો દરવર્ષે ખરચ થાય છે. એમાંથી લશ્કરી પછાડી કેટલું નાણું ખરાબ થાય છે તે નીચેના આંકડા ઉપરથી માલમ પડશે. રૂશિયામાં ૩૯॥, ગ્રેટબ્રિટનમાં ૩૨|, ફ્રાન્સમાં ૨૭, જર્મનીમાં ૨૧॥, આસ્ટ્રિયામાં ૧૧, ઇટાલીમાં ૯, અને સ્પેનમાં ૬ કરોડ રૂપિયા દર વર્ષે ફોજને અંબારોમાં ખરચાય છે.

યુરોપ... પ્રયત્ન કર્યો છે. આ ના... ફ્રાન્સને ૮૨૫, ગ્રેટબ્રિટનને ૭૭૮|, રૂ-
પણ ઘણે ઠેકાણે તે ચોખો અને સરસ છે. આસ્ટ્રિયાને ૪૨૧, અને જર્મ-
અમે એમાં કાળદોષ થઇ ગયો છે તે સમજાવવાને ... રાજ્યોના દેવા ઉપર
નેત લીધી છે કે આ નાટકકાર ફરીથી જ્યારે આવો ગ્રંથ ...થ છે.
પોતાની પાત્રભેદ શક્તિને આવા ઉપ કારણથી દૂષિત થવા... ...છે પણ હાલ
હવે, પાછા અમે એ કથાને પ્રવાહેજ ચાલી... છાતીના રોગને
તો વરતારની ચેડ બહુએ વર્ણવી, પણ તેથી
ઓછી થઇ નહિ. ઉલટું એનું મન પણ તેણીએ ડગ... ...મ—દુનિયામાં મરદ
સાનવતીએ ઘડપણમાં છોકરાં દેવાં ખપ લાગે ... લંબાઇની રાસ ૩૩
...ન-છે... ...માં. પરંતુ પુત્રપ્રાપ્તિને ... આગમજ મરણ પામે
છે અને જેઓ એ ઉપરની ઉમરે જીવેછે તેઓ અરપોઅરધ વરિત કરતાં સુખી છે. દર એકહજાર માણસે માતર એકજ ધણી ૧૦૦ વરસસુધી જીવી શકે છે; દર ૫૦૦ માણસે ૮૦ વરસ જીવનાર એકજ માણસ હોય છે; દર

૧૦૦ માણસે ૬ જણા ૬૫ વર્ષની ઉમરે પુગે છે. દુનિયાની વસ્તિ અબજ માણસોની છે. દર સાલ ૩૩૩૩૩૩૩૩ માણસો, ૯૧૮૨૪ દરરોજ, ૩૭૩૦ દરકલાકે, ૬૨ દરમીનીટે અથવા ૧ દરસેકંડે મરણ પામે છે. પરણેલાઓ કુંવારા કરતાં વધુ જીવે છે; ઉદયોગી અને મિતાહાર માણસોની ઉમર સ ર્વથી લાંબી છે. ઠીંગણા કરતાં લાંબાના આવરદા વધારે છે. ૫૦ વર્ષની આગમજ સ્ત્રીઓને જીવવાની આશા વધારે છે. દર હજારેમાણસે ૭૫ જોડાં પરણેછે. રાત અને દિવસ સરખાં થયા પછી લગ્નનો દીંગામ વધારે હોય છે. વસંતરૂતુમાં જન્મેલું બાળક ઘણું કરીને મજબૂત અને કદાવર હોય છે. દિવસ કરતાં રાતે જેમ વધારે મરણો તેમજ વધારે જન્મો પણ થાય છે. આખી પૃથ્વીમાં વસ્તિનો ચોથો ભાગ લડાઇના હથીઆરો બાંધવાને શ- ક્તિમાન ગણાયો છે.

નાટક લખનારની બૂઝ—ગયે વર્ષે મિ. ગિલ્બર્ટ નામના લખનારે એક પ્રખ્યાત ટોળીને નાટક લખી આપ્યું હતું તે તમાસગીરોને પસંદ ન પડવાથી એ ઉદાર લખનારે લીધેલાં નાણાં પાછાં આપવા માંડ્યાં પણ તે ઉદાર ટોળીએ લીધાં નહીં. ત્યારે એ પાડ વાળવાના હેતુથી એણે બીજું એક પ- રીઓનું નાટક લખી ભેટ મોકલ્યું. તે વાંચી જોતાં એ ટોળીના પ્રમુખે ભેટ દાખલ કબુલ ન કરતાં તેની કિંમતના ૩॥ હજાર રૂપિયા મોકલી દીધા!

સ્મરણશક્તિ વિષે—એક ફ્રેંચ વિદ્વાને ઘણી ખોળ કરીને નીચે લ- ખેલી હકીકતો પ્રસિદ્ધ કરી છે હબસી, ચીના વગેરે ઉતરતી પંક્તિના લોકોની સ્મરણશક્તિ સુધરેલા લોકો કરતાં વધારે હોય છે. પ્રાચીન લોકો જેને લિ- પિજ્ઞાન નહોતું તેની સ્મરણશક્તિ અદ્ભૂત હતી-પુસ્તકના પુસ્તક મોંઢે રાખતા. પુરૂષ કરતાં સ્ત્રીઓની યાદદાસ્ત વધારે હોય છે એતો સૌના જાણ્યામાં હશે. જુવાન કરતાં બાળકને વધારે યાદ રહે છે. ચૌદપંદરની ઉમર સુધી સ્મર- ણશક્તિનું જોર ખીલ્યું જાય છે અને પછી ઘટવા માંડે છે. મજબૂત કરતાં નાજુક પ્રકૃતિના માણસોની યાદદાસ્ત સારી હોયછે. શેહેરી કરતાં ગામડીઆ છોકરાની સ્મરણશક્તિ વધારે જોરાવર માલમ પડે છે. જે છોકરાની સ્મરણ શક્તિ સારી હોય છે તેની બુદ્ધિ કાંઇ સારી હોતી નથી. મગજની ડાબીબા- જુએ રોગ થવાથી સ્મરણશક્તિમાં કાંઇ બિગાડ થતો નથી, પણ જમણી

બાજુએ રોગ થવાથી તે બિગડે છે. ઘણું ખાધાથી, કસરતથી, અને કેળવણીથી યાદદાસ્ત ઓછી થાય છે. એ કારણને લીધે ભણેલા કરતાં અભણમાં યાદ રાખવાની શક્તિ વધારે હોય છે. સાંજ કરતાં સવારે, શિયાળા કરતાં ઉન્હાળામાં (હિંદુસ્તાનમાં એમ નહિં હોય), અને ઠંડા કરતાં ગરમ દેશમાં યાદદાસ્તનું જોર વધારે હોય છે.

**ટપાલખાતાને હુંડીયામણની કમાઈ**—જાનેવારી, ફેબ્રુઆરી, અને માર્ચ એ ત્રણમહીના થયા ટપાલખાતાને "મનીઓર્ડર" આપવાનો અધિકાર આપવામાં આવ્યો છે એટલામાં ૫૪ લાખરૂપિયાની હુંડીઓ લખાઈ ચૂકી છે અને તેથી સરકારને ૯૦ હજાર રૂપિયા નફો થયો છે.

**મદ્યપાનથીજ ઘણા ગુનાહ થાય છે**—અમેરિકામાં એક પરોપકારી સ્ત્રી દારૂ પીનારાઓને સુબોધ આપવાનો ઉદ્યોગ લઈ બેઠી છે તેને જોવામાં આવ્યું કે જૂદા જૂદા કેદખાનાઓમાં જુમલે ૧ લાખને ૫૦ હજાર કેદીઓ હતા તેમાં ૧ લાખને ૫ હજાર દારૂ પીધાથી ગુનાહ કરતા થયા હતા.

**નવી પાર્લામેંટ**—૨૪ મી માર્ચે લાર્ડ બીકન્સફીલ્ડવાળી પાર્લામેંટને રજા મળયા પછી નવી ચૂંટણીઓ લોકો તર્ફથી શરૂ થઈ હતી તેનું પરિણામ ઘણું સંતોષકારક નીવડ્યું છે. કુલ ૩૪૯ લિબરલ, ૨૩૫ કાન્સર્વેટિવ, અને ૬૩ હોમરૂલર પસંદ થયા છે એટલે હવે હાલની રાજટોળી ઘેર બેસવાની અને સુધારાવાળાને કારભાર મળવાનો.

મુંબાઇનો ગવર્નર સરરિચાર્ડ ટેમ્પલ ઉમેદવાર દોડ્યો દોડ્યો ગયો હતો, પણ તે નિષ્ફળ ગયું છે. તે ગામના લોકોએ કોઈ લિબરલને પસંદ કર્યો છે. મુંબાઈ ગાઝિટવાળો પેહેલો એડિટર મિ. માક્લિન પણ હિંદુસ્તાનના સુભાગ્યે *પાર્લામેંટમાં પેસી શક્યો નથી.*

**લાર્ડલિટન**—પોતાની મહેરબાન રાજમંડળીનો કારભાર જવાની તૈયારીમાં આવવાથી પોતે હિંદુસ્તાનની નવાબી છોડી છે. તેથી તેને જતાં જતાં લાર્ડ બીકન્સફીલ્ડ પોતાના એ અરખાં દોસ્તને અર્લઆવલિટન અને વાઇકાઉંટને બબર્પનો ખિતાબ બક્ષ્યો છે.

---

# કેળવણીખાતાની ખબરો.

### પ્રાંતહાલાર.

ધ્રાફા,—આ. થાણદાર સાહેબ કલ્યાણરાય રેવાશંકર તથા નવાનગરના લાખા દામજી ૨૨॥ મીઠાઈ.—સાતુદડવાવડી, આ. ધ્રાફા થાણદારસાહેબ કલ્યાણરાય રેવાશંકરે ૨૦॥ મીઠાઈ.—ખાંભા, માઉ તળશી ખેતસિંહ અને આજમ મહાલકારીસાહેબ કસળચંદ કચરાએ ૨૧૭-૨-૦ તલધારીલાપશી અને બુંદિના લાડુ જમાડ્યા.—હડીયાણા, કારકુન ગીરધર ખેતસિંહ તથા બીજા મેમ્બરોએ મળીને ૨૧-૨-૦ સાકર અને માફી છોકરાઓને પેરણ.—નીકાવા, સ્કુલ કમિટિના પ્રેસિડેન્ટ જેઠા હીરાણી ૨૦-૪-૬ દ્રાક્ષ.—નવાનગર કન્યાશાળા, માજી મહેતીજી બાઈ આદીએ પુરૂષોતમમાસ જાણીને ૨૧૦॥ તમામ છોકરાઓને મગજના લાડુ જમાડ્યા.—ખોખરી, આ. ગોંડળ સુલતાનપુર મહાલકારીસાહેબે ૨૦ દ્રાક્ષ.—ધોરાજી, મેં. મુનસફસાહેબ કલ્યાણરાય મેં. મામલતદારસાહેબ છોટાલાલ આ. થાણદાર સાહેબ ઉમેદલાલ આ. ડાકટર ભીખાજીએ મળીને ૨૪॥ પતાસાં.—સુપડી, સ્કુલકમિટિનાં મેમ્બરોએ ૨૦-૧૫-૦ મીઠાઈ.—ધાંટીલા, આજમપ્રેસિડેન્ટ લક્ષ્મીશંકર જીવન તથા મેમ્બરો ૨૦॥ મીઠાઈ.

(ઇંગ્રેજીસહી) ગણપતરામ અનોપરામ,
સા. ડે. એ. ઈ. પ્રાંતહાલાર.

---

### સુરત ઉતરવિભાગ.

અજોદ,—ભીખાજી નવરોજજી ૨૩)—,, નાગરજી પરાગજી ૨૧)—બારડોલી, વાંસદાના ટયુટર માધવરામ હરીનારાયણ ૨૧૮॥—સરભોણ, ચીફકોન્સટેબલ લલુભાઈ હઠીસંગ વગેરે ૨૨)—માંડવી, પેસાભાઈ તુળશીદાસ ૨૧॥ ,, દેવચડના શેઠ હોરમજજી પાલણજી ૨૨। ,, શેઠ રતનચંદ ખેહેચરદાસ ૨૧)—સુહાળી, શેઠ ભીખાજી દોરાબજી ૨૪। ,, મહેતાજી દાદાભાઈ કાવસજી ૨૨-૫-૦—તરસાડા, મહેરબાન ડીસ્ટ્રીક ડેપ્યુટી કલેક્ટરસાહેબ ૨૧૦) ,, માંડવીના પોસ્ટમાસ્તર ૨૦॥ ,, માંડવીના મહેતાજી ૨૦॥—અમરોલી,

અંદેરાવ મહારાજની વિધવાબાઇશ્રી જમનાબાઈ રૂ૫)—કદોદ, જમાદાર બાલુજી પાંડુજી રૂ૧॥—માંડવી, પરીખ મોતીરામ રઘનાથજી રૂ૨)—ઢઉં, મહેરબાન જી. બી. પેનસાહેબનાં મડમસાહેબ રૂ૨)—ખરવાસા, કસન આખા રૂ૧॥ વેડછા, દેશાઈ હરિભાઈ અપ્પુભાઈ રૂ૧) ,, દેશાઈ આગજી લલુભાઈ રૂ૧) ,, દેશાઈ સાઈ નીછાભાઈ રૂ૦॥ ,, દેશાઈ ભુલાભાઈ જોગીભાઈ રૂ૦॥ ,, દેશાઈ દુલભભાઈ રતનજી રૂ૦ ,, દેશાઇ કુંવરજી ભીખાભાઈ રૂ૦॥ ,, દેશાઈ કુંવરજી નારણજી રૂ૦ ,, દેશાઈ રણછોડજી મણીભાઈ રૂ૦—બોઢાણ, માંડવી તાલુકામાસ્તર વજેરામ પ્રભાશંકર રૂ૧)

(ઇંગ્રેજી સહી) મોહનલાલ રણછોડદાસ
ડે. એ. ઈ. સુ. વિભાગ

---

## સોરઠ પ્રાંત.

જેતપુર,—જેતપુર દરબાર સાહેબો તરફથી મે. સોરઠપ્રાંતના સ. ડી. સાહેબે વારસીક પરીક્ષા લીધી તે વખતે રૂ૪॥ મીઠાઈ રૂ૧૧॥ ચોપડીઓ—જેતપુરસંસ્કૃતશાળા, જેતપુર દરબાર સાહેબો તરફથી રૂ૧) પરીક્ષા લઈ બ્રાહ્મણોને દક્ષણા આપી—બીલખા, બીલખા દરબારો તરફથી મે. સો. પ્રાં. સ. ડી. એ. ઈ. સાહેબે વારસીક પરીક્ષા કરી તે વખત રૂ૫) રૂમાલ તથા મીઠાઈ. મે. કા. પ્રાં. ડી. એ. ઇ. સાહેબ બહાદૂરે પરીક્ષા કરી તે વખતે રૂ૧॥ મીઠાઈ. આજમ વાળા આના ભીમાએ પરીક્ષા લઈ રૂ૧) મીઠાઈ રૂ૦॥ મહેતાજીને. ધાધલ વાલેરા હરસુરે પરીક્ષા લઈ રૂ૦-૧૪-૦ મીઠાઈ રૂ૦-૯-૦ મહેતાજીને—બીલખાકન્યાશાળા, બીલખા ભાગદારો તરફથી મે. કા. પ્રાં. ડી. એ. ઈ. સાહેબ બહાદૂરે પરીક્ષા લીધી તે વખતે રૂ૪॥ રૂલેટો ચોપડીઓ વગેરે. આજમવાળા આના ભીમાએ પરીક્ષા લઈ રૂ૦॥ મીઠાઈ રૂ૦॥ મહેતાજીને—જેતપુરકન્યાશાળા, જેતપુર દરબારો તરફથી મે. સો. પ્રાં. સ. ડી. એ. ઈ. સાહેબે પરીક્ષા લીધી તે વખતે રૂ૮-૧-૦ ચુંદડીઓ રૂ૦-૧૫-૦ મીઠાઈ—વડીઆ, વડીઆ વહિવટદાર સાહેબ તરફથી મે. સો. પ્રાંતના સ. ડી. એ. ઈ. સાહેબે વારસીક પરીક્ષા કરી તે વખત રૂ૩॥ ચોપડીઓ રૂ૦-૧૦-૦ મીઠાઈ—જરખીઆ, વહિવટદાર નાગજી

હેમથીએ પરીક્ષા લઈ રૂ૩ા મીઠાઈ—શેખનાપીપરીઆ, જેતપુર ભાગદાર તરફથી કામદાર કાનદાસ ભાઇએ પરીક્ષા લીધી તે વખતે રૂ ૩ા મીઠાઈ તથા રૂમાલ તથા રૂ૧ા પટેલ આણંદ નરસી—વસાવડ, દરબારશ્રી મોનજી મદનજી તરફથી મે. સો. પ્રાંતના સ. ડી. એ. ઈ. સા. વારસીક પરીક્ષા કરી તે વખતે રૂ૨) મીઠાઈ—મોટાદેવળીઆ, ગામના ભાગદારો તરફથી વારસીક પરીક્ષા વખતે રૂ૧) મીઠાઈ—બગસરા, બગસરા ભાગદારો તરફથી મે. સો. પ્રાંતના સ. ડી. સા. બા. વારસીક પરીક્ષા કરી તે વખતે રૂ૧૯-૭-૦ ચોપડીઓ રૂ૧-૯-૦ સાકર—ઉના, ખુદાવંત નવાબસાહેબ તરફથી આ.સો.પ્રાં. સ.ડી. સાહેબ બહાદુરે વારસીક પરીક્ષા કરી તે વખતે રૂ૪) મહેતાજીને રૂ૧) મહેતાજીને રૂ૯-૨-૦ છોકરાઓને ઇનામ—દેલવાડાકન્યાશાળા, ખુદાવંત નવાબ સાહેબ તરફથી આજમ વહિવટદાર સાહેબે રૂ૭) છોડીઓને રૂ૧) મહેતાજીને —દેલવાડાનિશાળ, ખુદાવંત નવાબ સાહેબ તરફથી વારસીક પરીક્ષા વખતે રૂ૪ાા ઇનામ—ગાધકડા, વહિવટદાર તરફથી વારસીક પરીક્ષા વખતે રૂ૧ા મીઠાઈ—ટીંબી, જાગીરદારી થાણદાર કાળીદાસ મુળજીએ પરીક્ષા લઈ રૂ૩) મીઠાઈ—ડેડાણુ, કોટીલા રાણીંગ વગેરે તરફથી વારસીક પરીક્ષા વખતે રૂ૫-૫-૦ છોકરાઓને રૂ૧ાા મહેતાજીને—જાફરાવાદ, રાજેશ્રી કમળશી પ્રેમજી તરફથી આજમ સુબાસાહેબે પરીક્ષા લઈ રૂ૩ા છોકરાઓને રૂ૫) મહેતાજીને રૂ૫) આસીસ્ટંટને—પોરબંદર, સ્કુલ કમિટિના મેમ્બરો તરફથી સ્કુલ કમિટિના પ્રેસીડન્ટ સાહેબે પરીક્ષા લઈ રૂ૧-૧૦-૦ પતાસાં વહેંચ્યાં—રાણાવાવ, રાજેશ્રી દુલેરાય શામળજીએ પરીક્ષા લઇ રૂ૦-૧૦-૦ પતાસાં રૂ૧ા ઇનામ. સ્કૂલ કમિટિના પ્રેસીડેન્ટ તથા મહાજન તરફથી રૂ૧)—આડવાણા, બર્ડા ફોજદાર રાજેશ્રી લક્ષ્મીશંકરે રૂ૦-૫-૦ મીઠાઈ—સુત્રાપાડા, વહિવટદાર હરિલાલ ત્રીકમલાલે રૂ૧ા પતાસાં—ધામળેજ, વહિવટદાર હરિલાલ ત્રીકમલાલે રૂ૦-૬-૦ પતાસાં—ખાટવા, દરબારો તરફથી મે. સો. પ્રાં. સ. ડી. એ. ઈ. સાહેબે વારસીક પરીક્ષા કરી તે વખતે રૂ૧૪-૧-૦ છોકરાઓને ઇનામ રૂ૫-૧૫-૦ મીઠાઈ—ગીદડ, દરબારશ્રી અનવરખાનજી તરફથી મે. સો. પ્રાં. સ. ડી. એ. ઈ. સાહેબે વારસીક પરીક્ષા કરી તે વખતે રૂ૪) છોકરાઓને મીઠાઈ—માણાવદર, માણાવદર સ્ટેટ તરફથી મે. સો. પ્રાં. સ. ડી. એ. ઈ. સાહેબે વારસીક પરીક્ષા કરી તે વખતે રૂ૫) મહેતાજીને

રૂ૧-૯-૦ આસીસ્ટંટને રૂ૩-૧૧-૬ છોકરાઓને—ધંધુસર, પટ્ટાણકોટજના સીરસ્તેદાર તરફથી રાજેશ્રી શીવલાલ ભાઇએ રૂ૧) મીઠાઇ—જુનાગઢ, મંગ ખાવા મોતીચંદે ઉનાળામાં છોકરાઓને પાણી પીવરાવવા સારૂ રૂ૭)નો ખરચ કર્યોછે—મેસાણુ, ખુદાવંત નવાબસાહેબ તરફથી વારસીક પરીક્ષા વખતે રૂ૧) છોકરાઓને ઇનામ રૂ૦-૫-૦ પતાસાં—શાણપુર, ખાનજી જોરાવરખાનજીએ પરીક્ષા લઈ રૂ૧-૨-૦ પતાસાં—જુનાગઢકન્યાશાળા, ખુદાવંત નવાબસાહેબ તરફથી રૂ૧૫) ઓઢણાં રૂ૩) આ. મહેતીજીને રૂ૧) મીઠાઈ—કોઇલી, મહંતસાહેબ તરફથી રૂ૧-૨-૦ પતાસાં—ખાખાગામ, ખુદાવંત નવાબસાહેબ તરફથી રૂ૧-૧-૦ મીઠાઈ—કુતીઆણા, ખુદાવંત નવાબસાહેબ વગેરે તરફથી કન્યા શુભેચ્છકમંડળી તરફથી રૂ૧-૯-૦ પારેખ મોતીચંદ તીકમ રૂ॥ ખુદાવંદ નવાબસાહેબ તરફથી રૂ૩)—દેવડા, ખુદાવંત નવાબસાહેબ તરફથી બે કોરીનો ગોળ વહેચ્યો રૂ૦-૯-૦—હોથાણા, જમાદાર આજમભાઈ વારસીક પરીક્ષા વખતે ખાટમા દરબાર તરફથી રૂ॥ ચોપડીઓ તથા મીઠાઈ રૂ॥ મહેતાજીને—કુતીઆણાકન્યાશાળા, ખુદાવંત નવાબસાહેબ તરફથી રૂ ॥ રા. નાનાલાલ રૂ॥ જમાદાર હબુભાઇ રૂ૨) ઠા. દેવચંદ કુરજી રૂ॥ શેઠ ગોકળદાસ અમરશી રૂ॥ હકીમજી ઇસ્માલ રૂ૦-૧૦-૦ શા. જાદવજી વીરદાસ રૂ૦-૧૦-૦ શા. ધનજી પીતાંબર રૂ૦-૫-૦ વકીલ પોપટ રૂ૦॥ રા. ભાણજી સુંદરજી રૂ૪) રા. દયાળજી ફુલભજી રૂ૩-૧૦-૦ મેમણની જમાત. રૂ૨) ઠા. સુંદરજી અખી રૂ૦-૫-૦ રા. નાતમલાલ રૂ૦-૯-૦ રા. અરજુન નાનજી રૂ૦-૧૦-૦ જમાદાર આજમભાઈ રૂ૯) પારેખ મોતીચંદ માણેકચંદ રૂ॥ ઠા. રામજી જુઠા રૂ૦-૧૦-૦ વકીલ શરીફ રૂ૦॥ રા. દામોદરદાસ હીરજી રૂ૧)

(ઇંગ્રેજીસહી) દોલતરામ મણીરામ ભચરા

સબડેપ્યુટી એ. ઈ. પ્રાંતસોરઠ.

અમદાવાદ જિ.

જા. નં. ૧૦૪૦

ધોલેરાબંદર,— આ. ડાકતરસાહેબ કેશવ હરિ રૂ૧) મીઠાઇ—પ્રાંતીજ, આ. અવલ કારકુન મોહનલાલ કલ્યાણજી રૂ૧-૧૨-૬ ચોપડીઓ. ગ્રા.

અમરતલાલ હરજીવનદાસે રૂ૨) મીઠાઈ—આખારેલી, સદગ્રહસ્થોએ તથા તલાટી ઉત્તમરામ નારણજી રૂ૧) મીઠાઇ—ધોળેરા, આ. રતીલાલ બાપાલાલ કોટન સબ ઇન્સ્પેકટરસાહેબ તથા સર કારકુન માણેકલાલ મોતીરામે રૂ૩)મીઠાઇ કેરાળા,—મેહેતાજી સીવરામ જેશંકર ૦-૮-૦ પટેલ નારણદાસ ત્રીકમદાસ ૦-૮-૦ મૂખી મુળદાસ જેસંગદાસ રૂ. ૦-૮-૦ પટેલ ત્રીભોવન મુળજી ૦-૮-૦ અને બીજા સદગૃહસ્થોએ મળીને રૂ ૫) બ્રાહ્મણ જમાડ્યા તથા મીઠાઇ વહેંચી. ટૂંટ,—રા. સા. વાઘજીભાઈ મીઠાભાઇએ રૂ ૧) ચોપડીઓ. ભોજવા,—ઠાકોર રણછોડ મોહનભાઇએ રૂ ૧) સાકર—સાકરીઆ,—આ. સરવેખાતાના કારકુન બાલુ પુરામનલાલ રાણપુર,—મેહેરબાન કલેકટર સાહેબ બાહાદુરે રૂ ૩) મીઠાઇ.—ઉવારસદ,—મુખી મથુરભાઇ નાગરદાસે રૂ ૧) પટેલ લલુ વહાલાભાઇ રૂ ૧) જોસી વસનરામ જેઠારામ રૂ ૧). તલાટી નાનાલાલ નંદલાલ રૂ૦॥) સીલકદાર કહાનદાસ ગીરધરદાસ રૂ૦॥) અને બીજા ગ્રહસ્થોએ મળી રૂ૪-૧૨-૦ ચોપડીઓ તથા મીઠાઇ વહેંચી. મોડાસા,—મહાજન તરફથી ૧-૧૨-૦ આ. મહાલકરી સાહેબે રૂ૦ )-૦ કુળ રૂ૨-૩-૦ મીઠાઇ વહેંચી—સાકરોઆ, મુખી મેઠા રાવા રૂ૦-૭-૦ મીઠાઈ—પ્રાંતીજ, રા. સા. ઉમીયાશંકર વલભરામ રૂ૨) મીઠાઈ આ. અવલ કારકુન મોહનલાલ કલ્યાણજીએ રૂ૧॥ ચોપડીઓ તાલુકા સ્કુલમાસ્તરે રૂ૧-૨-૩ મીઠાઈ તથા ચોપડીઓ—ધોલેરાકન્યાશાળા, સ્કુલમાસ્તર રૂ૧॥ ઠકર રતનજી રામજી રૂ૧॥ આ. બાલંભાના ફોજદારસાહેબ નાગરદાસ મથુરદાસ રૂ૧-૧-૦ તલાટી ત્રીભોવન મનોરદાસ રૂ૧-૧-૦ કુલ રૂ૬-૧૪-૦ મીઠાઈ તથા ચોપડીઓ આ. સરકારકુન માણેકલાલ મોતીલાલ, આ. ડાકટર સાહેબ અને આ. પોસ્ટમાસ્તર અંબારામે થઈ રૂ૩) મીઠાઈ તથા ચોપડીઓ—પાલડી, શેખ હુશેનમીયાં જેરામીયાં રૂ૦॥ મીઠાઈ—વાલુકડ, મુખી વનમાળી ભગવાનદાસ રૂ૦॥ ઝાલા. રેવાભાઈ રતનસીંગ રૂ૧) સાકર કુલ રૂ૧॥—રોજકા, ચુડાસમાં ખુજા માનાભાઈ તથા દિપસીંગજી અમરસીંગજી તથા સામતસંગજી જાલમસંગજી રૂ૧) મીઠાઇ—ઉવારસદ, મહેતાજી મોહનલાલ હરિભાઈ રૂ૦॥ મીઠાઈ—રાણપુર, સા. મુરૂ માનસીંગ ઇનામ વહેંચ્યું—સાણોદા, પટેલ માધવજી રૂ૧॥ મીઠાઈ—નોસી, આજમ સીનલા ખાતાના ઈન્સ્પેકટર સરદાર મીયાંસાહેબ રૂ૦॥ મીઠાઈ—નાનીબોર, કારબારી

મેઘાભાઈ રતનસંગજી રૂ૧) સાકર—સાણોદા, પ્રાંતીજ કન્યાશાળાના માજી મહેતીજી પારવતી ગુલાબચંદ રૂ૧ા મીઠાઈ—રાણપુર, આસિસ્ટંટ સુંદરજી હકમચંદ રૂ૧ા મીઠાઈ. કામદાર મુળુ માનસંગ રૂ૧ા મીઠાઈ—ભંકોડા, ઠાકોર પ્રથુરાજજી તથા કારકુન માવજીભાઈ ચતુરભાઈ રૂ૦ા મીઠાઈ—ચાંદખેડા ફતુભાઈ ગુલાબચંદ રૂ૦ા મીઠાઈ—ભુવાલડી, વઢવાણના શેઠ લક્ષ્મીચંદ ર. તનસી રૂ૬) ચોપડીઓ તથા મીઠાઈ—નાવડા, સ્કુલકમિટિના મેમ્બરોએ રૂરા મીઠાઈ તથા ચોપડીઓ—રાણપુર, કામદાર હકમચંદ મૂળજી—માંડાસા, આ. મહીકાંઠાના વેક્સીનેટર મંગળ પીતાંબર રૂ૦ા મીઠાઈ—સાણંદ,સાણંદ કન્યાશાળા, રાજેશ્રી કલ્યાણજી પુંજારામ રૂ૧૫) ચોપડીઓ—થળતેજ, શેઠ છગનલાલ અમીચંદ રૂ૦ા મીઠાઈ—ધોધા, શા. જીમોવન કુંવરજી રૂ૦ાા તથા બીજા કેટલાક ગ્રહસ્થોએ રૂ૦-૧૪-૦ કુલ રૂ૧-૧૦-૦ મીઠાઈ તથા ચોપડીઓ—વાગડ, શા. હકમચંદ રામજી રૂ૦ાા મીઠાઈ—વાલુકડ, વહીવટગાર મોહનજી આણંદજી રૂ૧) સાકર—રોજીદ, સ્કુલકમિટિના મેમ્બરોએ રૂ૦-૫-૦ મીઠાઈ—સરોડા, મેં. કલેકટરસાહેબ બહાદુરે રૂ૧) મીઠાઈ—ભોજવા, મુકી વજીભાઈ ભાઈજી રૂ૧) મીઠાઈ—વાગડ, ગામના તાલુકદારોએ રૂ૨) મીઠાઈ—રોજકા, ચુડાસમાં પ્રથુભાઈ નાનાભાઈ તથા જીવણ પુંજા તથા ભટ મહાશંકર રણછોડ કુલ રૂ૧) મીઠાઈ.

ધં. ધો. આ. નં. ૫૯૭

ધંધુકાકન્યાશાળા, જીલ્લાના કલેકટરસાહેબ બહાદુરે રેશમી ઓઢણાં, ગુજરાઉ ઓઢણાં કસબી રેજા, અને મોળીયા વગેરેનું રૂ૧૧૯) ઇનામ તથા રૂ૫) મીઠાઈ કુલ રૂ૧૨૪) ઇનામ વહેચ્યું.

ધોલકા આ. નં. ૫૨૮

ધોલકાકન્યાશાળા, મેં. જીલ્લાના કલેકટરસાહેબ બહાદુરની સુચના ઉપરથી તાલુકાના રા. સા. મામલતદારસાહેબ પ્રભાશંકર ભાઇશંકરે નાણાની રકમ ભેગી કરી તેનું ઇનામ છોડીયોની પરીક્ષા કરી તથા ગરબી ગવડાવી વહેચ્યું તેની વીગત નીચે મુજબ મેં. કલેકટરસાહેબ બહાદુર રૂ૫) ઠકર, મોતી કમાજી બાપલાના રૂ૭) રા. મેહેરવર શુરસંગજી વાસ્રયેરાના રૂ૫) ખાનસાહેબ બાપુમીયાં ઘોરમીયાં રૂ૫) ખાનસાહેબ લતીફ ખાનસાહેબ રૂ૫, ચંદીસરના મુખી નરસી રાગજી રૂ૫) શેઠ છોટાભાઈ પ્રભાશંકર રૂ૩) ગાંધી,

ત્રેચંદ ત્રીકમદાસ ૩૨) શેઠ કરશનદાસ રાઅચંદ ૩૨) શેઠ ભવાનીદાસ જ-ગજીવન ૩૨) વેરી શીવદાસ ૩૨) શેઠ નાના મુળજી ૩૨) નથુભાઈ ગીરધરદાસ ૩૧) શા. મોહન મનસુખરામ ૩૧) શા. રણછોડ ત્રીભોવનદાસ ૩૧) ઉમરભાઈ નુરભાઈ ૩૧) પટેલ હેરાભાઈ ૩૧) શા. મનસુખભાઈ વલભરામ ૩૧) લક્ષ્મીચંદ દેવચંદ ૩૧) શા. મથુર કાળીદાસ ૩૧) શા. મોહન અંબારામ ૩૧) પરીખ મગનલાલ વંદ્રાવન ૩૧) શા. ભોગીલાલ ગીરધર ૩૧) કુલ ૩૫૬) તેની વ્યવસ્થા નીચે મુજબ ૩૧-૫-૩ ઓરણાં ૨૪॥ ધારોઆનાખંડ ૩૩-૪-૬ મરીનો લીધો ૩૪-૧-૦ મોજીવાં ૩૧-૫-૦ છોકરી ૩૦-૧૨-૩ ફુ-લના ગુચ્છા, અને પાનસોપારી ગુલાબજળ ૩૪) કોરો તથા મલમલ ૩૬) અત્લસનાખંડ ૩૦-૪-૯ ચંદ્રકાંતનોખંડ ૩૦॥ કીનખાબ, ૩૬-૪-૬ પતાસાં કુલ ૩૫૨-૯-૩ ખરચ ૩૩-૬-૯ સીલક રહેવા દીધી પાછળથો વસુલ થયે આપવામાં આવશે કુલ ૩૫૬)નુ ઇનામ વેહેચ્યા પછી મહેતાજી ગણપતરામ નરસીરામે ગદ્યપદ્યમાં ભાષણ વંચાયું. પછી સભા બરખાસ્ત થઈ.

(ઇંગ્રેજીસહી.) મોતીરામ રાજારામ
ડે. એ. ઈ. આ. વિ.

---

# सरकारी जाहेर खबर.

નંબર ૨૮૮.

લોઅરગ્રેડ સરકારી નોકરીમાં દાખલ થવાની ફર્સ્ટકલાસ અને સેકંડ કલાસ સર્ટિફિકેટ મેળવવા ઇછનારા ઉમેદવારોની પરીક્ષા ૨૦ મી સપ્ટેંબર સોમવારે અને ત્યારપછીના દિવસે નીચે લખેલી જગાએ લેવામાં આવશે.

સુરત, ભરૂચ, ખેડા, અમદાવાદ, પંચમહાલ, અને રાજકોટ.

૨. મહીકાંઠા અને પાલણપુર એજન્સી તર્ફના ઉમેદવારોની પરીક્ષા અમદાવાદમાં લેવાશે.

૩. દરેક ઉમેદવારે પોતાના ભાગની કમિટીના ઉમેદવાર ઉપર ૨૦ મી આગષ્ટ ૧૮૮૦ સુધીમાં પોતાનું નામ, ઉમરનું સર્ટિફિકેટ તથા રહેઠાણ રીત પ્રમાણે લખી તે મહેતાજી અથવા ગામના પટેલની સહી સાથે મોકલી દેવાં. આ પ્રમાણે જે નહિ કરે તેને દાખલ કરવામાં નહિ આવે. પ્રેસિડંટ ઉપર અર્જી કરવાથી છાપેલા સર્ટિફિકેટ આપવામાં આવશે.

મુ. વલસાડ
૧૭ મી એપ્રિલ ૧૮૮૦

જી. બર્ડલર.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઉ. પ્રાંત.

---

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL PAPER

JUNE 1880.

પુસ્તક ૧૯ મું. | જુન | અંક ૬ ઠો.

જોતાંજી બહુ મોટું ગુજ, નામ તેમ છે કામ;—
કર અંતે મન ક્ષેત્રની, ખરી ખેતી ધરી હામ.

અનુક્રમણિકા. પૃષ્ઠ. Contents. Pages





( કેળવણી ખાતાના હુકમથી )


અમદાવાદ મધ્યે

મામાની હવેલીમાં યુનાઈટેડ પ્રિંટિંગ અને જનરલ એજનસી કંપની
લિમિટેડના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.

મૂલ { ૩૧) વરસનો આગાઉથીન. } ટપાલ ખર્ચ
{ ૨૦)— છૂટક અંક એકના. } જૂદું.

ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૧૯ મું. જુન સન ૧૮૮૦. અંક ૬ ઠો.

# કેળવણીખાતાનો રીપોર્ટ. ભાગ ૨ જો.

( સાંધણ પૃષ્ટ ૧૦૦ થી. )

## વર્નાક્યુલર કેળવણી.

ટ્રેનિંગસ્કૂલો હતી તેટલીને તેટલીજ રહીછે. હાઇદ્રાબાદમાં સ્ત્રીઓને માટે હતી તે કાઢી નાંખવામાં આવી તેમ અહેમદનગરમાં એક વધી.

ગુજરાત ટ્રેનિંગકાલેજમાં ૬ ગુજરાતના, ૪ કાઠીયાવાડના, ૧ કચ્છનો; અને ૨ મહીકાંઠાના ત્રીજા વર્ષનો અભ્યાસ કરતા હતા તે સર્વે ફતેહ પામ્યા છે. બીજા વર્ગમાં ૨૫ હતા તેમાંથી ૨૦ પાસ થયા અને પાંચ નાપાસ. પહેલા વર્ષમાં ૩૮ માંથી ૨૭ પાસ થયા.

રાજકોટનું પરિણામ પણ અમદાવાદની પેઠેજ સારૂં હતું. બીજા વર્ષના વર્ગમાં ૨૦ હતા તેમાંથી ૧૭ અને પહેલા વર્ષમાં ૩૩માંથી ૩૨ પાસ થયા. બીજા વર્ષમાં ૧૦ પાસ થયા તેમાંના જે છ જણે સેંકડે ૭૦ ટકા મેળવ્યા હતા તેને અમદાવાદ ત્રીજા વર્ષનો અભ્યાસ કરવા મોકલ્યા.

અમદાવાદની ફીમેલટ્રેનિંગકાલેજને માટે ઇન્સ્પેક્ટરસાહેબ લખેછે કે ૧૦ સ્ત્રીઓ અભ્યાસ કરતી હતી. આ વરસમાં પાંચને જગા આપવામાં આવી છે. હાલ સુરત, ભરૂચ, નડીઆદ, અમદાવાદ, પારડી, અંકલેશ્વર, જંબુસર, મેમદાવાદ, વીરમગામ, અને વેજેરા એટલે ઠેકાણે સ્ત્રી શિક્ષકો છે, અને તે સઘળીઓને માટે મને સારા રીપોર્ટજ મળેછે.

ગુજરાતી છોકરાની નિશાળો ૫૨ વધીછે, પણ આજ વર્ષે આપણા પાં-ાં છોકરાનો પગારો લાગ્યો છે. ૫૮૩૧ છોકરા ઓછા થઈ ગયા છે, પણ

આંકડા આ વરસ પરીક્ષા બાબત આપ્યા નથી તેથી રેજિસ્ટરપર ચડેલા છોકરામાંથી કેટલા પરિક્ષામાં બેઠા એ કહી શકાતું નથી, પણ ચોથા ધોરણમ કુલ પાસ થનારની સંખ્યા ૧૪૫૭જ છે, એટલે, દરવરસે આપણા પ્રાંતમાં લગભગ દોઢ હજાર છોકરાં કામ ચલાઉ ગુજરાતી કેળવણી લેછે. આ રીતે જોતાં ભણેલી છોકરીઓ કરતાં ભણેલા છોકરાનો આંકડો ૧૪-૧૫ગણોજ થાયછે.

## દેશી રાજમાં કેળવણી.

કાઠીયાવાડમાં ૩૮૫ ફંડની અને ૮૮ ખાનગી મળીને કુલ નિશાળો ૪૭૩ હતી. પાછલા સાલ કરતાં ૫૮ નો ચોખો વધારો છે, તેમજ ખાનગીમાંથી ફંડમાં કેટલીક વધારે આવી છે.

પરીક્ષાના પરિણામો તો આપ્યાજ નથી અને બીજા રાજની હકીકતમાં કાંઇ વિશેષ ન હોવાથી અત્રે એ વિષય પૂરોજ કરવો પડે છે.

સરકારી નોકરીની પરીક્ષામાં દરેક ઠેકાણે કેટલીક ફતેહ મેળવી તે નાચેના કોઠા ઉપરથી માલમ પડશે.

| જિલ્લાનું નામ. | ૧ વર્ગની | | બીજા વર્ગની | |
|---|---|---|---|---|
| | હાજર | પાસ | હાજર | પાસ |
| સુરત | ૪૭ | ૧૮ | ૨૫૫ | ૯૧ |
| ભરુચ | ૧૮ | ૧૧ | ૧૦૪ | ૪૭ |
| ખેડા | ૧૧ | ૮ | ૧૬૬ | ૪૮ |
| પંચમહાલ | ૯ | ૨ | ૭૭ | ૧૯ |
| અમદાવાદ | ૪૨ | ૨૭ | ૧૩૩ | ૭૦ |
| મહીકાંઠા | ૧ | ૦ | ૪૦ | ૧૭ |
| કાઠીયાવાડ | ૫ | ૪ | ૨ | ૧ |
| કુલ | ૧૩૩ | ૭૦ | ૭૭૭ | ૨૯૩ |

પુસ્તકવૃદ્ધિ ખાતે આ વરસે ૭૪૫૦ રૂપિઆ જ ખરચાયા હતા. એમાંથી પિનાર્થ યત્ન, ષડ્દર્શન ચિંતનિકા, એરિકૃત ફ્રેંચ પ્રકૃતિ લોકોનો ઇતિહાસ વગેરે મરાઠી તથા કેટલા ઇંગ્રેજી પુસ્તકો ખરીદ કરવામાં આવ્યાં હતાં. કોઈપણ ગૂજરાતી ગ્રંથ ઉત્તેજન લાયક માલમ પડ્યો નહિ એ દિલગીરીની વાત છે.

---

# निबंध शीखनारने सूचना.

## ભાગ ૨ જો.

( સાંધણુ પૃષ્ટ ૧૦૫ થી. )

વિષય કઈ જાતનો છે તેનો અથવા નિબંધ લખાવનારે શું માગ્યુંછે તેનો વિચાર કરી તે કયા રૂપમાં લખવો તે પ્રથમ નિશ્ચય કરવું, અને નિબંધનો ઘણો ભાગ તે રૂપમાંજ લખવો. બીજાં રૂપ પ્રસંગ જોઈ દાખલ કરવાં પણ મૂળ રૂપનું પ્રધાન પણું કદી પણ જવા દેવું નહિઃ—જેમકે વિવેચન રૂપનો નિબંધ હોય તો તેમાં ઘણો ભાગ વિવેચનનોજ આવવો જોઇએ, પ્રસંગ જોઈ એમાં વર્ણન ઉલાશક કરવું અને દ્રષ્ટાંત દાખલાની જગોએ કથન પણ મજેથી કરી શકાય, પરંતુ તેથી કારણ સમજાવવાની વાત અધુરીજ રહી જાય અથવા બીજામાં એવી દબાઈ જાયકે વિવેચન રૂપનો નિબંધજ છે, કે નહિ તે કોઈ જાણે નહિ એમ કદી થવું જોઈએ નહિ. તેમજ વર્ણન કે કથન કરવાનું હોય ત્યાં ડગલે ડગલે વિવેચન કરવા બેસીએ તો દોઢડાહ્યુંજ દેખાય અને નિબંધ બગડે. એક રૂપમાં બીજાં રૂપકેટલાં નાંખવાં એ મહા ચતુરાઈનું કામછે. નિબંધકારમાં શુદ્ધ રસિકતા જેટલી હશે તે પ્રમાણેજ એ કરતાં આવડવાનું. શુદ્ધ રસિકતા વાળા ગ્રંથકારોના ગ્રંથનો લક્ષપૂર્વક અભ્યાસ કરવાથી એ ચતુરાઈ વધેછે.

११. वर्णनरुप निबंधनां पेटा घणुं करीने नीचे प्रमाणे पाडवा मां आवे छेः—

ક, જો કોઇ સ્થળનું વર્ણન માગ્યું હોય, તો

૧. સ્થળનું નામ

૨. તે ક્યાંછે ? એટલે, કયા પ્રાંતમાં ? કયા પરગણામાં ? કઈ નદી ઉપર ( નદીઉપર હોયતો ) ? ઢાળ ઉપર, પર્વત ઉપર, કે મેદાનમાં ? વગેરે.

૩. ભૂતળ લક્ષણો—એટલે, ત્યાંની આબેહવા ( હવા પાણી ); આસપાસના પ્રદેશની જમીન કેવી જાતની છે તથા શી શી પેદાસ થાયછે; ગામની આસપાસ ઝાડીઓ છેકે નહિ, છેતો કયા ઝાડની, કેવી, ને કેટલી ? વગેરે.

૪. ગામનો આકાર તથા વિસ્તાર, મોટા મોટા રાજમાર્ગનો દેખાવ તથા લંબાઈ પોહોળાઈ, વસ્તી કેટલી અને કયા કયા લોકની છે, વગેરે.

૫. વિશેષ હકીકતઃ—દરબાર, દેહેરાં, ગઢ, નિશાળ, દવાખાના, પુલ, મહેલ, મોટાં મોટાં મકાનો વગેરે જે કાંઈ ગામમાં હોય તે સંબંધી.—ખ. નાત જાત, ધર્મ, ધંધો રોજગાર, વગેરે લોકો સંબંધી.

૬. તે સ્થળે અથવા તેની પાડોશમાં જેજે જાણવા લાયક ઐતિહાસિક બનાવો બન્યા હોય તેની ટુંકી હકીકત.

ન. જો કોઇ જાનવરનું વર્ણન માગ્યું હોય તો,

૧. તેનો દેખાવ, કદ, બળ, વેગ, શરીરની રચના, વગેરે

૨. તે સાધારણ કે નવાઈનુંછે ? કયા કયા દેશોમાં થાયછે ?

૩. તેનો સ્વભાવ અને રીતભાત ? હળે એવું કે જંગલી ? તે શી રીતે પકડાયછે અને પળાયછે ? અકલ, માયાળુપણું, વગેરે ગુણો અને તેનાં થોડાંક દૃષ્ટાંતો.

૪. માણસને શા ઉપયોગમાં આવેછે? અસલના લોક તેને કેવું ગણતાં અને શા ઉપયોગમાં આણતાં ?

ક. જો કોઈ ઝાડ વિષે લખવું હોય, તો

૧. તેનો દેખાવ, કદ, તથા રચના

૨. કયા દેશમાં, કઈ ઋતુમાં, અને કેવી રીતે તે થાયછે ?

૩. તેને વાવી મોટું કરવાની રીત.

૪. તેનો ઉપયોગ ?

૫. તે ઝાડની નિપજનો વેપાર ?

એજ પ્રમાણે જેવો વિષય હોય તે પ્રમાણે પેટાં પાડી શકાય. તેમ જો કે ઉપલા ત્રણ વિષયનાંજ પેટાં સરખાં નથી, અને તેથી જુદી રીતે પણ પાડી શકાય. તો પણ દેખાવ, કદ, રચના, કાંઈક વાગડો ઇતિહાસ, અને ઉપયોગ એટલાંવાનાં તો બધા વિષયોમાં અવશ્યના છે.

વાચનમાળામાં શહેર, જનાવરો, ઝાડ, વગેરે બાબતોના પાઠ છે તે વિચાર પૂર્વક વાંચી જોવાથી માલમ પડશે કે એ બધાં વર્ણન રૂપજ નિબંધ છે અને તેનાં પેટાં ઉપર બતાવેલી રીતિજ ઘણું કરીને પાડેલાં છે.

કુદરતી ચીજો, કુદરતી દેખાવ, હુનરી ચીજો, હુનરના કારખાનાં, તથા માણસની રીતભાત, એ સઘળાં બહુધા વર્ણન રૂપ નિબંધનાજ વિષયો છે.

१२ कथन रूप निबंधमां घणुं करी काळनो अनुक्रम राखी मचि प्रमाणे पेटां पाडवा.—

अ. કોઈ બનાવની હકીકત માગી હોય, તો

૧. એ બનાવનું કારણ—એટલે, તે પહેલાં કેવી સ્થિતિ અને શા બનાવો બન્યા હતા કે તેના પરિણામમાં આ બનાવ બન્યો.
૨. એ બનાવની વિગતવાર હકીકત.
૩. એ બનાવના પરિણામો.
૪. એ બનાવ સંબંધી વિચાર, એમાંથી શો સાર લેવો તે, વગેરે.

ब. કોઈ હુનરી કારખાનાનો ઇતિહાસ માગ્યો હોય, તો

૧. કોણે, ક્યારે, અને ક્યાં એ હુનરની શોધ કરી.
૨. એ હુનરથી થતા ફાયદા (ટુંકામાં) અને તે નહોતો માલમ પડ્યો ત્યારે માણસો કેમ કરતા હતા અને શી શી હરકતો વેઠતા હતા.
૩. મૂળશોધકે તે હુનર કાઢ્યો ત્યારથી તેમાં શો શો સુધારો થતો આવ્યો છે, કોણે કર્યા, શા વાસ્તે કરવાની જરૂર પડી વગેરે.
૪. હાલની સ્થિતિ—શી શી ખામીઓ છે અને તે સુધારવાના ઉપાય.
૫. એ હુનરની શોધથી શા શા પરિણામ નીપજ્યા તે તથા તે વિષે સામાન્ય વિચારો.

બોલે ત્યારે મોંમાથી ફૂલજ ગરે. કરતે કારવતે પણ વહુના ભાઈ બાપ તો દહાડામાં સો વાર મરે. એટલું કરીને પણ ડોસીમાં ધરાતાં નહિ. વારે વારે શ્રવણને બાઈલો બાઈલો કહી ઉશ્કેરવાનું કરે. એના મનમાં તો વહુની પૂજા પાત્રી કરાવવાની બહુ મર્જી હતી, અને તેમ શ્રવણે કર્યું નહિ માટે અમે ધારીએછીએ કે કાંઈ તો મરતી વખત પણ એ તર્કનો ઓરીઓ જ્ઞાનુકાકીના જિવમાં રહીજ ગયો હશે.

સાવિત્રીબાઈ પણ કાંઇ બહુ ભલાં શો નથી. લોક લાજે ઘર ધંધો ને સાસુસસરાની ચાકરી તો કરેછે, પણ તેમની સેવા કરવી એ મારો ધર્મ છે એ વાત તો તેના સ્વપ્નામાંએ નથી. એના મનમાં તો હરઘડી એમ થયા કરેછે કે ક્યારે હું આ પીડમાંથી છૂટું. વખતે સામો ચપ જવાબ આપવામાં પણ કાંઈ ચૂકે એવી નથી. એક વખતે ઓસડ મરચાં વાળે ઓરસીએજ વાટી લાવી સાસુસસરાની આંખે ચોપડ્યું. ભૂલ થઈ એમ માનીએ તોપણ કામ કરવામાં બે ફિકરી ને ફુવડ તો ખરીજ. ધણીના કાન ભરવા એ તો એનો ધંધોજ હતો. એણે બહુએ સ્ત્રીચરિત્ર કર્યાં, પણ જ્યારે શ્રવણ ડગ્યો નહિ ત્યારેજ તે હારીને બેઠી.

એક શ્રવણનું મન શુદ્ધ ને ઉંચીજાતનું હતું. છોકરાં ઉપર માબાપ કેટલું હેત રાખેછે તે તર્ફ એનું નાનપણથીજ લક્ષ ગયું હતું, અને તેથી એને નિશ્ચય થયો હતો કે તેનો બદલો કદી પણ છોકરાંથી વળી શકે એમ નથી. માબાપ ઉપર એ બેહદ પ્યાર રાખતો, તેમનો અવગુણ એના મનમાં કદી એ વસતો નહિ, તેમની સેવામાંજ મચ્યો રહેતો, અને હરઘડી એમજ ઝંખ્યા કરતો કે એમનો પાડવાળવાનો કાંઈ પણ પ્રસંગ ક્યારે આવે કે મારો જન્મ કૃતાર્થ થાય. એ ખરેખરો માબાપની ભક્તિમાં તદાકારજ થઈ રહ્યો હતો. પણ આવી સ્થિતિમાં એ પ્રમાણે સર્વદા કરવું એ કેટલું મુશ્કેલ પડતું હશે તે નીચેના એક દિવસનાજ એના ચરિત્ર ઉપરથી સહજ સમજ્યામાં આવશે.

માબાપની આંખે દર્દ થયું કે તુર્ત એણે વૈદ્યને બોલાવ્યો. ગામડીયા વૈદ્ય પાસે અંજન બંજન તો ક્યાંથી હોય તેથી તેણે કોઈ ઝાડના પાનડાં બતાવ્યાં. તે લેવા શ્રવણ તત્કાળ પાદરે દોડ્યો. ખોળતો ખોળતો વનમાં છેક આઘો ગયો ત્યારે તે ઝાડ હાથ લાગ્યું, પણ તેનું થડ બહુ સોધું હોવાથી તે પર ચડવાની હિંમત ચાલી નહિ. ત્યારે એક સોટું શોધી લાવ્યો, પણ તે

પ્હોચ્યું નહિ. પછી તાચાર થઈ છલંગો મારી મારી સોટાથી પાનડાં પાડવા લાગ્યો. રંગભૂમિ પર આ એક પણ એક જોવા જેવોજ રંગ થઈ રહે! ક-લાકેક મથ્યો ત્યારે ખપ જોગાં પડી રહ્યાં, અને પછી તે ઘર તર્ફ વળ્યો. પણ રસ્તામાં કોળી મળ્યા. એની પાસેથી લેવાનું તો શું હોય પણ ગામમાં જઈ ખબર ન કરે એમ ધારી એને એક ઝાડ સાથે બાંધી કોળીઓ ચાલતા થયા. કેટલીકવારે કોઈ સવાર આવ્યો તેણે એને છોડ્યો. એ રીતે એને પાછો ઘેર પહોંચતાં છેક પાછલો પહોર થઈ ગયો. સવારનો ભૂખ્યો ને તરસ્યો હતો તેમાં વળી આવાં આવાં કષ્ટો વેઠ્યાથી છેક થાકીને લોથ થઈ ગયો હતો. પણ આ કંકાસીયા આશ્રમમાં આવેથી ક્યાં તે તુર્ત રોટલો પામે એમ હતું ? માબાપ કાંઈ જમ્યાં હતાં તેથી એટલીવારમાં હું પરવારી લઉં એમ ધારીને રસોડામાં ગયો. ત્યાં નાહી ધોઈ રહ્યો ત્યારે બાઇડીએ તો કહ્યું કે આવો ઉની ઉની રસોઈ જમી લો, પણ માબાપને જમાડ્યા પહેલાં શ્રવણ જમતો નહિ. એટલામાં ડોસીમા જાગી ઉઠ્યા અને શ્રવણને બૂમ પાડી. એ ધશ્યો ધશ્યો તુર્ત ત્યાં ગયો, પણ આવીને રસોડામાં બેઠો હતો એટલું સાંભળતાંજ "હત ! પીટ્યા બાઇલા" એમ કહીને એની ચોકણીજ ધોવા માંડી. જ્યારે એ હુમરો સમ્યો ત્યારે ફોસલાવી પટાવી જમવા તેડી ગયો પણ વડાં કેમ કર્યાં ને અડદની દાળ કેમ ન કરી એ બાબત ભારે ઝગડો ઉઠ્યો. શ્રવણે જેમ તેમ સમજાવી ફરીથી દાળ ઓરાવી તે થઈ ત્યારે ડોસીમાને કાચી પડી અને છૂટી વાડકીજ વહુને મારી રસોડામાંથી રીસાઇ ગયાં. ઝગડો ખૂબ જામ્યો. પણ કેટલીકવારે તે પણ શ્રવણે કળથી પતાવ્યો અને પોતેજ રસોઈ કરવા બેઠો. લસલસતા શીરાની સોરંભથી ડોસીમા પ્રસન્ન થયાં ખરાં, અને વહુને બોલાવી કે આવ આપણે સઘળાં જોડે જમીએ. ત્યારે આ વખતે "તમે તમારે જમો ! મારે તો નથી જમવું." એવો વહુજીએ તોર બતાવ્યો. કજીઓ પાછો વધ્યો, ને કહેવત પ્રમાણેજ રાંધ્યાં ધાન્ય રહ્યાં. ડોસી કહે કે વહુ ન જમે તો હું એ ન જમું. આ બધું જુધરાણુ ગાજી રહ્યું હતું તે વેળા પેલા ભટજી મહારાજ તો પોતાના સ્વભાવ પ્રમાણે શી કે કૃષ્ણ કાંઈ બોલતાજ નથી, અને તેમ તેને કોઈ બોલાવતુંએ નથી. પણ પેલા બિચારા શ્રવણનો બે તર્ફથી મરો થયો. આમ એની મા બાઇલો બાઇલો કહી ભાંડેછે, તો પેલી તર્ફ એની પરણીયત માવડીમુઓ કહી એના નામનો છેડોજ વાળીને બેઠીછે. તોપણ આખરે

સાથે કાંઈ પણ સંબંધ ન હોય એવા પ્રસંગ એમાં એકે નથી. કેટલાક પ્રસંગો રસ ભર્યા અને ધામધૂમીઆ પણછે. તેથી શ્રોતાઓને રંગભૂમિ ઉપર આનંદ પમાડે એવો પણ કેટલોક ભાગ એમાં છે. નાટકની ભાષા શુદ્ધ અને પ્રૌઢછે—માત્ર કોઈ કોઈ ઠેકાણે ચરોતરી પ્રાંતભેદ તર્ફ જરા ઝોકી જાયછે. પાત્ર પરત્વે ભાષા ન બદલાતાં એક જાતનીજ પ્રૌઢી બધે ચાલી રહે છે એ ઠીક નથી. વળી વાક્યરચનામાં કાંઈક દીર્ઘ સૂત્રતા પણ જણાયછે. તોપણ બધી રીતે જોતાં આ નાટકની ભાષા તથા રસ એ બંને સારાં છે, અને ભાઈ ભોગીલાલે નાટક જેવા કઠિણ વિષયમાં ઘણે દરજ્જે ખરેખરી ફતેહ મેળવી છે. આખા ગ્રંથમાંથી બોધ પણ સારો મળે છે. એ બોધ કેવા ઉલટથી આપવાને યત્ન કર્યું છે તે જણવાને સારૂં અમે એ નાટકમાંથી બે સવૈયા નીચે ઉતારીએછીએ.

ઇંદ્રવિજયછંદ.

માત તણા ઉપકાર બરાબર, અન્ય નહી ઉપકારજ એળે;  
માત તણી મમતાની બરાબર, અન્ય તણી મમતા કુણ લેખે ?  
માત તણા ઉપકારની કિંમત, રાજ તણી રિધથી અધકીછે;  
માત તણી મમતા તણી કિંમતથી અવધી અવધી અવધી છે!  
પૂતન સેવત માતપિતા પદ, પૂત કપૂતે તે જન્મ ધર્યો કાં ?  
પૂતનો પ્રેમન માતપિતા પદ, પૂત કપૂત જિવ્યો જનમી કાં ?  
પૂતનો માતપિતા ન ભજ્યો, તવ પૂતન પથ્થર પેટ પડ્યો કાં ?  
પૂતન સેવત માતપિતા તવ, કોકટ ભાર વહ્યો જનની કાં ?

---

## केळवणीखातानी खबरो.

પ્રાંત ઝાલાવાડ.

જા. નં. ૧૨૪૪

બાપોદરા,—કમિટિએ ગામખાતે ૩૦-૧૦-૦ મીઠાઈ.—સરા, શ્રીરામ નિશાળમાં પધારી ૩૨) મીઠાઈ.—ચુળી, મહેતાજી ડોસાભાઈ ગગજી તથા વિદ્યાર્થિ વીઠલ અમુલખ ૩૧) મીઠાઈ.—બીબલી, સાયલાના રહીસ બેચાણી ખીમચંદ રવજી એફ. સી. ઈ જે પુના ઈંજીનીયરીંગ કોલેજમાં અભ્યાસ કરે

શી. સરા.—ઉ સરે વર્ષે હોથી. જીવા નથુએ રૂ૧) મીઠાઈ વહેંચી. ધ્રાંગદરા ગુજરાતી.—શીક્ષાને દરવાજે નિશાળનું મકાન થતાં તેનું વાસ્તુ મે૦. બારટન સાહેબ બહાદુરે કર્યું તે વખતે મેં રાજસાહેબ બહાદુર તથા કુમારશ્રી જસવંતસીહજી બાયાતો. મેં. બારટન સાહેબનું કચેરી મંડળ તથા રજવાડાના વકીલો આસરે ૩૦૦૦ ગ્રહસ્થો પધારેલા હતા વાસ્તુની કીયા મે. બારટન સાહેબે કરી ત્યાર પછી મેં. રાજસાહેબ તરફથી રૂ૧૭૦) દરેક છોકરાને એક એક ચોપડી તથા દરેક વર્ગના પ્રમાણમાં કપડાં મળી રૂ૨૫) મીઠાઈ મહેતાજીને પાઘડી રૂ૨૫) ત્રણ આસિસ્ટંટને રૂ૧૫) સરખે ભાગે પાઘડીના છ માનીટરોને રૂ૧૫) સરખે ભાગે કુળ રૂ૨૫૦) મહેરબાન રાજસાહેબની માજી સા. તરફથી રૂ૫) મીઠાઈ માલણીયાદ.—સ્કુલ કમેટી તરફથી રૂ૧) મીઠાઈ મુ. બખતરે તા. ૬-૨-૮૦

જા. નં. ૧૨૭૮ સને૧૮૭૯-૮૦

લીંબડીકન્યાશાળા,—શેઠ ડોસા ગલા તરફથી રૂ૧। મીઠાઈ. સદર, પોલીટીકાલ એજન્ટ મહેરબાન કર્નલ બારટનસાહેબ બહાદુરનું પધારવું થતા મહેરબાન ઠાકોરસાહેબ તરફથી રૂ૯) ચુંદડીઓ ૧૦ રૂ૭) છીંટ હાથ ૫૦ રૂ૦॥ ચાંડલા રૂ૨) મીઠાઈ.—બાવળીતાબેલીંબડી, વાર્ષિક પરીક્ષા વખત કમિટિના મેમ્બરે તરફથી રૂ૧-૧-૦ રૂમાલ નં. ૧૧ રૂ૧। ચોપડીયો.—બીકલગઢ, નિશાળધર્માદા ફડમાંથી તથા કુવારકાંનાથ જગંનાથ ( વાર્ષિક પરીક્ષા વખત ) રૂ૩) ચોપડીયો. રૂ૧-૧૪-૧૦ ચોપડીયો.—વણા, સ્કુલકમિટિ તરફથી રૂ૧) મીઠાઇ.—બજાણા, મહેરબાન પ્રાંતના સાહેબ બહાદુર પધારતાં મહેરબાન દરબારશ્રી તરફથી રૂ૨) મીઠાઈ.—ઝીંઝુવાડા, મહેરબાન પ્રાંતના સાહેબબહાદુર પધારતાં આજમ કામદારસાહેબ તરફથી રૂ૨) મીઠાઇ. મહેરબાનસાહેબ મોસુફ તરફથી રૂ૩) ચોપડીયો.—વણોદ, મહેરબાન પ્રાંતના સાહેબબહાદુર પધારતાં તેમની તરફથી રૂ૧) પહેલા તથા બીજાનંબરના છોકરા વચ્ચે. તાલુકદારસાહેબ તરફથી રૂ૩) મહેતાજીને પાઘડી. સદર રૂ૭) ચોપડીયો. સદર રૂરા૫તાસાં રૂ૧૦ આજમ કમાલુદીનખાન જોરાવરખાન તરફથી રૂ૩) મીઠાઈ. આજમ ફોજદાર જીવણ ગીરજાશંકર તરફથી રૂ૧। મીઠાઈ.—દસાડા, પ્રાંતના મહેરબાન સાહેબબહાદુર પધારતાં ભાગદાર આજમ જોરાવરખાનજી તરફથી રૂ૨) મીઠાઈ.—ધ્રાંગધ્રાકન્યાશાળા, નામદાર ધ્રાંગધ્રા દરબાર રાજસાહેબ મે. કા. પો. એ. કરનલ બારટન સાહેબબહાદુરે પરીક્ષા કરી ઇનામ વહેંચ્યુ રૂ૫)

ચોપડીયો. રૂ૨૦) ચુંદડીયો.રૂ૧) મીઠાઈ.—ધ્રાંગધ્રા તા.સ્કૂલ, નામદાર ધ્રાંગધ્રા રાજસાહેબના કુમારશ્રી જયવંતસીંહને કચાર થતાં રૂ૫) છોકરાને મીઠાઈ. સદર પારેખ મનોર મહાદેવ તરફથી રૂ૧૦) છોકરાને ટોપરાં વહેંચ્યાં.—વાંટાવદર તા. ધ્રાંગધ્રા, શા. મોતી રામજી તરફથી રૂ૦ાા છોકરાને મીઠાઇ.—ખોડુ તા. વઢવાણ, સ્કૂલકમિટિ તરફથી પરીક્ષા લઇ રૂ૧) છોકરાને મીઠાઇ.—બાપોદર તા. વઢવાણ, ટપા ફોજદાર ગોવિંદજી દયારામે રૂ૦ાા ચોપડીયો. તથા રૂ૦ાા કમિટિએ ચોપડીયો તથા મીઠાઇ.—સરા તા. સાયલા, ઞા. મા. સરવૈયર હંસરાજે છોકરાની પરીક્ષા કરી રૂ૨) ચોપડીયો તથા મીઠાઇ. સ્કૂલકમિટિના મેંબર તથા સાહુકારે ચોપડીયો તેજ વખતે રૂ૧ાા મીઠાઇ.—ટીકર તા.ધ્રાંગધ્રા. સ્કૂલકમિટિ તરફથી રૂ૨-૧૧-૦ મીઠાઇ.

જા. નં. ૧૩૯૪ સને ૧૮૭૯-૮૦

પાણસીણાકન્યાશાળા,—આ શાળા આ માસમાં ઉઘડવાથી ગામ લોકો તરફથી શરૂઆતમાં વહેંચ્યા રૂ૨) પતાસાં.—વઢવાણ તાબાની તમામ નિશાળોમાં,મહેરબાન ઠાકોરસાહેબના માતુશ્રી તરફથી દરેક છોકરાને મળી રૂ૯)નાં કેળાં.—રામપુરા, સ્કૂલકમિટિ તરફથી રૂ૧) મીઠાઇ.—ખારવા, વહીવટદાર આજમ પ્રાગરામ જટાશંકર તરફથી રૂ૦-૯-૩ મીઠાઇ.—હડાળા, રા. જીવણલાલ લક્ષ્મીરામ ગામાતઆસે પટેલ હડી ગગા સોલંકી દાજી ગગાએ વારશીક પરીક્ષા વખત રૂ૧ા ચોપડી. રૂ૨) સાકર.—ધાસા, વારશીક પરીક્ષા વખત ત્યાંના પરેસીઆઓએ રૂ૧) સાકર.—સુરેલ, વારશીક પરીક્ષા વખત પોલીસપટેલ વીગેરે તરફથી રૂ૦ાા મીઠાઇ.—બજાણા, મહેરબાન દરબારશ્રી તરફથી વારશીક પરીક્ષા વખત રૂ૪-૧૦-૦ ચોપડીયો. રૂ૨ા સાકર. રૂ૨ા મહેતાજીને.—અખીયાણા,મહેરબાન દરબારશ્રી તરફથી વારશીક પરીક્ષા વખત રૂ૧-૧૩-૦ ચોપડીયો છોકરાઓને. રૂ૧) મહેતાજીને.—દસાડા, વારશીક પરીક્ષા વખત ,તાલુકદારસાહેબો તરફથી રૂ૨) મીઠાઇ. રૂ૨૪) ચોપડીયો.—વીસાવડી, ગામલોકો તરફથી રૂ૫) રૂમાલ. શા. મુળચંદ લવજી તરફથી રૂ૦ાા સાકર—શરા, રાવળ રામચંદ્ર ભગા રૂ૧) ખાજુર—જુળી, આજમ મોતીચંદ તથા આજમ મોયાવજી તરફથી રૂ૧ાા મીઠાઈ.—કુકડા, સ્કુલ કમીટી તરફથી રૂ૦ા મીઠાઈ.—વણોદ, વારશીક પરિક્ષા વખત તાલુકદાર સાહેબ તરફથી રૂ૨) મીઠાઈ.—આસીપાદ, તાલુકદાર અને ભાગદારોએ મળીને રૂ૨-૫ મીઠાઈ.—સી-

મટી કન્યાશાળા, ગુજરાતશાળાના અધીપતી રા. કીકાભાઈ પરભુદાસ રૂ૧) મીઠાઈ.—ટીકર તાબે ધ્રાંગધ્રા, મેતા જેઠા ખોડીદાસ ૨૦ા જમફળ ઠકર રતનશી હીરજી ૨૦ા શેરડી.

(ઇંગ્રેજી સહી.) ફ૰ ગુલાબ ગોવિંદલાલ.
સા. ડે. એ. ઈ. પ્રાં. ગ્રા.

ભરૂચ વિભાગ.

જા. નં. ૧૫૪.

ભડકોદ્રા.—જંબુસર પ્રગણાના રાવસાહેબ મામલતદાર પધારેલા તે વખત ઉધરાતદાર પટેલ. દાદાભાઈ આદમગનીરૂ૧) તલાટી. નરભેરામ ગોકળભાઈએ ૨૦-૮-૦ પટેલ મુસેભાઈ અભેરામ મતાદાર ૨૦-૧૦-૩ પટેલ. મુસેભાઈ મહમદ અમીજીના ૨૦-૮-૦ બીજા ગ્રહસ્થોએ ૨૦-૧૨-૦ કુલ ૨૩-૯-૩ ઇનામ વહેંચ્યું. હળદરવા.—કમિટિના મેમ્બરોએ ૨૦-૧૨-૦ પતાસાં વહેંચ્યાં. આછોદ.—મે. આ. ડેપ્યુટી સાહેબે પરીક્ષા કરી તે વખતે શે. કપુરચંદ જેચંદે પતાસાં વહેંચ્યાં ૨૦-૮-૦ કોલવણા.—આ ડેપ્યુટી સાહેબે પરીક્ષા કરી તે વખતે હોરા પટેલ. મહનજી દમુએ ૨ા મીઠાઈ વહેંચી. ભરૂચની નંબર ૫ માની નિશાળ.—રાવસાહેબ ડે. એ. ઇન્સ્પેક્ટર સાહેબે સરકારી ઇનામ વહેંચ્યાં તે વખત સ્કૂલ કમિટિના મેમ્બર માણેકચંદ લક્ષ્માચંદ અને નરભેરામ કપુરચંદ મળી પોતાની પદરના ૩૨-૮-૦ ઇનામ વહેંચ્યું. કાવસી.—નિશાળના મહેતાજી ગોપાલજી દાજીભાઈની બદલી થવાથી જતો વખત છોકરાઓને ૨૦-૮-૦ મીઠાઈ વહેંચી. તા. ૧૭-૧-૮૦

(ઇંગ્રેજી સહી.) ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી.
ડે. એ. ઇન્સ્પેક્ટર. ભરૂચ વિ.

મહિકાંઠા પાલણપુર.

આ. નં. ૪૬૧ થી જા. નં. ૩૪૫ સુધી.

ધરાદ.—થાણદાર જસકરણભાઈ ચેલજીભાઈ તથા કારકુનો અને સ્કૂલ કમિટિના મેમ્બરો તથા બોરોલના ઠાકોરના કામદાર વીગેરે સદગ્રહસ્થોએ સ્કૂલની પરીક્ષા લઈ ૧-૪-૦ મેં થાણદાર સાહેબ બોરોલના ઠાકોર તરફથી કામદાર મયાચંદ રાયચંદ ૨૦-૧૨-૦ મેમ્બર દેશાઈ મયાચંદ પ્રેમચંદ તરફથી ૨૦ા થરાદસ્ટેટના ઇન્ચાર્જ થાણદાર વેણીરાય કેશવરાય ૨૦ા

ધરાદ પાણુદારના આચકારીકુન મનસુખલાલ બાપુજી રૂ૦ાા કારકુન શીકમ-લાલ ખાશારામ રૂ૦ાા ધરાદ સ્ટેરના કારકુન ઇશ્વરી જગનચંદ રૂ૦ાા મેંબર પીખ આંબા મોતીચંદ તરફથી રૂ૦ાા મેમ્બર રાયચંદ તારાચંદ રૂ૦ાા મેમ્બર નેમચંદ ખુશાલચંદ રૂ૦ાા મહેતાજી છગનચંદ દલસુખ રૂ૦ાા મોજે માકાના મુખાણુ દાનસીંગ હાથીજી રૂ૧) મોજે જાયુવાડાના મુખાણુ ભુપત સંગ કરસનજી કુલ રૂ૯) નું ઇનામ વહેંચ્યું. ગ્રાદરા.—વાર્ષીક પરીક્ષા વખત મેં. મહીકાંઠાના પોલીટીકલ એજંટ સાહેબે રૂ૩૫) પોતાની પદરના રૂ૨૯-૦-૯ ફંડખાતામાંથી કુલ રૂ૬૪-૦-૯ તથા મહિકાંઠાના આસિસ્ટંટ પોલીટીકલ એજંટ સાહેબે રૂ૨૫) રાવબહાદુર હીમતરામ મુળજી દફતરદાર રૂ૧) આ. મનુભાઇ પુંજાભા. હેડક્લાર્ક રૂ૧) રાવબહાદુર મહિકાંઠાના ડેપ્યુટી. એ. ઇન્સ્પેક્ટર સાહેબ રૂ૨) આ. ચીમનલાલ રણછોડદાસ ફોજદારી સીરસ્તેદાર રૂ૧) આ. અમરતલાલ ગુલાબચંદ રૂ૧) આ. હરિલાલ વીઠલદાસ આસીસ્ટંટ સાહેબના સીરસ્તેદાર રૂ૧) આ. માણેકલાલ બાલભાઇ વકીલ રૂ૧) રાજેશ્રી વ્રજલાલ લક્ષ્મીદાસ રૂ૧) માલપુરના મહારાજ પોતજી સીરસીંગજી રૂ૧) ગગોડાના ઠાકોર હીમતસીંગજી રૂ૧) વડાગામના ઠાકોર રાજસીંગજી રૂ૧) મડના કામદાર મયારામ કાશીરામ રણાસણના કામદાર હરગોવિંદદાસ, રૂપાલના કામદાર ભારથસીંગજી રૂ૧) ટીંટોઇના કામદાર લવજી નાગરદાસ સુદાસણાના કામદાર જેઠા તથા મુલચંદ, દાંતાના રાણીજીના કામદાર રાયચંદ રૂ૧) મગુ નાના જાગીરદાર મુળજી તથા રામજી રૂ૧) આંબલીઆરાના કામદાર નથુરામ આણંદરામ રૂ૧) માણસાના કામદાર માધવજી પુરૂષોતમ રૂ૧) માલસાના પરી. સા. કાશીદાસ બેચરદાસ રૂ૦-૮-૦ સા. જેચંદ ગણેશ રૂ૦ાા મણીઆર હાજીભાઇ મુસાજી રૂ૦-૪-૦ કુલ રૂ૧૧૪-૪-૯ તેમાંથી રૂ૧૦) આસીસ્ટંટ માસ્ટરને, રૂ૧૫) છોડીઓને ઓઢણાં તથા રેંજા રૂ૨૯-૧૫-૧ તાલુકદારોના કુંવરોને પાઘડીઓ તથા ચોપડી રૂ૪૯-૧૨-૩ છોકરાઓને ખુશી રૂ૧૯-૯-૦ પાનસોપારી તથા મીઠાઇ. વડોદરા.—મહીકાંઠાના આ. આસીસ્ટંટ પો. એ. મહેરબાન ઇ. વી. સ્ટેક સાહેબે રૂ૪) ચોપડીઓ મહેતાજીને રૂ૨) પોતાની પદરના તથા મતાદાર અમરાજી તથા મેદાજી રૂ૨) છોકરીઓને ચોપડીઓ રૂ૧) મીઠાઈ કુલ રૂ૯) નું ઇનામ વહેંચ્યું. દભોડા.—મેં. આ. આસીસ્ટંટ પોલીટીકલ. એ. સાહેબે રૂ૪) છોકરાઓને ચોપડીઓ રૂ૨) મહેતાજીને પાઘ-

ડી કુલ રૂ૬) નું ઇનામ વહેંચ્યું. **જેટાણા.**—પાટડીના દરબાર સાહેબ રણછોડભાઈ મોટાભાઈ રૂ૨) મહેતાજીને પાઘડી રૂ૧) ચોપડીયો ૨૦-૮-૦ મીઠાઇ છોકરાઓને કુળ રૂ૩ા **ટીટોઈ.**—મહીકાંઠાના આકટીંગ પોલીટીકાલ એજંટ. મેહેરબાન. ઈ. ડબલ્યુ વેસ્ટ સાહેબે રૂ૧-૮-૦ મીઠાઈ વહેંચી. **પાલણપુર કંન્યાશાળામાં.**—ડીસાકાંપના મેજર બ્રીગેડીઅર જનરલ સાહેબના હેડકલાર્ક. આ. જેઠાલાલ વણારસી રૂ૦-૮-૦ મીઠાઈ રૂ૧-૮-૦ રમકડાંનું ઇનામ કુલ રૂ૨) નું ઇનામ વહેંચ્યું. **અમનગર.**—સ્વસ્થાન શ્રી ઇડરના મહારાજા શ્રી કેશરીસીંહજી રૂ૨-૮-૦ મીઠાઈ રૂ૨-૮-૦ કસરત કરનાર છોકરાઓને કુલ રૂ૫) ઇનામ વહેંચ્યું.

(ઇંગ્રેજી સહી) જેવચ્છારામ સતવચ્છારામ.

ડે. એ. ઇ. મ. પાલનપુર.

## ગોહીલવાડ પ્રાંત.

જા. નં. ૧૯૩૪.

**ટાણા.**—થાણદાર સાહેબ પોતાના છોકરાને નિશાળે બેસાડી છોકરાઓને રૂ૨) અને મહેતાજીને રૂ૧) કુલ રૂ૩) ઇનામ વહેંચ્યું. **ગઢડા.**—ખાચરબાવા ઉનડના કારભારી રાજેશ્રી હીરજી ત્રીકમજી રૂ૧૫) ચોપડીઓ. રા. ડાકટર મોતીરામ કુશળજી રૂ૧) માજી ફોજદાર પ્રતાપરાય આણંદરાય રૂ૧) ન્યાયાધીસ સીરસ્તેદાર બળવંતરાવ આણંદરાય રૂ૧) વહીવટદાર સીરસ્તેદાર શંકરપ્રસાદ તરફથી રૂ૦-૮-૦ કુલ રૂ૧૮-૮-૦ **વીંછીઆ.**—ખાચર આલાચેલાએ પોતાના છોકરાને નિશાળે બેસાડી રૂ૨-૮-૦ મીઠાઈ શા. બાઘચંદ હીરાએ રૂ૦-૮-૦ કુલ રૂ૩-૦-૦ **ભુભલી.**—વાર્ષીક પરિક્ષા વખતે મહાજને રૂ૧-૮-૦ મીઠાઈ. **લાખણકા.**—ઠાકોરશ્રી દીપકસંઘજી, ઠાકોરશ્રી મોતીભાઈ ઠાકોરશ્રી રામસંઘજીએ મળી કુલ રૂ૦-૮-૦ ની મીઠાઈ. **ખોપાળી.**—પટેલ. ઠાકસી તથા પટેલ નારાયણો ગોકળે રૂ૦-૨-૦ મીઠાઈ. **ભમોદ્રા.**—ખુમાણ કંયજી ઓઘડભાઈ રૂ૧-૮-૦ ઇનામ વાંધેરા. —પોલીસ ફોજદાર કુડળાં તથા મજકુર સ્કૂલના પ્રેસિડેંન્ટ રૂ૦-૮-૦ **સુલતાનપુર.**—સંઘવી.—ત્રીભોવન લલુ અને ગામ લોકોએ રૂ૦-૮-૦ સાકર વહેંચી. **તળાજા કંન્યાશાળા.**—મેહેરબાન દરબારશ્રી તરફથી રૂ૫) ચોપડીઓ. **ભાવનગર નં ૪.**—કુમારશ્રી ભાવસંઘજી તરફથી કા. વનમાળી મારફત રૂ૨) **ત્રાપજ.**—ગામ લોકોએ વાર્ષીક પરીક્ષા

વખત રૂ૨) રાજપરા.—મહાજન તરફથી રૂ૧-૪-૦ માંડવા.—ગામના મુખ્ય કારભારી બાજીભાઈ મણીશંકર રૂ૧-૮-૯ બોટાદ કંન્યાશાળા.—નામદાર દરબારશ્રી તરફથી રૂ૫-૦-૦ તથા ડાકટર સાહેબ તરફથી રૂ૧) મહાજન તરફથી રૂ૧) પ્રેમજી શ્રીણાભાઈ તરફથી રૂ૦॥ ઉગામેડી.—ગઢડાના ડેપ્યુટી વહીવટદાર મગનલાલ બાપુભાઈ રૂ૧) ભીમડાદ.—તાલુકદાર રાણોજીશ્રી ભુપત સંઘજી રૂ૦॥ તળાજા.—મહેરબાન વહીવટદાર સાહેબ મનસુખરામ ઉત્તમરામ રૂ૩-૦-૫ વાર્ષીક પરીક્ષા વખત સુલતાનપર.—મુસાભાઈ બોધા, ઝવેર દયાળ, ડા. બાબુલ કલ્યાણ રૂ૧) ડાઠા.—તાલુકદાર તરફથી વાર્ષીક પરીક્ષા વખતે રૂ૭-૯-૦ ડાઠા કંન્યાશાળા.—વાર્ષીક પરીક્ષા વખત તાલુકદારો તરફથી રૂ૧-૯-૦ સખરા.—શેઠ. અબજી ભીમજી રૂ૧) તળાજાની કંન્યાશાળા.—વે. મનસુખરામ ઉત્તમરામ રૂ૩-૦-૫ તલગાજરડા.—પોતાને ઘેર છોકરાનો જન્મ થવાથી બાવા મહીપતગર શીવગર રૂ૦-૩ ૦ રેસનાદા.—સોનગઢ વહીવટદાર કાળીદાસ નાનાભાઈ રૂ૧) મુ. જેસર તા. ૧૫-૧-૮૭

(ઇંગ્રેજી સહી) કહાનીયાલાલ ગીરધરલાલ,

સ. ડે. એ ઇ. ગોહીલવાડ પ્રાંત.

## રે. પંચમહાલ.

આ. ૧૩૭ થી ૧૭૯ સુધી.

બાદરના,—રેવાકાંઠાના પો. એ. બીયુકવર્ડ સાહેબબહાદુરે દરબારશ્રી રાણાસાહેબશ્રી ફતેસંગજી. તથા અમરસંગજી તથા કારભારીસાહેબ તથા થાણદારસાહેબ બીજા સદગ્રહસ્થોએ પધારી રાણાસાહેબ શ્રી ફતેસંગજીએ રૂ૧૦) ચોપડીયો ઇનામમાં આપી.—વીરપુર, મેં. લુણાવાડાના રાજાજીસાહેબ બહાદુર તથા આ. પો. એ. સાહેબ બહાદુર નંદશંકર તુળજાશંકરભાઈએ રૂ૫ ચોપડીયો તથા રૂ૧॥ મીઠાઈ કુલ રૂ૭) ઇનામ વહેંચ્યું.—બાકોર, લુણાવાડાના રહેવાશી મેં. દોશી, પ્રેમચંદભાઈ ખુશાલદાસે રૂ૦॥ તથા બીજા સદગ્રહસ્થોએ મળી કુલ રૂ૨-૦-૩ સાકર વહેંચી. લુણાવાડાના મહારાણાજી શ્રી વખતસીંગજી તથા રા. સા. આ. પો. એ. સાહેબબહાદુર, નંદશંકર તુળજાશંકરે રૂ૧) ઇનામ વહેંચ્યું.—મલાવ, કમિટિના મેમ્બરોએ નિશાળમાં પધારી રૂ૦॥। ઇનામ વહેંચ્યું.—સંજેલી, મહારાજાશ્રી પ્રતાપસંગજી સંજેલી દરબારસાહેબે પધારી રૂ૦॥ સાકર, રૂ૦॥ ચોપડીયો. રૂ૧) મહેતાજીને કુલ

## ગુજરાત શાળાપત્રના લવાજમ વિગેરે નાણાંની પહોંચ.

### તા૦ ૧ સપ્ટેંબર ૧૮૭૯ થી તા૦ ૩૦ મી અપ્રિલ સને ૧૮૮૦ સુધી

| કોના તરફથી | સને ૧૮૭૯ | સને ૧૮૮૦ |
|---|---|---|
| આ. વલસાડ ઈંગ્રેજી. સ્કૂ. હે. માસ્તરની તરફથી. | | ૧-૯-૦ |
| આ. પાલણપુર તાલુકા સ્કૂલના મા. ની. તરફથી | | ૧૩-૨-૦ |
| મે. હા. પ્રા. સ. ડે. ઈ. ની તરફથી. | ૧-૩-૯ | ૧૪૯-૫-૬ |
| રા. પ્રાણજીવણ રામનારાયણની તરફથી | | ૧-૯-૦ |
| આ. અમદાવાદ અં. સ્કૂલ. નં. ૨ ના હે. મા. ની તરફથી | | ૧-૦-૦ |
| આ. નવસારી સરેરસ્તમજી વાળી. ફ. રો. એ. વ. સ્કૂ. મા. ની. તરફથી. | | ૧-૯-૦ |
| ઈ. આ. ખંભાયતની સ. ગુ. નિ. મે. તરફથી. | ૧-૯-૦ | ૨-૯-૦ |
| આ. ગોંડળ અંગ્રેજી સ્કૂ. હે. મા. ની. તરફથી. | | ૧-૯-૦ |
| મેં. લાઠીના મુખ્ય કારભારી સ. ની. તરફથી. | | ૨-૧૨-૦ |
| રા. બા. ભોળાનાથ સારાભાઈની તરફથી. | ૧-૦-૦ | ૧-૦-૦ |
| રા. રણછોડદાસ વીઠલદાસની તરફથી | | ૧-૦-૦ |
| મેં. શેઠ ગોકળદાસ તેજપાળની કં. સે. તરફથી. | ૧-૯-૦ | |
| રા. સા. સુરત ઉ. વિ. ડે. એ. ઇ. સા. ની. ત. | | ૧૫૭-૦-૦ |
| આ. રાધનપુર તાલુકા સ્કૂ. મા. ની તરફથી. | | ૧૩-૦-૦ |
| મેં. રાજકોટ ટ્રે. પ્રે સા. તરફથી. | | ૧-૨-૦ |
| મેં. નડીયાદ લાઇબ્રેરીના સેક્રટરીની તરફથી. | | ૧-૯-૦ |
| મેં. સિંધ પ્રાંતના એ. ઇ. સા. ની તરફથી. | ૧૪-૧૪-૦ | |
| આ. ગોહીલવાડ પ્રાં. સ. ડે. એ. ઈ. સા. ની તરફથી. | | ૧૯-૧૪-૦ |
| આ. ધોલકા અંગ્રેજી સ્કૂ. હેડ. મા. ની તરફથી. | | ૧-૬-૦ |
| મે. અમદાવાદ ટ્રેનિંગકાલેજના પ્રિન્સિપાલ સાહેબની તરફથી. | | ૧-૦-૦ |
| આ. લીમડી અંગ્રેજી સ્કૂલના માસ્તર તરફથી. | | ૧-૦-૦ |
| આ. અમદાવાદ બ્રેંચ સ્કૂલ. નં. ૧ લાના હે. મા. ની તરફથી. | | ૧-૦-૦ |
| રા. સા. ભરૂચ વિ. ડે. એ. ઈ. સા. ની તરફથી. | | ૨૨૯-૪-૦ |
| રાજકોટ ટ્રેનિંગકાલેજના સ્કોલર નરભેરામની તરફથી. | | ૧-૦-૦ |
| આ. ખેડા અંગ્રેજી સ્કૂલના માસ્તરની તરફથી. | | ૧-૦-૦ |
| આ. વગા તાલુકાના સ્કૂલના માસ્તરે તરફથી. | | ૯-૧૦-૦ |
| કાઠીયાવાડ જનરલ પુસ્તકશાળાના સેક્રેટરી સાહેબની તરફથી | | ૧-૨-૦ |

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL PAPER

JULY 1880.

પુસ્તક ૧૯ મું. જુલાઈ અંક ૭ મો.

મેં તાજી બહુ મોટું ગુજ, નામ તેમ છે કામ;–
કર અંતે મન હેતની, ખરી એતી ધરી હામ.

અનુક્રમણિકા. પૃષ્ટ. Contents, Pages





(કેળવણી ખાતાના હુકમથી)

અમદાવાદ મધ્યે
મામાની હવેલીમાં યુનાઈટેડ પ્રિંટિંગ અને જનરલ એજનસી કંપની
લિમિટેડના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.

મૂલ્ય { (૨૧) વરસનો આગાઉથી. } ટપાલ ખર્ચ
{ (૩૦)= છૂટક અંક એકના. } જુદું.

# ગૂજરાત શાળાપત્ર.

પુસ્તક ૧૯ મું. જુલાઈ. સન ૧૮૮૦. અંક ૭ મો.

## વિદ્યા પ્રશંસા.

(વસંતતિલકા વૃત.)

વિશ્વેશ્વરે સકળ આ મનુઆદિ પ્રાણી, પૃથ્વી વિષે સરજીયાં અભિલાષ આણી;
તે સર્વમાં મનુષ ઉત્તમ વર્ણ માનો, વિદ્યા રહીત જન પામર તૂલ્ય જાણો. ૧
તે કાજ આજ સરવે બહુ ખાસ ખાળા, પ્રીતે કરી પરવરો નિત[1] પાઠશાળા;
બાપે ભણી ગણિ બનો અતિ જ્ઞાનવાનો, વિદ્યા રહીત જન પામર તૂલ્ય જાણો. ૨
વિદ્યા થકી અતિ ધની અને રાય રંક, શોભે સદા સજન સાથ વિષે નિશંક;
એ ખ્યાલ હાલ સહુ બાળક ઉર આણો, વિદ્યા રહીત જન પામર તૂલ્ય જાણો. ૩
વિદ્યા વિના જગતમાં નથિ સુખ્ય સાચું, સંપૂર્ણ હોય હરિ દયા પણ તોય કાચું;
જેવો સુખીજ નર છે નયનો વિનાનો, વિદ્યા રહીત જન પામર તૂલ્ય જાણો. ૪
સંસાર રૂપિ દધિ દૂસ્તર તારનાર, વિદ્યા વડી પ્રબળ છે વર સ્હાયકાર;
છે સત્ય એ સરસ સાધન સૌ પિછાણો, વિદ્યા રહીત જન પામર તૂલ્ય જાણો. ૫
વિદ્યા વધૂ વસુ તણી ખરી છેજ ખાણ, લૂંટાય કે નવ ખુટે પ્રજળે ન જાણ;
*માયા ગણો મહત્યે અતિ મોજ માણો, વિદ્યા રહીત જન પામર તૂલ્ય જાણો. ૬
બ્યાપાર ને વણજ ચાકરિ એતિ ધંધો, વિદ્યા થકી સરસ ઉદ્યમ થાય સંધો;
પામે રૂડી પદવી, શેઠ બને પ્રધાનો, વિદ્યા રહીત જન પામર તૂલ્ય જાણો. ૭
વિદ્યા થકી સુખ તણીજ સુજે સયુક્તિ, માહા મળે જનમ તારણ કાર મુક્તિ;
ગર્વિષ્ટ થાય મદ મૂકિજ ગૂણવાન, વિદ્યા રહીત જન પામર તૂલ્ય જાણ. ૮
કંગાળ બાળ પદ શૂભ વિશાળ પામે, દારીદ્ર દુઃખ ભાવ તણું સત્વર વામે;

---

[1] નિત્ય *દોલત

વિદ્યા જુવે ન કુળ જાત રૂપવાન, પૂરા પરિશ્રમથિ થાવજ બુદ્ધિમાન. ૯
વિદ્યા તણો સુમહિમા નથિ કાંઈ છાનો, જાણોજ માજન તમે ગુણ એહ નાનો
જો થાય તે પરિશ્રમે પુરિ બુદ્ધિમાન, તોતો કરે પુરણું ખ્યાલ જરૂર જાણ. ૧૦
વિદ્યા તણાજ શુભ શોખિન શીખનારા, ધારો ઉરે અરજ આ વિર ગુણ ગારા
આવો અનૂપમ સમો નહિં ભાઈ ભાળો, માટે વૃથા વખતને ગપમાં ન ગાળો. ૧૧

દ્રુતવીલંબીત વૃત.

[1]વડિલનું ધન જોઈ ગુણિ જનો, નવ તમે મગરૂર બહુ બનો;
ખચિત એહ થકી નવ ખાટશો, જરૂર [2]નીજ-ધને જય પામશો. ૧૨

પરભુદાસ રણછોડજી. સિહોરા.
મોટા લાયજા તાબે કચ્છ.

---

# નિબંધ શીખનારને સૂચના ભાગ ૪ થો.

એકજ વિષય ગમે તે રૂપમાં લખી શકાય છે એ વાત બરાબર સમજવાને માટે નીચે અમે આગગાડીનો વિષય લઈ તે વિષે વર્ણન, કથન, ને વિવેચન રૂપે કેવું કેવું જુદું જુદું લખી શકાય તે બતાવ્યું છે. વિસ્તાર ન કરતાં પેટાનાં નામજ માત્ર લખ્યાં છે, તોપણ એકેકો નિબંધ કેવડો મોટો થઈ શકે તે એ ઉપરથી સાફ માલમ પડશે. જો નિબંધકારમાં જોઈતું જ્ઞાન ને બુદ્ધિ હોય તો એકેકા નિબંધની ચોપડીજ થાય અને એ રીતે આગગાડી વિષે ત્રણ ચોપડી થાય તેમાં એકે હકીકત સામાન્ય માલમ પડે નહિ.

(વર્ણનરૂપનિબંધ)

૧ કોઈએક મોટા સ્ટેશનનો દેખાવ—લોકો તથા ગાડી ઘોડાની ભીડ, ટીકિટ કરાવવાની તથા માલ ચડાવવાની દોડાદોડ, પોલીસનો બંદોબસ્ત, મેવા મીઠાઈવાળાની દુકાનો વગેરે—સ્ટેશનમાં જવું, સ્ટેશનની બાંધણી તથા રચના, આગગાડીનું આવવું, તેનો દેખાવ, ઉતારૂઓનું બેસવું વગેરે.

૨. ગાડીનું વર્ણન—તેમાં કેટલાં માણસ ને કેવી રીતે બેસી શકે છે, કેટલી ગાડી તથા ગાડાં સાંકળેલાં હોયછે, તેનો ભાર, વરાળયંત્રનું જોર વગેરે.

૩. એંજિનનું વર્ણન—ધૂમાડાનું ભૂંગળું, પાણીની કોઠી, વરાળ શી રીતે થાયછે અને તેનું માપ શી રીતે રખાયછે, વરાળયંત્રની ગોઠવણ, તેનું

---

૧ બાપદાદા. ૨ પોતાના પેદા કરેલા ધનથી.

જોર ગાડીઓના પૈડાને શી રીતે લાગુ પડે છે, ગાડી ચાલતી વખતના આ-ચકા, અકસ્માતની દેહેશત વગેરે.

૪. લોઢાનીસડક—તેની પોહોળાઇ, સલીપાટ, લોઢાના પાટા, એક પાટા ઉપરથી બીજા પાટા ઉપર ગાડી લઈ જવાની જુક્તિ વગેરે.

૫. આગગાડીની સલામતીને સારૂ કરેલી ગોઠવણો—સ્ટેશન ઉપરના હાથા, ફાનસો, ધજાઓ, વીજળીનો તાર વગેરે.

૬. મુસાફરીની મઝા તથા અડચણો—રળીઆમણો દેખાવ, પવનની લેહેરો, ગાડીની ખડખડાટ, જાતજાતના લોકોનો મેળાવડો, જૂદા જૂદા સ્ટેશનોની શોભા, ખાવાપીવા પાણી પિશાબ વગેરેની ગોઠવણ, જૂદા જૂદા વર્ગની ગાડીમાં કેવી કેવી સગવડતાછે તે અને તેનો દર. ગાડીનો વેગ, સારે રસ્તે, નઠારે રસ્તે, પૂલપર, વિલાતમાં કેટલા વેગથી ચાલેછે. આગગાડીના ફાયદા (બહુજટૂંકામાં)

૭. છેવટ—માણસનો આનંદ તથા આશ્ચર્ય, ઇંગ્રેજ લોકની ચતુરાઇ ને વિદ્યાની ખૂબી, દેશીને બોધ, માણસ વિવેકબુદ્ધિનો ઉપયોગ કરે તો શું નહિ કરી શકે?

☞ આ વર્ણન મુસાફરીના આકારમાં કર્યું હોય,એટલે જાણે નિબંધકાર આગગાડીની મુસાફરીએ ગયો હોય અને જે જે જોયું હોય તે વર્ણવતો હોય એવી ઢબથી નિબંધ લખે તો તે બહુજ રસિક થાય. તોપણ એકજવાર ગએલા સાધારણ મુસાફરથી એવો નિબંધ લખી શકાશે નહિ. એમાં જે હકીકતો, માપ, આંકડા વગેરેની જરૂરછે તેનું જ્ઞાનતો જાતે ઘણી તપાસ અને પૂછપાછ કરીનેજ મેળવવું જોઇએ.

(કથનરૂપનિબંધ)

૧. આગગાડી નીકળી તે પહેલાં મુશ્કેલ કે તરીને માર્ગે જવાનાં વાહનો કેવાં હતાં? આગબોટો ક્યારની ચાલતી થઈ હતી? વગેરે.

૨. આગગાડી બનાવવાનો વિચાર પહેલવહેલો કોને સૂઝયો? તે કોણ હતો? તે કેટલા વરસ સુધી મથ્યો અને છેવટે કેવી રીતનો શોધ કર્યો? એ શોધ અમલમાં આણતાં કેવી કેવી હરકતો નડી? લોકોએ કેવી હાંસિ તથા ગમ્મત કરી? પહેલવહેલી લોઢાની સડક ક્યાં બંધાઈ? તે કેવડી હતી અને તે ઉપર ગાડી કેટલા વેગથી ચાલતી.

૩. સ્ટિવન્સનના શોધ પછી તેમાં કેવો સુધારો થતો આવ્યો છે, અને હાલ તેની કેવી સ્થિતિ છે? હાલ ઇંગ્લાંડમાં લોઢાની સડક કેટલી બધી ફેલી ગઈ છે? તેથી એના વેપાર રોજગારમાં કેટલો બધો વધારો થઈ ગયો છે? દુનિયામાં બીજે ઠેકાણે ક્યાં ક્યાં રેલવે બંધાય છે તેની ટૂંકી હકીકત.

૪. હિંદુસ્તાનમાં રેલવે બાંધવાનો ક્યારે અને કોને વિચાર સૂઝ્યો? પહેલવહેલી કયે ઠેકાણે, કેવી રીતે બંધાઈ? ત્યાર પછી બીજી રેલવેઓ ક્યાં અને ક્યારે બંધાઈ? હાલ હિંદુસ્તાનમાં જે જે રેલવેઓ છે તેનાં નામ, અર્થ, વિસ્તાર, અને વિશેષ હકીકત. એથી મુસાફરી તથા વેપારને કેવી સુગમતા મળીછે તેનું ટુંકું વર્ણન. હજી કયે ઠેકાણે રેલવે બંધાવાની જરૂરછે?

૫. ગૂજરાતમાં ક્યારે રેલવે બંધાવા માંડી, ક્યારે બંધાઈ રહી? તે વેળા લોકોને કેવું લાગ્યું? હાલ એ રેલવેથી કેવા કેવા ફાયદા થયા છે?

૬. ઉપસંહાર એક માણસ ખંતથી શું શું કરી શકે છે? એવા માણસને લોક પ્રથમ હસે છે પણ તેથી પરિણામ આખી દુનિયાને લાભ થાય છે, અને તે માણસની કીર્તિ બધે ગવાઈ રહે છે.

☞ આ રીતે નિબંધ લખનારમાં બેશક ઐતિહાસિક જ્ઞાન ઘણુંજ જોઇએ અને પદાર્થ વિજ્ઞાન તથા આગગાડીની કળાનું પણ સામાન્ય જ્ઞાન તો જોઇએજ.

( વિવેચનરૂપનિબંધ )

૧. આગગાડી એ આ જમાનાનો એક ચમત્કાર, અને વિદ્યાનું મોટું પરાક્રમ છે. એને ખેંચવાને ઘોડા કે બળદ જોઇતા નથી, એને થાક લાગતો નથી, રાતને દહાડો કામ કરે છે. એનુ બળ કેટલું? વેગ કેટલો? તે છતાં કોયલા શિવાય બીજું એને કાંઈ ખાવા જોઇતુ નથી. વરાળયંત્રે દુનિયામાં મોટો ફેરફાર કરી નાંખ્યો છે. માટે એની રચના સમજવી જોઇએ.

૨. વરાળયંત્રમાં શી રીતે ગતિ ઉત્પન્ન થાયછે તેની વિસ્તારથી સમજ. આગગાડીની વિશેષ રચના કે જે વડે પૈડાં ફરેછે અને ગાડી ચાલેછે.

૩. આગગાડીના ફાયદાઃ—

અ. વેપારનો બેહદ વધારોઃ—વખતસર અને સસ્તે ભાવે એક ભાગની પેદાશ બીજા ભાગમાં લઈ જવાય છે. તેથી બંને ભાગના લોકને ફાયદો થાય છે—પોતાનો માલ ખપે છે અને પારકો માલ મળે છે. વેપાર વધવાથી

ઉદ્યોગ વગેરે અને બીજાપણ ઘણા લોકની રોજી ચાલે છે. આગગાડી ન હોય, તો એક ભાગની પેદાશ ત્યાંનીત્યાંજ નામની કિંમતે વેચવી પડે, અને ગાડામાં મોકલે તો વાટમાં બગડી જાય કે ખરચ એટલો બધો થઈ પડે કે ત્યાં વેચાઈ શકે નહિ. બંદરના જે ફાયદા છે તે આગગાડીથી સઘળા ગામને મળે છે.

ब. મુસાફરી સહેલી અને સુખરૂપ થઈ પડેછે. માણસનાં ધાર્યાં કામ કેવી રીતે થઈ શકેછે તેની કાંઇક વિગત. વખતનો ને પૈસાનો બહુ બચાવ થાયછે અને તેથી લોકોને સહેજ કારણને માટે પણ મુસાફરી કરવાનું મન થાય છે. બળદની ગાડીના દુઃખની સાથે આગગાડીની સગવડોનો મુકાબલો. તેથી દેશાટણ ને જાત્રા કરનારા લોકોમાં કેટલો વધારો થયોછે તેના પ્રત્યક્ષ દાખલા. હાલ આગગાડીએ અંતર ને કાળનો તો જાણે નાશજ કરી નાંખ્યોછે અને તેથી માણસો દૂર દૂરને ઠેકાણે પણ ધંધો રોજગાર કરવા ખુશીથી જઈ શકે છે. એથી પ્રવાસ ને વેપારનો વધારો, અને તેની દેશની આબાદી ઉપર સારી અસર.

क. દેશની સમાધાની સહેલથી જળવાઈ શકેછે. અસલ જ્યારે હિંદુસ્તાનના એક ભાગથી બીજા ભાગમાં જતાં છ છ મહીના ને વરસ વરસ દહાડો લાગતો ત્યારે જૂદા જૂદા ભાગમાં કેટલું બધું લશ્કર રાખવું પડતું હતું. હાલ થોડા લશ્કરે બધો દેશ પહેલા કરતાં વધારે સારી રીતે જાળવી શકાય છે. બંડની ઇચ્છા આગગાડી ને તારનું નામ સાંભળીજ મરણ પામે છે. એથી દેશના ખરચમાં ઘટાડો અને સમાધાનીમાં વધારો.

૪. પૂર્વપક્ષ અને તેનું સમાધાન.

અ. ગાડીવાળા ભૂખે મરશે એ દહેશતતો અનુભવથી ખોટી ઠરી છે પણ ઉલટો ગાડીમાં ગામેગામ બહુજ વધારો થએલો માલમ પડેછે. એમ થવાનું કારણ એછે કે ભાડું સોંઘું થવાથી જનાર આવનાર તથા વેપારમાં બહુજ વધારો થયો. એ વધારો કેટલો બધો છે તે એક સ્ટેશન ઉપર દરરોજ કેટલા ઉતારૂ ને માલ ચડે છે અને આગગાડી થયા પહેલાં રોજ કેટલાં ગાડાં જતાં હતાં તેનો મુકાબલો કરવાથી માલમ પડે છે. આ વધારાથી આગગાડીને જોઇતું કામ મળ્યું, એટલુંજ નહિ, પણ ગાડાઓનો પણ પહેલાં કરતાં ખપ વધ્યો.

ચ. મોંઘવારી થાય એ કહેવું પણ ખોટું છે. અમુક વસ્તુઓ જેનું પહેલાં કાંઈ ઉપજતું નહિ હોય તેની હાલ વધારે કિંમત બેસતી હશે ખરી પણ તેના બદલામાં જે વસ્તુઓ પહેલાં સ્વપ્નામાં પણ મળી શકતી નહોતી તે હાલ મધ્યમ કિંમતે સઘળાને મળી શકે છે. જે વસ્તુ આપણા ભાગમાં મોંઘી થાયછે તે બીજા ભાગના લોકને સોંઘી મળેછે અને આપણા વેપારીને નફો થાય છે. દુકાળ જેવા વખતમાં આગગાડીથીજ લાખો માણસ મરતાં બચે છે. દક્ષિણના અને કાઠીવાવાડના છેલ્લા દુકાળોના દાખલા. બીજા ભૂખે મરે અને આપણે ત્યાં જરા મોંઘવારી પણ ન થાય એમ ઇચ્છવું એ મહા દુષ્ટ તેમજ બેવકુફી ભરેલી ટુંકી નજરનું કામ છે, કેમકે એવી રીતનો આપણો વારો પણ આવેજ. આગગાડીથી ઘણા માણસને ઘણું સુખ મળે છે.

ક. અકસ્માત થાય તો ઘણાનો જિવ જાય એ વાત ખરી, પણ એવા અકસ્માત કોઇજ વેળા બને. ગાડી, ઘોડા, હોડી, વગેરેથી માણસો મરી જાય છે અથવા અપંગ થાયછે તેની દશવીશ વર્ષની આખા દેશની સરાસરી કાહાડીએ તો તેટલી મુદ્દતમાં આગગાડીથી નિપજેલી કજાઓ કરતાં ઉલટી વધારે માલમ પડશે. તે છૂટે છૂટે ઠેકાણે અને જુદે જુદે વખતે થાય છે, અને આ એક ઠેકાણે એકજ વખતે થાય છે તેથી આગગાડીના અકસ્માત વધારે ભયાનક લાગે છે. બાકી એમાં તો જિંદગીની સલામતી વધારે છે.

૫. સડકો, આગગાડી, તાર વગેરે દેશની આબાદીનાં મોટાં સાધનોછે. સુધરેલા રાજની એ મુખ્ય નિશાની છે યૂરોપની સમૃદ્ધિનું એજ કારણ. આપણા દેશમાં પણ એનો જેમ જેમ વધારો થાય તેમ સારૂં.

☞ આ રીતે લખનાર અર્થવિદ્યા અને પદાર્થ વિજ્ઞાનમાં કુશળ હોવો જોઇએ.

આ વળ નમુના ઉપરથી માલમ પડશે કે એકજ વિષય ઉપર કેવી જૂદી જૂદી જાતના નિબંધ લખાઈ શકે છે, અને તે દરેકમાં કેટલું બધું લખવાનું છે. ઉપર જે અમે ટાંચણ બતાવ્યું છે તેનો માત્ર ઇશારો દાખલ છે—એથી પણ એમાં ઘણી વધારે વિગત અને પેટાં પણ આવી શકે. આ ઉપરથી જણાશે કે આગગાડી વિષે મોટી ગ્રણ ચોપડી થઈ શકે અને તેમાં એક અક્ષર પણ નકામો આવે નહિ. મુસાફર અથવા વર્ણન કરવાની શક્તિ

થાશે પહેલી જાતની ચોપડી, તવારીખ જાણનારો બીજી રીતની, અને શાસ્ત્ર જ્ઞાનવાળો ત્રીજી જાતની ચોપડી લખે. ત્રીજી જાતમાં વળી બે પ્રકાર સમાએ-લાછે:—અર્થવિદ્યા અને પદાર્થ વિજ્ઞાન, અને દરેક બાબત ઉપર નિરાળી ચોપડીઓ પણ થઇ શકે. વેપારી લખનારો હોય તો તે અર્થવિદ્યાની અને હકીકતોની મદદ લઈ આગગાડીના ફાયદા ગેરફાયદા તથા કયાં કયાં અને કેવી જાતની કરવી જોઇયે તે વિષે પુસ્તક લખે. તેમજ યંત્રશાસ્ત્રી એની રચના વિષેજ એક મોટો ગ્રંથ લખે, અને ઇંગ્રેજી જેવી ચડાયેતી ભાષાઓમાં એ પ્રમાણેજ પુસ્તકો લખાએલાં છે.

આ ત્રણમાંથી એકે બાબત ઉપર જેને વિશેષ જ્ઞાન નથી તેનો એ ત્રણે પ્રકાર ભેળા કરી પોતાનું જેમાં વિશેષ ગજ હોય તેવી વાતો વધારે આવે એવી તજવીજથી એકજ નિબંધ લખે. તેને મિશ્ર રૂપનો નિબંધ કહીએ. સાધારણ લખનારા મિશ્રનિબંધજ લખે છે અને તેવાજ તે લખી શકે. મિશ્રનિબંધ ચતુરાઇથી લખ્યો હોય તો તે વાંચતાં સર્વને રસ લાગે તથા બોધ મળે એવો થઈ શકે. તેના નમુના દાખલ અમે નીચે મુખ્ય મુખ્ય પેટાં પાડી બતાવીએ છઇએ.

( મિશ્રરૂપનિબંધ )

૧. વરાળયંત્ર તથા આગગાડીનું વર્ણન.
૨. એની શોધ તથા હાલ કયાં કયાં લોઢાની સડકો બંધાઇછે તે.
૩. આગગાડીથી થતા મુસાફરને તથા વેપારને ફાયદા.
૪. છેવટે જુદી જુદી જાતના વિચાર તથા બોધ.

આ રીતે લખતાં જેની વર્ણનશક્તિ સારી હોય તે પહેલા, ઇતિહાસ જ્ઞાન વધારે હોય તે બીજા, અને બોધશક્તિ વધારે હોય તે ત્રીજા પેટાનો વિસ્તાર વધારે કરે, અને એ ત્રણેના નિબંધ સારા લાગે. તોપણ બીજાં પેટાં રહી જવાં ન જોઇએ. એમાનું એકે પેટું ભરતાં વિશેષ બુદ્ધિ કે જ્ઞાનનો ખપ પડે એમ નથી. સાધારણ માણસ આ મિશ્રરૂપ નિબંધ લખી શકે.

# अकब्बरशाह ने वीरबल.*

( સાંધણ પૃષ્ટ  થી ચાલુ )

બીરબલ ઉપર બાદશાહની પ્રીતિ દિનપરદિન વધતીજ ચાલી. જેમ જેમ સહવાસ વધારે થવા લાગ્યો તેમ તેમ એ કવિતા તરંગની સાથે વ્યવહારી કામમાં પણ કુશળ, તર્કબાજ, અને ચતુર માલમ પડ્યો. કોઇપણ વાતનો તોડ કાઢીઆપતાં એને વાર લાગે નહિ. અકબરે પ્રસન્ન થઈ એને સુબાગીરી બક્ષી. આ સાંભળી અદેખા દરબારીઓ રાજી થયા અને જાણ્યું કે ટાઢે પાણીએ ખસ ગઈ. પણ આટલેથીજ તેઓ ન ધરાતાં સાચી જુઠી બાતમીઓ મેળવી હજુરમાં હજારો ખટપટ કરવા લાગ્યા.

પણ બીરબલ સૌ ખટપટીને પૂરો પડે એવો હતો. તેમના કાવત્રાની એને રજેરજ ખબર પડતી. લાંચ ખાયછે, ઉચાપત કરેછે, જુલમ કરેછે એવા ગાંડા ગાંડા અપવાદ સાંભળી એને હસવું આવતું, કેમકે એ જાતે ચોખ્ખો હતો. તેઓ એ વાતની ચુગલી કર્યા વિના પણ રહ્યા નહિ કે બીરબલ પોતાના જાતભાઈ નાગરોનેજ બધે વર્તાવેછે. આ આરોપ કેટલેક દરજ્જે ખરો હતો, અને તેથી એ બાબત તેઓ બાદશાહના દરરોજ કાન ભરવા લાગ્યા. બીરમલને આ આરોપની ખબર પડતાં બહુજ ખુશી થયો અને પહેલાં કરતાં પણ પોતાના નાતીલા ઉપર વધારે છચોક મહેરબાની રાખવા લાગ્યો. એક દહાડો પ્રદોષની પૂજામાં બેઠો હતો તે વેળા કોઈ બ્રાહ્મણ નીચે પ્રમાણેનું ટેલ નાંખતો આવ્યો તેને માન સન્માન આપી કચેરી એકઠી કરીને જાહેર રીતે ન્યાલજ કરી નાંખ્યો.

सागरको जल सोस धर ॥ जा घरमें ज्यों तोय×

नागरके भर कोषह ॥ गागर गरीब प्रदोष.

અર્થઃ—દરબારરૂપી સમુદ્રનાં પાણી તું સોષી લઇને જા, તારા ઘરમાં ધરાય તેટલાં ભર (કેમકે તે કાંઈ ખુટવાનાં નથી.) નાગર લોકના ભંડાર ભર, અને હું ગરીબની આ એક ગાગર તું પ્રદોષની વેળા ભરી આપ.

---

*એ ત્રણ વિદ્વાન મિત્રોની માગણી ઉપરથી આ વિષય પાછો ચાલુ કર્યોછે. એ કાલ્પનિક પ્રસંગો રસ ચાતુર્યના સાહિત્યનું સ્પષ્ટીકરણ કરવાને અર્થે યોજવામાં આવેછે. × સંતોષ, મન ધરાય ત્યાં સુધી.

આ વાતની બાદશાહ આગળ ફર્યાદ જતાં તેને પણ લાગ્યું કે એતો હવે છેક ફાટ્યો, અને તેથી એને હજુરમાં એકદમ બોલાવવાનો હુકમ કર્યો. શત્રુઓ હરખાવા લાગ્યા. બીરબલતો ધારતોજ હતો કે મને બોલાવશે. તેથી તે દોડમાર કરતો જાણે લગનમાં જતો હોય તેમ ખૂશીની સાથે દિલ્હી આવી પહોંચ્યો, અને આવ્યો તેવોજ દરબારમાં ગયો. ત્યાં આટલો વહેલો આવેલો જોઈ બધા આશ્ચર્ય પામ્યા. એ તુર્ત તખ્ત આગળે જઈને નમ્યો. અકબરતો એના મોં સામુજ જોઇ રહ્યો અને વિચારમાં પડ્યો કે ગુનેગાર હોય તો આ પ્રમાણે હસતું નિર્લેપ મોં રહે નહિ. બીરબલ પણ કાંઇ બોલ્યા ચાલ્યા વિના ઘૂંટણીએ પડ્યો હતો તે પ્રમાણેજ બાદશાહની સામું જોઇને ઉભો રહ્યો. આખરે અકબરે કહ્યું કે આટલો તાપ છતાં તારૂં મોં કેમ સુકાયું નથી. તે વેળા ખરો ઉનાળો ચાલતો હતો, અને તેથી આ પૂછવું યોગ્યજ હતું, પણ બીરબલ તેનો મર્મ સમજી ગયો, અને બોલ્યો કે મારા ગુરૂ જનોની આ પ્રમાણેજ શીખામણ છે.

दुख मेंसे सुख होत हैं ॥ डरमत देखहि दुःख
जितनो दुःखहि तापको ॥ तितनो वृष्टि सुख.

એક ડોસો ચાલુ મામલાથી અજાણ્યો હતો તેણે આ દુહો સાંભળી કહ્યું કે ખરી વાત છેકે જેમ તાપ વધારે તેમ વરસાદ પણ વધારે. પણ બીજા બધાનું ચિત્તતો બીરબલનું શું થાયછે તે તરફ લાગેલું હતું તેથી એ સાહિત્ય વિષે કાંઈ પણ ચર્ચા ચાલી નહિ. એની આ બેપરવાહી જોઈ દુશ્મનોના હોશને કોશજ ઉડી ગયા, અને મનમાંનો ખાત્રી થઈ કે આપણે એને પહોંચવાના નથી. તોપણ હિમતતો હારવી નહિ એમ ધારી એક જણે કળે કળે પેલી ટહેલની વાત કાહાડી. બીરબલે ધીમે રહીને ભાગ્યો હોય તેમ બધી વાત કબુલ કરી. એણે કહ્યું કે "તે બિચારો બ્રાહ્મણ છોકરી પરણાવવાને માટે ગાગર લઇને બપોરનો ગામમાં રખડતો હતો, અને મને એ વાતની ખબર થતાં મારાથી બન્યું તેટલું આપ્યું. એ ટહેલની ખુબી એવી હતી કે હું જો શ્રીમંત હોતતો મોહોરને ઠેકાણે હીરાથી એ ગાગર ભરી આપત." કોઇએ અજાણ્યા થઇ તે ટહેલ શી હતી એમ પૂછ્યું ત્યારે એણે ખુશીની સાથે તે દૂહો ભણી બતાવ્યો.

सागरके जल सोस धर ॥ जा घरमें ज्यौं ताप

नागरके भर कोवम ॥ गागर गरीब प्रदोष.

કાવત્રાખોરોએ ધાર્યું કે હવે એ ઝખ મારે છે. તેઓ બોલી ઉઠ્યા કે "જનાહ પનાહ, બીરબલના મોંનીજ કબુલાત આવી ચૂકી. હવે, આપ ધણી છો. ચાહો તે કરો." અકબરનો ગુસ્સો પણ આ દેખીતું બેવાપણું જોઈને જાગૃત થયો. તે છતાં તેણે તે ન બતાવતાં ગંભીરાઈથી એટલુંજ કહ્યું કે બીરબલ, તને આ ટેલમાં શો ચમત્કાર લાગ્યો કે તું તે પર આટલો બધો ફિદા થઈ ગયો છે.

બીરબલ બોલ્યો, મારી કમ સમજ પ્રમાણે જે મને સુઝેછે તે કહુંછું. આપ જાણોછો કે ઉન્હાળામાં તાપ પડેછે તેના જોરથી સાગરના પાણીની વરાળ થઈને ઉંચે ચડેછે અને તેનાં વાદળાં થાયછે. એ પાછાં પૃથ્વી ઉપર પડેછે ત્યારે વરસાદ કહેવાય છે. એ ઉપર આ સાહિત્યછે. બપોરે બહુ તાપ પડતો હશે તે વેળા કોઈ કવિએ સૂર્યને આ પ્રમાણે કહ્યું. તું તપેછે તેથી વધારે તપ. જા, તારી મરજીમાં આવે તેટલું સમુદ્રનું પાણી સોસી લઈને તારા ઘરમાં ( વાદળમાં ) ભર, પણ સાંજને સમે નાગર નામ નગરવાસીઓનાં કોષ કહેતાં કે ટાંકાંઓ ભરી નાખજે, અને હું ગરીબતો બારણે એક આ ગાગર મૂકી છાંડીશ તે ભરી આપજે એટલે થયું પ્રદોષ કહેવાનું કારણ એક વરસાદ આવવાનો વખત ઘણું કરીને સાંજનજ છે.

આ સાંભળી બધા દિંગ થઇ ગયા. ખટપટીઆનાં મોંતો કાળાંમેશ જેવાં દેખાયાં, અને નીચેથી ઊંચું જોઈ શક્યા નહિ. અકબરશાહ પણ સાનંદાશ્ચર્યથી બીરબલની સામુ જોઈ રહ્યા અને આંખમાં અપૂર્વ વાહાલ ઝળકી ઉઠ્યું.

પછી બીરબલે કહ્યું કે "હુંતો એનો અર્થ આ પ્રમાણે સમજુછું. કોઇએ બીજો અર્થ આપને કહી બતાવ્યો હોવતો તે બોલે" પણ કોણ જવાબ દે ? કોઇના મોંમાંથી એકે અક્ષર નીકળ્યો નહિ. ત્યારે બીરબલે બાદશાહને પગે પડી કાંઇક માઠું લાગ્યું હોય તેવી રીતે કહ્યું કે સાહેબ, આ બેવકુફ ચૂગલી ખોરોએ મારે વાસ્તે જે જે વાતો બનાવી છે તે હું જાણુંછું. આ દોહરાનો અર્થ એ મૂર્ખાઓ શું કરેછે તે મેં સાંભળ્યો છે, પણ એ અર્થમાં શી ભલીવાર છે! મને નવાઇ લાગેછેકે આપે પણ એ બેવકુફોનું કહ્યું કેમ ખરૂં માન્યુ. બંદે નવાજ, વિચાર કરો, હું જો એવો ... ભરનારો અને જગવાસીલાજ ચલાવનારો હોઉં, તો એવો આરોપ મૂક

નારને હું જાહેર રીતે ઈનામ પણ આપું ? ચોર હોય, તેનો વધારે સતો થાય.

બાદશાહે કહ્યું કે, બસ બીરબલ, હવે તું એ વિષે વધારે બોલજ નહિ. મારી ખાત્રી થઈ કે તું બેગુનાહ છે. પણ તું આવ્યો તો સારૂં થયું, કેમકે મને તારા વિના ગમતું નહોતું. બીરબલે કહ્યું કે સાહેબનીતો મારા ઉપર સદા મહેરબાનીજછે, પણ આ ખટપટીઆઓએ મારા ઉપર બીજાં પણ આળ મૂક્યાં છે તેની તપાસ થવી જોઇએ. તેઓએ સાહિદી પૂરાવા ભેગા કર્યાછે તે હાલના હાલ જોવા જોઇએ.

બાદશાહેતો કહ્યું કે તેની હવે કાંઈ જરૂર નથી, પણ બીરબલનો આગ્રહ જોઈ તેઓને કહ્યું કે તમે સાહેદી પૂરાવાનું કહેતા હતા તે બતાવો. તેમનાં તો હાંજાજ નરમ થઇ ગયા હતા. તેઓએ ઘણાંએ ગલાં તલાં માર્યાં, અને બાનાં કાઢ્યાં કે લોકને કહે અમે ભમાયા હતા પણ બીરબલે તેમને છટકવા દીધા નહિ. પોતાની રૈયતમાંનો એક વાંણીયો ત્યાં બેઠો હતો તેની તરફ આંગળી કરીને કહ્યું કે આ લુચ્ચાને અહિયાં કેમ આણ્યો છે ? એને શી ફરીઆદ છે ? તેનો હાથમાં કાછડી લઇને ધ્રૂજતો ધ્રૂજતો બોલ્યો કે બાપજી કાંઈ નહિ, બાપજી કાંઈ નહિ, તમેતો માબાપ. માબાપજી, મારા માબાપ, મારી સાત પેઢીના માબાપ. આ દેખાવથી આખી કચેરીને ઠીક રમુજ થઇ. પણ જે કારભારીએ તેને ચડાવી રજુ કર્યો હતો તેનું નામ દઇને બીરબલે કહ્યું કે, મિયાં સાહેબ, એ હેમકનેતો બોલવાનું કાંઈ ભાન નથી પણ આપે હજુરને ખાનગીમાં કહ્યું હતું તેમ જાહેરમાં કહી સંભળાવો કે મારી તર્ફનો કાંઈ ખુલાસો હોય તે આપું. એ મિયાંએ ઉડાવવાનું તો બહુ કર્યું, પણ ચાલ્યું નહિ. બાદશાહે જાતેજ પૂછ્યું કે એને કેદમાં નાંખી બીરબલ કેટલા રૂપિયા ખાઇ ગયોછે ? જવાબ દીધો કે દશેક હજાર રૂપિયા કાંઈ કહેતો હતો ખરો. બીરબલે કહ્યું એમ નહિ. બરાબર આંકડો જોઇએ. વાણીયા, ગભરાઇશમાં. તને બરાબર યાદ હશે તેથી તુંજ બોલ. તેણે કહ્યું કે અગીયાર હજાર રૂપિયા ૬ આના ને ૫ દોકડા. બીરબલે કહ્યું બરાબર, પણ મિયાં સાહેબ એ રૂપિયા હું ખાઈ ગયો તેનો શો પૂરાવો ? એમ કહી પોતાનાં બધાં દફતર જોડે આણ્યાં હતાં તેમાંથી દિલ્હીનું ખાતું મંગાવી પાદશાહને કહ્યું કે સાહેબ જુઓ, એ રકમ રેશેરેશ મેં જમે આપીછે ખરી ? રાજા તોડરમલ તર્ફ જોઇ કહ્યું કે દિવાનજી હજુરના દફતર મંગાવી તપાસો કે તેમાં એ રકમ જમે આવી છે કે નહિ તેમાલમ પડશે. તેમ કરતાં બીરબલ કેવળ નિર્દોષ

ર્યો અને પેલા ચાડીયાને લાખ દ્રામ ડંડ તથા વાણીયાને ગધેડાની સ્વારી મળી.

એ રીતે બીરબલનીસામાં જે તર્કટ ઉભું થયું હતું તે તદન તૂટી પડ્યું, અને પાદશાહની મહેરબાની હતી તેથી પણ વિશેષ થઈ. બધા દરબારીઓ બીરબલની ભલાઈના વખાણ કરવા લાગ્યા, અને બોલ્યા કે અમે તો અગાઉથીજ જાણતા હતા કે બીરબલ એવું કામ કરે નહિ. ખટપટમાં જેનાં નામ ખુલ્લાં પડ્યાં હતાં તેમણે તો ધીમે ધીમે ઉઠીને કાળુંજ કરવા માંડ્યું. એમ કરતાં કરતાં છેક રાજા તોડરમલ, ફૈઝી, અબુલ ફઝલ, જગન્નાથ પંડિત વગેરે ખાસ વિદ્વાન મંડળજ રહ્યું, અને તેઓ સર્વે બીરબલના મિત્રજ હતા. ત્યારે પાદશાહે હસીને કહ્યું કે, બીરબલ, તેં બધાનો વહેમ દૂર કર્યો, પણ મને તો એમાં બધું તારૂં તર્કટ ભાસે છે. જગન્નાથરાય, આ દૂહા તમે કોનો બનાવેલો ધારોછો ? જગન્નાથે જવાબ આપ્યો કે જગતમાં એવી કવિતા કરે એવા કાળીદાસ કે બીરબલ વિના બીજો કોણછે ? પરંતુ કબિરાયનેજ, મહારાજ, પૂછશો તો આપની સમક્ષ એ યથાર્થ કહેશે, કેમકે એ સમજે છે કે.—

बात बढाके बोलमत ॥ जुठे बढे जन मोत
नागरकोही नागगर ॥ एक हर्फ में होत,

અર્થઃ—વાત વધારીને કહેવી નહિ, કેમકે જૂઠું બોલવાથી માણસનું મોત વધારે થાય છે. નાગર શબ્દ એવો ઉત્તમછે તો પણ તેમાં એક અક્ષર (ગ) વધવાથી નાગગર કહેતાં સાપનું ઝેર થઈ જાય છે.

બીરબલે નમ્રતાથી જાહેર કર્યું કે શાહની સન્મુખ સાચ સિવાય બીજું હું બોલનાર નથી. એ દૂહા મારોજ બનાવેલો છે, અને એ ટહેલીઓ પણ મારે કહેથીજ આવ્યો હતો. એ લુચ્ચાઓ કેવાં નજીવાં તહોમત પણ મૂકતાં કાંઈ વિચાર કરતા નથી, અને તેમાં મરી મસાલો ભભરાવીને આપની આગળ કેવી ચાડીઓ ખાયછે તે ઉઘાડું પાડવાને માટે આ બેત કર્યો હતો તેને માટે હું માફી માગુંછું, અને શપથ ખાઈને કહુંછું કે મેં એક દમડી પણ હરામની ખાધી નથી.

બાદશાહે કહ્યું કે એ વાતની તો પૂરાવાની સાથેજ ખાત્રી થઈ છે માટે બોલ નહિ, પણ જરા કહેવું પડે છે કે લોકોની સાથે મીઠાશથી ચાલ્યો હોત તો ઠીક. તોડરમલ્લ રાજા બોલ્યા કે, જનાહપનાહ, ઉમરાવદારનું કામજ એવુંછે.

માગે તે કોઇને મોંઘો લાગે નહિ. બાદશાહ કહે, એમ તો કેમ કહેવાય ! અમારા રાજમાં કરોડોની ઉપજછે, પણ કોઇએ અમારૂં વાંકું બોલતું નથી. તોડરમલે હસીને કહ્યું કે એ કરોડો રૂપિયા આવા ઉઘરાતદારોજ પેદા કરે છે, અને તેને તો લોકો ગાળોજ દેછે. આપનું કામ તો એ પૈસા ખરચવાનું રહ્યું એટલે આપની ઉદારતા વખણાય એમાં કાંઈ આશ્ચર્ય નથી. આપજ વિચાર કરોની કે બીરબલે જે પૈસા ઉઘરાવ્યા તે કોને સારૂ !

तरनी भरनी करत सो ॥ बिन घन किहके काज
गेसूलीं सूली लगे ॥ राजा राजा धिराज

અર્થઃ—તરણી કહેતાં સૂર્ય જે તપી તપીને ઉન્હાળામાં પાણીની ભરણી કરે છે તે વરસાદ સિવાય બીજા કોને વાસ્તે ? તોપણ એ જગતનો ધારોછે કે મહેસૂલ ઉઘરાવનારા માણસ સૌને શૂળી જેવા લાગે, અને તેજ પૈસા ખરચનાર રાજા તે મહા ઉદારને રાજાધિરાજ કહેવાય.

કોઇએ કહ્યું કે મહેસૂલીનું કામ તો એવું ખરૂં, તોપણ મીઠાશ રાખી હોય તો કાંઈ ફેર પડે ખરો. મુલાં ફૈઝીએ કહ્યું કે કાંઈ નહિ સૂરજના દૃષ્ટાંત ઉપરથીજ વિચાર કરો.

हसहस जल चूसे रवि ॥ घन बरसें हो घोर
तदपि मेघ महाराजरू ॥ दिनकर कठिन कठोर.

અર્થઃ—સૂરજ હસી હસીને જળ ચૂસી લેછે, અને વરસાદ કાળું ભયાનક રૂપ ધારણ કરીને વરસે છે તોપણ વરસાદ તે મેઘરાજાજ કહેવાય છે, અને સૂરજ દિનકર કહેતાં દિવસનો કરનાર છે તે છતાં પણ તે તપે છે ત્યારે તેને કઠિણ કઠોર એવાંજ વિશેષણો અપાય છે. કહેવતજ છે કે સૂખાં લાડ શા કામનાં, અને દૂજતી બેલાની પાટુ પણ સારી.

અકબરશાહ પ્રસન્ન વદને બોલ્યા કે આજ તો પાછો કવિતાવિલાસ ઠીક આવ્યો. ફોજદારી કામ તપાસાયું અને તેની જોડે ઉન્હાળાના સૂરજની કવિતા થઈ. જગન્નાથરાય, હવે એ વિષે તમે પણ કાંઈ કવન કરો કે સભા બરખાસ્ત કરીએ.

જગન્નાથ પંડિત કવિતા રચેછે એટલામાં તે દિવસની હકીકત પૂરી કરેલાનો અબુલ ફઝલે પોતાને મુનશીને તાકીદ કરી, અને ધમકાવ્યો કે હું લખાવુંછું તે લખતાં આજ કેમ આટલીવાર લગાડેછે. તેણે કહ્યું કે હઝરત,

દુઆતમાં પાણી નાખીનાખીને થાક્યો પણ આ તાપને લીધે સાહી સૂકાઈજ જાય છે. આ રકઝકનો અવાજ બાદશાહને કાને ગયો તેથી પૂછ્યું કે મુલાંજી સાહેબ શું છે? જગન્નાથ બોલી ઉઠ્યા કે મહારાજ એ વાતનો ખુલાસો મારી કવિતામાં આવશે એમ કહી નીચે પ્રમાણે કહ્યું.

हर्ख अर्घदे अर्कको ॥ नरधर्मिष्ट प्रभात

तपे दुपो'रे तखसवी ॥ दरिया अरुदुआत

જે ધર્મબુદ્ધિવાળા માણસો છે તેનો પ્રભાતમાંજ હરખથી સૂર્યને અર્ઘ્યદાન દેછે, પણ એવા થોડા હોય છે. ઘણાખરા તો બપોરે સૂરજ તપીને બળાત્કારે તેમની પાસે પાણી ઝરાવેછે ત્યારેજ આપેછે—પછી તે દરિયો હોય કે દુઆત. મતલબ કે ધનવાન માણસને આપવું ગમતું નથી અને તેની પાસે લેવાને માટે બળાત્કાર કરવો પડેછે. માટે દશ વર્ષની ચડેલી મહેસુલ વસુલ કરવાને અર્થે આ શ્રીમંત શેઠીયાને કેદમાં મોકલવો પડ્યો હોય તો એમાં કાંઈ નવાઈ નથી.

આ સાંભળી બધી સભાનાં દિલરંજન થયાં અને બાદશાહે કહ્યું કે આ શાસ્ત્રી મહારાજે તો તારા પક્ષનો શાસ્ત્રાર્થ પણ કહાડી આપ્યો. બીરબલ કહે, મહારાજ, નકીરને માટે તો ચૌદમું રત્ન આ પ્રમાણે દેવતાઓથી પણ ચાલતું આવે છે.

---

## પુરાતની ચાંચ અને રાક્ષસી રુખડો.

ગોહીલવાડ પ્રાંતમાં ડુંગર તાબાના પીપાવાવ નામના ગામની નૈરુત્ય ખુણામાં આવેલા પોટા તળાવની આસપાસની ભૂમિ નવું ગામ વસાવવાના ઇરાદાથી ભાવનગર દરબારે પસંદ કરીછે. ત્યાંથી દક્ષિણ દિશામાં પરંતુ કાંઈક નૈરુત્ય ખુણા તરફ આશરે ત્રણ માઈલને અંતરે એક ખાડી આવે છે મધ્ય કાઠિઆવાડી નગરોને માલ લેઈ જવા ચડાવવાની સુગમતા સારૂ આ ખાડી સદરહુ દરબારશ્રીએ નવું બંદર કરવા તથા ડક્કો બાંધવા પસંદ કરીછે. પોટા તળાવથી તે આ ખાડીના મથક સુધી કાચી સડક બાંધી લીધીછે. હાલ ડક્કો બાંધવાનો સરંજામ તથા ઓજારો નાખવા સારૂ અને તૈયારી પશ્ચાત ચોકીના સિપાઇઓના નિવાસ સ્થળ સારૂ તથા ઉતારના વિશ્રા- । મથક ઉપર સામ સામા બે મકાન બંધાવ્યાં-

છે. ડકાનું કેટલુંક કામ હજુ અપૂર્ણ છે. આ નવું બંદર ઘણું સારૂં, તરતું અને તેમાં મોટી આગબોટો આવી શકે એવુંછે. ખાડો આશરે પોણો માઈલ પહોળોછે; સામો બાજુએ જમીનછે વાસ્તે ત્યાં જવા સારુ હોડીમાં બેસીને મુસાફરી કરવી પડેછે.

ગામે કાંઠે ઉતર્યા પછી દક્ષિણ બાજુથી ચાલ ચાલ કરીએતો પોણા માઇલ સુધી ભીની રેતાળ ભૂમિ આવેછે જે ઉપર મોટા જુવાળે સાગરનું પાણી ફરી વળેછે. આ રેતાળ ભૂમિ ઓળંગતાં છેક નીચા ટેકરા ટેકરી જેવી ખાડા ખડીઆ વાળી ભૂમિ આવેછે. ગામ તરફ જતાં તેની ઉંચાઈ ધીમે ધીમે વધતી જાયછે. માર્ગની આસપાસ પ્રથક પ્રથક ઝાડ તથા ખેડૂતોનાં ખેતરો માલૂમ પડેછે. આશરે પા માઇલ ઉપર એક ભાગી તૂટી ગયેલું નાનું તળાવ આવેછે. અહીંથી માર્ગની બંને બાજુએ ઠેઠ ગામ સુધી ખેડૂતોની ધાન્ય વાટિકાઓ આવેછે. આ તળાવથી અર્ધા માઇલ ઉપર ગામ આવેછે. તે ઘણી ફંગાળ સ્થિતિમાં માલૂમ પડેછે. ગામનું નામ ચાંચ, અને તે ઘણું નાનું તથા ઉજડ છે. તે એક ટેકરા ઉપર બાંધેલું છે. ત્યાંનાં છિન્ન ભિન્ન મકાનો તથા કુદરતી દેખાવ ઉપરથી તે ઘણું પુરાતની માલૂમ પડેછે. પડી ગયેલાં ખંડેરો, શેરીઓમાં ગંદકી, ખાતરના ઢગલા, તથા વરસાદથી ઉગી નીકળેલું જંગલી ખડ કોઈ કોઈ જગોએ જોવામાં આવેછે. નવા બંદરની ખાડી ઉતર્યા પછી આ ગામ છેક દક્ષીણ દિશામાં દોઢ માઇલને અંતરે આવેલુંછે. ચાંચની પશ્ચિમ દીશાના સાગર સાથે આ ખાડીનો સંગમ થાયછે. એટલે પશ્ચિમ તરફથી નીકળી ઉત્તર તરફ મરડાઈ પૂર્વ દીશામાં જાયછે, તેથી તે તેને ત્રણ બાજુથી આંતરી લેછે.

ચાંચથી દક્ષિણ દિશામાં ઝૂપડાઓની સમાપ્તિ પછી પચ્ચીસ હાથને અંતરે મહાસાગર આવી અડ્યોછે. આ સમુદ્ર જ્યાં પોતાની ઘુઘવાટ કરતી તોફાની છોળો અફાળેછે ત્યાં આસરે ચાળીશ હાથની ઉચ્ચાઈ વાળી કાળા પથ્થરની ભેખો ઝપાટા ઝીલવાને જગત કર્તાએ કરી રાખીછે. આ ભેખો ઉપર લંબ ચોરસ છીપરોના આકારે કોતરેલા પથ્થરો માલમ પડેછે, તથા કેટલીક ચીપરો કોઇએ કાપી કાઢી હોય એમ જણાયછે, સમુદ્રની છોળોના સતતના ઝપાટાથી કોઇક ઠેકાણે ચીરાઇને ભિન્ન નોખી પડી ગઈ છે, જે ઢંગી પથ્થરોના આકારમાં રમણી દેખાયછે. ગ્રીષ્મ રતુમાં સાયંકાળે જ્યારે

પવનની લહેરો મંદ મંદ આવેછે ત્યારે આ કિનારે બેસનાર મુસાફરનું મન પરમાનંદથી પ્રફુલ્લિત થાયછે.જ્યારે જ્યારે હું આ કીનારા ઉપર જઈ બેસતો ત્યારે ત્યાંથી ઉઠવાને મારૂં મન થતું નહિ. મંદ મંદ વાતા વાયુની સુખદાયક લહરી, સમુદ્રનો ઘુઘવાટ, તેનાં ઉર્મીનું આવાગમન સાયંકાળનાં રંગ બેરંગી આકાશનું સાગરમાં પોલું પ્રતિબીંબ, મોટા પથ્થરો વાળી ભેખો અને કુદરતી દેખાવનું અવલોકન થતાં મારૂં શરીર પરમ પ્રમોદથી પુલકાયમાન થતું હતું. ગામની પશ્ચિમ બાજુએ જરા વધારે દૂર સમુદ્રછે, અને સમુદ્ર તથા ગામ વચ્ચે આવેલી તે તરફની ખરા મા વાળી તથા વધારે ઉંચી નીચી ઉજડ જમીનમાં કેટલાક જંગલી છોડો તથા એક કૂવોછે. પૂર્વ બાજુ તરફ તો સમુદ્ર દક્ષિણ બાજુ કરતાં પણ વધારે સમીપમાં છે, પરંતુ વધારે ઉંચી ભેખોથી રક્ષણ થયેલુંછે.

ચાંચમાં બહુધા કોળીની વસ્તિ છે. તેઓનો સઘળો આધાર ખેતી ઉપરછે, પરંતુ તેઓની સ્થિતિ દુર્બળ અને દુઃખદાયકછે. ખાડીની રેતાળ ભૂમિ તથા ગામ વચ્ચે જે પડતર જમીનછે તે ખેડાને ચોમાસામાં તેઓ વાવેતર કરેછે.

હવા ઘણી સુખદાયક અને આરોગ્યતા વર્દ્ધકછે. ભોજન વિષે કડકડીને ભૂખ લાગેછે, પાણીની તંગાશછે, એટલે ઘણે છેટેથી, અને તે પણ એકજ ઠેકાણેથી લાવવું પડેછે.

ગામમાં તથા આસપાસ, દેવાલય વિગેરે પડી ભાગેલી ઇમારતોનાં ખંડેરો માલૂમ પડતાં નથી.તેથી અસલ એ મોટું નગર હોય એમ કલ્પી શકાતું નથી; તથાપી સમુદ્ર લૂટારા ચાંચીઆ જેવા કોળી લોકોનું ઘણા જૂના કાળનું તે સ્થાનક હશે એમ અટકળી શકાયછે. ચાંચ એ શબ્દ ઉપરથી ચાંચીઆ શબ્દ થયો હોય તો હોય. ગામમાંથી કોઈ શિલાલેખ અથવા તામ્રપત્ર મારે હાથ લાગ્યું નથી. આ ગામ ભાવનગર દરબારને તાબેછે.

ચાંચની ઉત્તર દિશામાં પા માઇલને અંતરે અને નવા બંદરની દક્ષિણમાં ચાંચ જવાના માર્ગની પૂર્વ બાજુની એક ધાન્ય વાટીકામા એક અદભુત કદના રૂખડાનું ઝાડછે. તેની મુલાકાત ચાંચ જતી વખતજ મેં લીધી હતી, પરંતુ કારણસર તેનું વર્ણન કરવાનું મુલતવી રાખ્યું હતું. આ જંગી ઝાડ ઘણું વિસ્મયકારક અને જોવા લાયકછે. દૂરથી તે એક મદોન્મત્ત અને દુષ્ટ પુષ્ટ રાક્ષસ જેવું દેખાય છે. રૂખડાનાં પાન તેનાં થડના પ્રમાણમાં બહુજ

નાનાં અને પાસે પાસે હોયછે, તથા ડાળની ટોચ ઉપર જથા બંદ માલૂમ પડેછે, તેથી જાણે તે, રાક્ષસના માથાના ટુકા અને ગુછળીઆ વાળ હોયની! એવો ભાસ થાયછે. તપાસથી એવું માલૂમ પડેછે કે રૂખડાનાં ઝાડ બહુધા સમુદ્ર કિનારે થાયછે. મહુવા પાસે દરિઆ કિનારે આવાં બે ત્રણ ઝાડછે, તેનાં થડ બીજાં ઝાડો કરતાં જાડાં અને જોનારાને નવાઈ ઉપજાવેછે; પરંતુ આ રૂખડાના થડ આગળ તેઓ કાંઈ હિસાબમાં નથી, આ થડનો ઘેરાવો ૬૬ ફુટનો એટલે જો તમે તેને ચોતરફથી વીંટી લેવા ધારો તો ૫૬ હાથની દોરી જોઇએ. આહા! શું અજાયબ દેખાવ; ઘણા અંગ્રેજો આ રૂખડો જોવાને આવેછે,અને તેને જોઇને દંગ બની જાયછે.આ થડ તદન ગોળ કાર નથી પણ વાંકું ચુંકું છે. દેખાવ ઉપરથી તેના ૭ પડખાં પડી જઈ તે ૭ ખુણીયું હોય એમ જણાયછે. ઇશાન ખૂણ તરફના પડખામાં મોટી ચીરે પડીછે, તે મોટી બખોલ જેવી જણાયછે. આ બખોલ એવડી છેકે તેમાં એકૂતે એક મોટું ગાડું મૂકી છાંડયું છે, તે તેમાં સારી રીતે સમાઈ રહ્યું છે. રૂખડાનું થડ જેવું જાડું છે તેના પ્રમાણમાં તે કાંઇજ ઉંચો હોતો નથી એમ કહીએ તો ચાલે.

---

## केळवणीखातानी खबरो.

### પ્રાંતહાલાર.

જા. નં. ૧૦૦ સને ૧૮૮૦-૮૧

નવાનગરમુખ્ય,—વાર્ષિકપરીક્ષા વખત મહારાજાશ્રી જામ વિભાજીસાહેબ બહાદુર તરફથી રૂ૭૯-૧૧-૦ મીઠાઈ, ચોપડીઓ, તથા રોકડા. સદરએંગ્લ નં. ૨ જો. સદર ૩૪૫-૮-૩ સદર. સદર નં. ૨ જો. સદર ૩૧૫-૭-૯ સદર. સદર નં. ૩ જો. સદર ૩૧૫-૧૫-૦ સદર. નં. ૪થો. સદર ૩૭-૨-૯ મહેતાજીને તથા આસિસ્ટંટોને. સદરપાઠશાળા. ૩૬૬) સદર. સદર કન્યાશાળા. સદર ૩૬૬) સદર.—ખંભાળીઆ, શેઠ વહાલજી પતજી ૩૧) પેનો (પથ્થરપેન)—સલાયા, કસ્ટમ માંડવીના કારકુન રાજેશ્રી સામળજી શીવશંકર ૩૧ાા લૂગડાં તથા સાકર.—વેરાડ, બાણવડની સ. ગૂ. નિશાળના મહેતાજી કુંવરજી જગજીવન ૩૦-૪-૯ સાકર.—મેમાણા, સ્કૂલકમિટિના મેમ્બરો ૩૦-૪-૯ સાકર.—મેવા, આમરણ ન્યાયાધિશસાહેબ આજમ મગનલાલ શીવલાલ તથા સ્કુલકમિટિના પ્રેસિડેન્ટ ડા. કાળા દેવકરણ તથા

મેંમ્બરો મળીને રૂ૦॥ મીઠાઈ.—બાળંભા, અવલકારકુન રાજેશ્રી જમજીવન વહાલજી રૂ૧) મીઠાઈ.—કાળાવડકન્યાશાળા, આજમ પોલીશપટેલ દેવકરણ ઝીણા રૂ૦-૯-૦ પતાસાં.—લોધીકા, અત્રેના બંને તાલુકદારસાહેબો તથા આજમ થાણદાર સાહેબ તરફથી રૂ૪-૧૦-૦ મીઠાઈ, ચોપડીઓ.—ટંકારા, આ. વહીવટદાર સાહેબ ગોકળ તળશી, વાળા નારણજી, પોલીશપટેલ વીરજી, માંઉ ઉકા ભગવાન તથા મેમણ મોતી જુમા રૂ૧-૯-૦ મીઠાઈ.—જાળીયા(ધ્રોળ), મુખી પટેલ બહેચર હરજી રૂ૦॥ મીઠાઈ.—જાળીયાવરંગાંગ, મહોદ વહીવટદાર આજમ કપૂરચંદ સાકર શેર ૨), વેંહેંચી.—જોડીયા તાલુકાસ્કુલ, આજમ મુનસફ સાહેબ લાલજી પીતાંબર રૂ૨) દ્રાક્ષ. ,, મોઢ કાળા પરસોતમ પોતાના છોકરાને નિશાળે બેસાર્ડાને રૂ૨) દ્રાક્ષ. , ,, ઠા. વાઘજી હીરાણી સદર રૂ૨॥ પતાસાં.—બાળંભા, શેઠ મોરારજી ધનજી સદર રૂ૦॥ પેંડા. ,, ફોજદાર સાહેબ આજમ નાગરદાસ મથુરાંદાસ રૂ૧) સાકર.—કાળાવડ, આજમ મહાલકારી સાહેબ તથા તાલુકા સ્કુલમાસ્તર મળીને રૂ૧ ચોપડીઓ. ,, આજમ પોલીશફોજદાર દેવકરણ ઝીણા તથા માસ્તર નરભેરામ ગોપાળજી તાલુકામાસ્તર ખંભાળીયા રૂ૦-૯-૦ સાકર.—કાળાવડ કન્યાશાળા, આજમ ખંભાળીયા તાલુકા માસ્તર રૂ૧ ચોપડીઓ. ,, આજમ મહાલકારી સાહેબ અમરશી ભવાન તથા જાળીયા દેવાણીના ફોજદાર આજમ બહેચરભાઈ રૂ૦-૯-૦ સાકર. ,, આજમ નવાનગર તાલુકા માસ્તર દેવરામ કરશનજીના ચીરણજીવી મોનજી રૂ૦-૪-૬ પતાસાં.—મેરવદર, નવાનગરના આજમ રેવીન્યુ કમીશનર સાહેબ રૂ૨) મીઠાઈ.—ગોંડળ, ગોંડળના ઠાકોર સાહેબ તરફથી રૂ૫) પતાસાં.—કંડોરણા, ખોજા રૈમ ચેલશી પોતાના દીકરાને નિશાળે બેસારીને રૂ૧) સદર.—સલાયા, આજમ ખંભાળીયા વહીવટદારસાહેબ તથા પો. ઈ. ગોવીંદરાવ કસ્ટમ વહિવટદાર રૂ૭) ફટાકાનીપેટી. ,, આપાસાહેબ સ્કુલકમિટીના મેમ્બર પ્રેસિડેન્ટ મળીને રૂ૩) ખારેકો. ,, શેઠ જીવરાજ સુંદરજી પોતાના છોકરાને નિશાળે બેસારતાં રૂ૬) ફટાકા તથા સાકર તથા મહેતાજીને પાઘડી તથા રૂ૨) આસિસ્ટંટને ફુપટ્ટો.—લાઠીયા, આજમ મહાલકારી જેસંગ મોતીચંદ રૂ૧॥ પેંડા તથા ફટાકાનીપેટી.—ભાણવડ, ઠા. કાળા વશરામ પોતાના છોકરાને નિશાળે બેસાડીને ૦॥ સાકર તથા ઠા. ધરમશી ઓઝાણી રૂ૦। સાકર.—મેમાણા, લાલપુર વકીલ આજમ ઓધવજી રવજી રૂ૦-૯-૦ (છે. રૂ૰ તથા ખોજા વશરામ શામજી રૂ૪) સાકર.—

પડધરી, હાલારપ્રાંતના મે. આસિ. પોલી. એજન્ટસાહેબ બહાદુરે પરીક્ષા લઇને ૨૨) પેંડા.—ખડબા, આજમ લાલપુર વહીવટદારસાહેબ ૨૬) મીઠાઈ વીગેરે.—પડધરી, ખોજા લાલા કહાનજી જંગબારી ૨૧) મીઠાઈ.—ઉપલેટા મુખ્ય, ગોંડળના આજમ ત્રેઈન એડમીની સ્ટ્રેટર સાહેબ બહાદુરે નવા મકાનનું વાસ્તુ કરીને તથા સ્કુલની પરીક્ષા લઇને ૨૧૦) મીઠાઈ તથા રૂમાલ.—ઉપલેટા પાઠશાળા, સદર ૨ાા છોકરાઓને દક્ષિણા.—છત્રાસા, વહિવટદાર જાનું આકુ તથા ગીરાસીયા હામાભાઈ વિગેરે ૨ાા મીઠાઈ.—વઢાળા, પોલીસફોજદાર નીજામુદીન મોજુદીન, નથુ હંસરાજ, મોહનલાલ ખુશાલ તથા મણીશંકર વિગેરે ૨ાા ખજુર.—એડ, લાલપુર વહિવટદાર આજમ કુરણાશંકર હીમતરામ ૨ાા સાકર.—વઢાળા, લાલપુરે વહિવટદાર સદર ૨૦-૬-૦ પતાસાં.—નવાનગરકન્યાશાળા, નવાનગરના એંજિનિયર સાહેબ ૨૩) મીઠાઈ.—ધ્રાફા, મોહનજી વીરજી, ડાકટર ગોવિંદરાવ, દેશાઈ માધવજી દોશી પરસોતમ તથા મા.નેમચંદ ૨૨) મીઠાઈ.—આધોઈની ત્રણે નિશાળોમાં, મહેરબાન પો.એ. રીઝસાહેબ તથા પો.આ.મે. લોફ્લેરસાહેબ (કચ્છપ્રાંતના) ૨૮) ચુંદડીઓ તથા પતાસા—ખોખરી, સ્કુલકમિટિના પ્રેસિડેન્ટ મેમ્બરો ૨૧) મીઠાઈ.—જોડીયા, મુનસફ સાહેબ બાલજી પીતાંબર ૨૦-૪-૦ દ્રાક્ષ.—કાળાવડ કન્યાશાળા, ધનજીશા સાહેબના સીરસ્તેદાર રાજેશ્રી ગોપાળજી ડાહ્યા ૨ાા પતાસાં. ,, છેલશંકર નૌતમલાલ ૨૦-૪-૬ પેંડા.—સુલતાનપુર, ગોંડળ સ્ટેટના આજમ રેવીન્યુ કમીશનર ૨૦-૧૦-૦ મીઠાઈ.—સરસાઇ સદર, ૨ાા મીઠાઈ.—વીરપુર, ઠાકોરસાહેબ સ્કુલકમિટીના પ્રેસિડેન્ટ તરફથી ૨૧) મીઠાઈ.—ખંભાળીયા, મહારાજાશ્રી જામસાહેબ તરફથી શેઠ કેશવજી નારણજી ૨૧૬) પતાસાં તથા કેળાં.—સણાયા, સ્કુલકમિટિના મેમ્બરો તથા ઠા. ડુંગરશી સુંદરજી વિગેરે ૨ાા શેરડી તથા પતાસાં.—બારા, ઠા. નથુ હીરજી ૨ાા સાકર તથા ખજુર.—લાલપુર, મહારાજાશ્રી જામસાહેબ તરફથી આજમ કુરણાશંકર હીમતરામ તથા ભાણજી પ્રભુરામ વિગેરે સ્કુલકમિટિના મેમ્બરો કોરી ૨૮ાા રૂમાલ તથા પતાસાં.—મેમાણા, વહિવટદાર કુરણાશંકર તથા ગીરાસીયાઓએ મળી કોરી ૨૪ાા ઇનામ.—ધોરાજીતાલુકાસ્કુલ, મે. જોઇન્ટ એડમીનીસ્ટ્રેટર સાહેબ એક મણ પતાસાં. ધોરાજીપાઠશાળા, સદર સદર.—મવરીદડ, સ્કૂલકમિટિના પ્રેસિડેન્ટ સાહેબ તથા બીજા ૨ાા દાળીયા તથા

મિત્રતા વિષે નિબંધ. બનાવનાર પુરૂષોતમ કાહાનજી ગાંધી મુ. લીંબડી. મૈત્રીની શી જરૂરછે, તે કોની સાથે કરવી, કેવી રીતે નિભાવવી, જુઠા મિત્રોથી કેવી રીતે સાવધ રહેવું વગેરે અનેક બાબનો ઉપર અહીંયાં ટુંકું ટુંકું લખાણ કર્યુંછે. એ વિચારોમાં કાંઈ નવીનતા નથી, પણ ગોઠવણ ઠીક છે વચમાં વચમાં સાહિત્યની કવિતા કરાવીને મૂકીછે. તે સારીછે આખા નિબંધનું વલણ નીતિ તરફછે. ભાષા મઝાઈદાર કરવાને અત્યંત શ્રમ લીધેલો જણાયછે. એનાં પૃષ્ટ ૪૮ અને કિંમત ચારઆના છે.

## सरकारी जाहेर खबर. नं. ११४०

લોઅર ગ્રડ પબ્લિક સર્વિસની આવતી પરીક્ષાને સારૂ જિલ્લાવાર નીચે લખેલા સ્થળો મુકરર કરવામા આવ્યાંછે.

| જીલ્લો | સ્થળ |
|---|---|
| અમદાવાદ, પાલણપુર, ને મહીકાંઠા .. | અમદાવાદ |
| ખેડા . ... ... ... | નડીઆદ |
| પંચમહાલ ને રેવાકાંઠા ... ... ... | ગોધરા |
| ભરૂચ ... ... ... ... | ભરૂચ |
| સુરત .. .. .. ... | સુરત |
| કાઠીઆવાડ ... ... ... ... | રાજકોટ |

મુ. અમદાવાદ<br>
૧૪ મી જ્યુન. ૧૮૮૦

જી. બ્રુક્હેર.<br>
એજ્યુકેશનલ ઈન્સ્પેકટર. ઉ. પ્રાં.

### જાહેર ખબર.

હાલમાં સરખેજમાં ચાલતી કેળવણીની સ્થિતિ જોઈ, સરખેજ રીડિંગ રૂમના મેમ્બરો તરફથી ખબર આપવામાં આવે છે કે-સરખેજનો વતની કોઈ પણ વિદ્યાર્થી ગામની અથવા બીજી કોઇ પણ નિશાળમાં અભ્યાસ કરી ચાલતી એટલે સને ૧૮૮૦-૮૧ ની સાલના છઠ્ઠા ધોરણની પરીક્ષામાં પાસ થઈ સર્ટિફિકેટ મેળવશે, તે દરેકને આ રીડિંગરૂમ તરફથી રૂ૫) અંકે પાંચ રૂપિઆ ઈનામ આપવામાં આવશે. અમે આશા રાખીએછીએ કે-અમારી આ શુભ ધારણા કોઇપણ વિદ્યાર્થી ઉમંગી થઈ પાર પાડશે એજ તા.૨૫-૨-૮૦

મેમ્બરોના અનુમતથી<br>
કૃપાશંકર દોલતરામ ત્રવાડી સહી.<br>
સેક્રેટરી સરખેજ રીડિંગરૂમ.

---

# અપભ્રંષ્ટ શબ્દ પ્રકાશ કોશ.

ગુજરાતીમાં વપરાતા—સંસ્કૃત, આરબી, ફારસી ઇત્યાદિ ભાષાના શબ્દો અપભ્રંશ શબ્દોનો કોશ હાલ છપાઈ તૈયારછે. એમાં ૬૦૦૦ કરતાં વધારે શબ્દો છે એ કોશમાંના કેટલાએક ઉદાહરણો નીચે લખ્યાં છે તે ઉપરથી પુસ્તકનું સ્વરૂપ સમજાસે જેને આ પુસ્તક જોઈતું હોય તેણે નીચે સહી કરનાર ઉપર રૂ૧ મોકલવો.

उजाणी—(उज्जाणी औद्यानी उद्यान बाग उजाणीए गयोछे, एटले बागमां ( जमवा) गयोछे. उद्याने भवाऽत्भा औद्यानी=बागमां जई जमवुं ते उजाणी.

तुकमरियां—तुख्मे रैहान रैहान नामनी एक सुगंधीदार वनस्पति तुख्म=बीज, रैहान=सबजो; सबजानुं बीज (फा.)

रसोडुं—रसवती=राधवानी जगो समानो रखववानु पाक स्थान महानसे (अमर).

वाघरी—वागुरिक=पारधी, सिकारी, जानवरो पकडनार वागुरा जानवरो पकडवानो फांसो. जाळ, वागुरिक=फांसावाळो द्वौ वागुरिक जालिकौ. (अमर).

प्रभाकर रामचंद्र पंडित.
संस्कृत शिक्षक, बरप्पावपुलर कालेज, बडोदरा.




પુસ્તક ૧૯ મું. ઓગષ્ટ સન ૧૮૮૦. અંક ૮ મો.

# इंग्रेजलोकनो संक्षिप्त इतिहास.

## प्रकरण १ लुं. प्रवेशक.

શું, હવે તમારે સાહેબ લોકનો ઇતિહાસ સાંભળવો છે ? તો બહુ સારૂ. હું તે કહુંછું.

તમારી એ ઇચ્છા સ્વાભાવિક અને વખાણવા જોગછે. ઇંગ્રેજો આપણા દેશમાં એક ચક્રે રાજ કરેછે અને વળી તેમની ચતુરાઈ બધી વાતમાં બેહદછે. તેથી એવા લોકનો ઇતિહાસ આપણે જરૂર જાણવો-જ જોઇએ.

પણ વારુ, પ્રથમ તો વિલાયત ક્યાંછે તે તમે બરાબર જાણોછો? આ પૂર્વ ગોળાર્ધનો નકશોછે તે જુઓ. આ હિંદુસ્તાનથી વિલાયત જવું હોય તો કેટલા દાહાડા લાગે ? આગબોટને જતાં ૨૦-૨૨ દહાડા થાય છે. ખરી વાત, ડાકની આગબોટ હોય તો; નહિતો વધારે પણ થાય. પહેલાં જ્યારે કેપ આવ્ ગુડ હોપને રસ્તે વાહાણોથીજ જવાંતું હતું ત્યારે તો છ છ મહીના વહી જતા હતા. વારુ ચાલો, આપણે વિલાયત જવા મું-બાઈમાં જઈ આગબોટમાં બેસીએ. ત્યાંથી આથમણી દિશાએ હંકાર હંકાર કરતાં આ અરબસ્તાનનું આ એડન બંદર આવ્યું. તેને વટાવી ઉ-ત્તરમાં ચાલ્યા કે લાલ સમુદ્ર આવ્યો. એની છેક ઉત્તરમાં આ નહેરછે તેનું નામ શું ? સુએઝ. અહિંયા અસલ તો જમીન હતી, પણ હાલ કે-

ટલા વરસથી તે ખોદી કાઢીને નેહેર બનાવીછે. આ નેહેર મૂકી કે આ-પણ મોટા ભૂમધ્ય સમુદ્રમાં પડ્યા. એ સમદ્રની ઉત્તરમાં આ બધો મુલકછે તેને યૂરોપખંડ કહેછે. એ ખંડમાં (ફકત આટર્કી સિવાય) બધે ટોપીવાળાઓ વસેછે ને ખ્રીસ્તીધર્મજ ચાલેછે. એમાં ઘણા દેશ છે, પણ તે બધા લોક યૂરોપિઅન્ કહેવાયછે. હાલ દુનિયામાં યૂરોપિયનો સૌંથી ચડતે કાંટેછે. વારુ હવે,આ યૂરોપની છેક પશ્ચિમમાં આ બે નાના ટાપુઓ છે તે જોયા? આ બેટને આયર્લૅાડ કહેછે અને આનું નામ ગ્રેટબ્રિટન એટલે મોટો બ્રિટન કરીને પડેલુંછે. એ ટાપુમાં તો હજી ત્રણ ટુકડીઓ છે. ઉત્તર તર્ફનીનું નામ સ્કાટલાંડ અને પશ્ચિમ તર્ફનીનું વેલ્સ. હવે અગ્નિકોણમાં જે આ ત્રિખૂણીયા ટુકડી રહી તે ઈંગ્લાંડ—ઈંગ્રેજ લોકની મૂળ વિલાયત—જેનો હાલ જગતમાં ડંકો વાગી રહ્યોછે.

આ જોઈ તમે આટલા બધા કેમ આશ્ચર્ય પામી રહ્યાછો? તમને એમ લાગેછે કે આવા મોટા બળવાન લોકનો મુલક તે છેક આવડો નાનો હોય! જો એટલાથીજ તમે છક્ક થઈ ગયા તો જ્યારે તમારા વાંચવામાં આવશે કે અસલ અહિંયાના લોકની હાલત છેક જંગલી હતી ત્યારે તો તમને કેટલું આશ્ચર્ય લાગશે? પણ તમારે જાણવું જોઇએ કે કોઇપણ દેશની ચડતી તેના વિસ્તાર કરતાં ત્યાંવસનારા લોકના ગુણની ઉપર વધારે આધાર રાખેછે.તમે પૂછોછો કે ત્યારે ઈંગ્રેજોમાં એવા શા ગુણ હતા કે તેઓ થોડા વખતમાં સુધરીને આવા વિદ્યાવાન્, લક્ષ્મીવાન્, ને પ્રતાપવાન્ થઈ શક્યા? એ જાણવાને માટેજ આ ઇતિહાસછે. એક દેશના લોક શીરીતે ઉન્નતિને પોહોંચી શકે તે જાણવું હોય તો ઈંગ્રેજ લોકનો ઇતિહાસ સમજની સાથે ભણવો. એ કામને માટે જગતમાં એના જેવો એક ઇતિહાસ નથી, અને યૂરોપખંડના બીજા લોકો પણ એ અર્થે એનોજ ખંતથી અભ્યાસ કરેછે. એ ઇતિહાસ મહા સુબોધકારી તથા મનોરંજકછે.

આ છેક નવતર લોકનો ઇતિહાસછે તેથી વખતે અટપટાં નામ ઠામ આવે, તો તે જોઇને ગભરાશો નહિ. બનશે ત્યાં સુધી તો હું નામ કે સાલ આપવાનોજ નથી. તેમજ બીજા ઇતિહાસોની પેઠે હું રાજાઓની વંશાવળી તથા લડાઇયોજ તમારો વખત રોકનાર નથી. મારો વિચાર તો એવોછે કે ઈંગ્રેજલોકની ચડતી શી રીતે થઈ તે વાતોનુંજ

સંક્ષેપમાં વર્ણન કરવું. એ કારણથીજ હું એને ઈંગ્લાંડનો ન કહેતાં ઈંગ્રેજ લોકનો ઇતિહાસ કહું છું. તમને વાંચતાં રસ લાગે અને સુબોધ મળે એજ મારો હેતુછે. માટે તમે ધ્યાન દઇને વાંચજો અને જે વાંચો તે ઉપર વિચાર કરજો. વાંચતીવેળા નકશા હમેશાં પાસેજ રાખવો, કેમકે ભૂગોળના જ્ઞાન વિના ઇતિહાસ બરાબર સમજાતો નથી.

પહેલાં તો તમે આ યાદ રાખજો કે ઈંગ્રેજ લોકનો ઉદય અને વૃદ્ધિ પામ્યાં સાતસેં વરસમાંજ છે. તે પહેલાં આ ટાપુની હકીકત જાણવા જોગ એટલીજછે કેટલીક જંગલી ટોળીઓ અહિંયા ઉતરી પડી, અને પાછલીને મારી છુંદી પોતે ત્યાં વસી. એ વખતે આ ભૂમિ ઉપર જુલમ ને ખુનરેજીજ ચાલી રહ્યાં હતાં. પણ પાછળથી ધીમે ધીમે એ હાડવેર ઓછું થતું ગયું,અને તેઓએ એક બીજા સાથે સંસારવ્યવહાર બંધાયો.એ પ્રમાણે એકબીજા સાથે સેળભેળ થઇને એક નવી કોમ ઉત્પન્ન થઈ. તેનુંજ નામ ઈંગ્રેજ. આ નામ પહેલવહેલું ઇસવીસનના તેરમા સેંકડામાં પડ્યું.

ઈંગ્રેજીપ્રજા ચાર જાતના લોક મળ્યાથી થએલી છેઃ—બ્રિટન, સાક્સન,ડેન,અને નાર્મન.ઈંગ્રેજ લોકના લોહીમાં ઘણો અંશ સાક્સન અથવા આંગ્લોસાક્સનનોજ છે, તોપણ એમાં સૌથી જૂની જાત બ્રિટનની હતી તેથી પ્રથમ તેનીજ વાત કરીએ.

## प्रकरण २ जुं.(इ.स. ४४६ सुधी)

### ब्रिटन लोक ने रोमनोनुं राज्य.

બ્રિટનલોક ક્યાંથી અને ક્યારે અહિંયાં આવેલા તેની કાંઈ ખબર નથી. રોમન લોકોએ ચડાઈ કરી ત્યારથી તેઓ બરાબર દુનિયાની જાણમાં આવ્યા. તે વેળા આ ટાપુની હાલત આ પ્રમાણે માલમ પડી હતી. જ્યાં જુઓ, ત્યાં મોટાં મોટાં જંગલો અને શિકારી જનાવરો. માણસની વસ્તી કાંઇક છૂટી છૂટી હતી, પણ તેના રૂપ પેલા જનાવરોથી પણ બિહામણાં હતાં. તાબુતના વાઘની પેઠે શરીરને લીલાંપીળાં રંગી હાથમાં તીરને કામઠું લઈ તેઓ જનાવરોની પછાડી જંગલમાં દોડ્યા કરતા. કાંઈ હાથ આવે તો ખાવ, નહિતો ભૂખે મરે; અને રાત પડે ત્યારે પર્વતોની ગુફામાં કે ઝાડપર પડી રહે. પર કે બાર કાંઈ બાંધી

જાણતા નહિ. લુગડાંલત્તાં પણ પહેરવાનું ભાન નહોતું. ટાઢવાહિ,તો ચા-મડાં ઓઢે કે, ને નહિતો ન વસ્ત્રાંજ ફરે.

દક્ષિણભાગના દરિયાકિનારા ઉપરના લોકો છેક આવી *વનચર અવસ્થામાં નહોતા. તેઓ ઝુંપડાં બાંધી રહેતાં અને થોડીઘણી ખેતી પણ કરી જાણતા. બગલમાં ઘાલીને લઈ જવાય એવી નાની ચામડાની હોડી પણ તેઓ બનાવતા. એઓના ગોર ડ્રુઇડ કરીને હતા તે કાંઈ વધારે સમજણા હતા. તે માણસના બળિદાન આપતા.

બ્રિટનલોક કેલ્ટ જાતના કહેવાય છે અને આયર્લાંડમાં પણ તે-ઓનીજ વસ્તી હતી. એ લોક જંગલી પણ ચંચળબુદ્ધિના અને શૂરા હતા.

રોમનરાજ. આ સમે રોમનલોક દુનિયામાં સૌથી બળવાન, સુધરેલા, અને પ્રતાપી હતા. જ્યાં ત્યાં એમનુંજ રાજ ફેલાએલું હતું. પણ લોભને થોભ હોતો નથી. બીજા મુલક જીતીને પરવાર્યા ત્યારે તેઓએ આ કંગાલ ટાપુ પણ દાઢમાં ઘાલ્યો. પહેલવહેલી ચડાઈ રોમના જગ-પ્રસિદ્ધ સેનાપતિ જ્યુલિયસ સિઝરે ઈ. સ. પૂર્વે ૫૫ માં કરી. એ થોડીક જીત કરીને ગયો ત્યાર પછી સોએકવર્ષ સુધીતો કોઇએ બ્રિટનોનું નામ લીધું નહિ, અને તેઓ પહેલાંના જેવાજ સ્વતંત્ર રહ્યા. પણ પછીથી રોમનલોક તેમની પછાડી આઇપીને મંડ્યા, મોટાં મોટાં લશ્કરો મોકલ્યા, અને પાદશાહો પંડે ચડ્યા. આતો છેક કીડીપર કટક ચડ્યા જેવું થયું.તો પણ બ્રિટનલોક ડર્યા નહિ અને નમણુંતો નજ આપ્યું.રોમનલોકે જોયું કે એમને શૂરાતન ચડાવનારા ડ્રુઇડ લોકો છે અને તેથી તેમને તેઓ વીણી વીણીને મારવા લાગ્યા, અને એક છોકરૂં પણ જીવતું રહેવા દીધું નહિ. આ દુષ્ટકર્મથી ધારેલી અસર થઈ. ચાળીસેક વર્ષસુધી આ રીતે મથ્યા ત્યારે રોમનું રાજ આ ટાપુમાં સ્થપાયું, તોપણ ઉત્તર તર્ફનો ભાગતો જીતી શકાયો નહિ. ત્યાં પિક્ટ ને સ્કાટ નામના લોક આવી વસ્યા હતા તેઓ તે ઉલટા આવીને રોમના રાજને હેરાન કરતા. તેમને રોકવાને

*વનચર, ગોવાળ, અને ખેડુ એવી માણસોની ત્રણ અવસ્થા ગણાય છે. છેક જંગલી શિકારીની અવસ્થા તે વનચર, તેથી કાંઈ સુધરે ત્યારે ગોવાળીયાની હાલતમાં આવે. પણ ખેતી કરતાં શીખે ત્યારેજ તે ઠરી ઠામ બેસે અને સુધારામાં આવે.

માટે રોમનલોક સાલ્વેર્થથી ટાઇનસુધી કોટ બાંધ્યો. તેજ તેમના રાજની હદ થઈ. એ હદ પાછળથી કાંઇક વધારવામાં આવી હતી પણ તે સાચવી શકાઈ નહિ.

સ્વતંત્રતા ગઈ પણ બીજી રીતે આ ટાપુને રોમના હાથમાં જવાથી ઘણા ફાયદા થયા. રોમનલોકો આવીને વસવા લાગ્યા, અને તેની સાથે વિદ્યાકળાઓ આવી. હવે એની દેશમાં ધમધોકારે ચાલી અને ગામો વસવા લાગ્યાં. શેહેરો બંધાયા અને હુનર દાખલ થયા. યોર્કમાં આ વેળા રાજધાની હતી અને લંડનશેહેર પહેલવહેલું વસ્યું. દેશમાં જવા આવવાને ચાર મોટા રાજમાર્ગ બંધાયા. દરેક શેહેરને પોતાનો વહીવટ ચલાવવાનો અને વેરા વસુલ કરવાનો જે રીવાજ મ્યુનિસિપાલિટી નામે હાલ ઈંગ્લાંડમાં ચાલેછે તેનો પાયો આ વખતેજ નંખાયો હતો. એ રીતે રોમનું રાજ ત્રણસેંવરસ સુધી ચાલ્યું એટલામાં આ મુલકનો દેખાવ છેક બદલાઈ ગયો અને તે ઘણાં સુધારા પર આવ્યો.

આટલું છતાં પણ એક મોટો ગેરફાયદો એવો થયો હતો કે તેણે સઘળા ફાયદા ઉપર પાણી ફેરવ્યું. રોમનરાજની તજવીજ એવી હતી કે તાબેના લોકમાંથી ક્ષત્રીવટ જાય અને વાણીઆઈ આવે. તેથી બ્રિટન લોક ધંધારોજગારમાંતો આબાદ થયા પણ પોતાનું સઘળું શૂરાતન ખોઈ બેઠા. કોઈપણ પ્રજામાં શૌર્ય એ કેવી અમૂલ્ય વસ્તુછે તે બ્રિટનોના હવે શા હાલ થયા તે ઉપરથી તમને માલમ પડશે. તેઓની દોલત લૂટાઇ, મુલક પારકે હાથ ગયો, અને તેઓની જડમૂળ પણ જગતમાંથી ઉખડી ગઈ.

**રોમન રાજની પડતી.** કદાપિ તમે કહેશો, કે રોમનું રાજ હતું તો તેણે બાપડા બ્રિટનોનું રક્ષણ કેમ ન કર્યું? પણ બાપડું રોમજ મરવા પડયું હતું, તો તે બીજાને શી મદદ કરીશકે? ચડતી ને પડતી એ સઘળાને છે. આ દુનિયામાં કોનું રાજ અવિચળ રહ્યુંછે? તેમજ રોમને પણ થયું. ઘણી આબાદીથી રોમના લોકો એશઆરામમાં ગરક થઈ ગયા, કુસંપ વધ્યો, રાજનો બધો તંત્ર સળી ગયો, અને તે વેળા દૈવયોગે તેમના રાજપર ચારે તરફથી મદોન્મત્ત જંગલી લોકોનાં ટોળાં ધસી આવ્યાં.

ઇશવીસનના ચોથા સૈકડાથી દશમા સૈકડા સુધી આખા યૂરોપની ઉત્તરમાં માણસોનું કીડીયારૂંજ કોણ જાણે ક્યાંથી ઉભરાયું હતું, અને ત્યાં નહી સમાવાથી તેઓ ફળદ્રૂપ દક્ષિણ ને પશ્ચિમ ભાગના સઘળા દેશો ઉપર તૂટી પડતા હતા. એ લોકે આવીને યૂરોપના સઘળા રાજ્યોને તોડી પાડયાં, જૂના સુધારાને નાબુદ કર્યા, અને આખા ખંડમાં જંગલીપણાનું અંધારૂં પાથરીને જગતનો જમાનોજ બદલી નાંખ્યો.

આવા લોકના હુમલા છેક રોમ સુધી જ્યારે આવવા લાગ્યા ત્યારે બ્રિટનમાંથી સઘળું લશ્કર પોતાના બચાવને માટે પાછું બોલાવી લેવાની રોમને જરૂર પડી. ( ઇ૦ સ૦ ૧૮. ) બ્રિટનનોને આ રીતે પાછી સ્વતંત્રા મળી, પણ તેઓ તો એથી રડવા ને કકળવા લાગ્યા. એ લોકના સઘળા લડાયક ગુણ નાશ પામ્યા હતા, અને તેથી પિક્ટને સ્કાટ લૂટારાની સામા પોતાનો જાન કે માલ બચાવવાની જરાપણ શક્તિ રહી નહોતી. એ શત્રુઓ તો રોમનું લશ્કર જવાનીજ રાહ જોઈ બેઠા હતા. તેઓનાં ટોળેટોળાં ટપ નીચે ઉતરી આવ્યાં અને બ્રિટનોને ત્રોમા ત્રોબા પોકરાવવા લાગ્યા. આ સમે તેઓએ "બ્રિટનનું રૂદન" એ નામની રોમ ઉપર અર્જી મોકલી હતી તે વાંચી આપણને પણ દયા આવેછે. જે લોક રોમ જેવાની સાથે પણ આથડતાં ડર્યા નહોતાં તે ધાડપાડુઓની સામા પણ પોતાનો બચાવ કરી શક્યા નહિ! રોમે જતી વેળા હથિયારો પાછાં આપ્યાં હતાં અને કવાયત પણ શીખવવાની મહેનત કરી હતી, પણ જાતની હિંમત વિનાં બાપડાં હથીઆરો શું કરે!

બ્રિટનોનોનાશ. પણ રોમથી તો કાંઈ પણ મદદ કરી શકાય એમ હતુંજ નહિ. તેથી બ્રિટનો વિચાર કરવા લાગ્યા કે હવે કરવું શું? માહો માંહે પણ કુટને વધવાર વધી. આ ગભરાટના વખતમાં જર્મનીમાંથી હેન્જિસ્ટને હોર્સા નામના બે સરદારને પોતાની મદદે બોલાવ્યા. (ઇ૦ સ૦ ૪૪૭) તેમણે આવી પિક્ટ ને સ્કાટનું દુઃખ તો તુર્ત ટાળ્યું, પણ આ તો બકરૂ કાડતાં ઉંટ પેઠા જેવું થયું. આ જર્મન લોકે લૂટારૂઓને તો કાડ્યા પણ એ લોકને હવે કાઢે કોણ? તેઓ પાછા ગયાજ નહિ અને કેટલોક મુલક પચાવી પડ્યા. એમને સહેજમાં રાજ મળ્યું એ વાત સાંભળી જર્મનીમાંથી બીજાં ટોળાં એક પછી એક આવવાંજ લાગ્યાં. હવે

બ્રિટનોની પૂરી કમબખ્તી આવી. આ જંગલી પરદેશીઓ મહાદુષ્ટ, લોભી ને તમોગુણી હતા. રોમન લોકની પેઠે રાજ મેળવીનેજ તેઓ ધરાયા નહિ, પણ બ્રિટનોનું સર્વસ્વ હરીને તેઓનું નિકંદનજ કરવા તઈ મંડ્યા. એવું ધારવામાં આવ્યુંછે કે બ્રિટન લોકમાંના સઘળા ભાઇડાઓને તો એ રાક્ષસોએ શોધી શોધીને કતલજ કરી નાંખ્યા, અને બાયડીઓને પકડી ઘરમાં રાખી કેમકે ઘણાખરા તેઓ અહિંયા છડાજ આવ્યા હતા. બ્રિટન લોકમાંથી જે વતન છોડીને નાઠું તેજ બચ્યું અને આખો દેશ એ પરદેશીઓથીજ વસ્યો.

બ્રિટન લોકમાંથી જે થોડાક નાઠા તે વેલ્સ, સ્કાટલાંડ, આયર્લાંડ, કે ફ્રાન્સમાં જઈને રહ્યા.

---

## निबंध लखनारने सूचना. भाग:

### भाषा.

આપણે પ્રથમ કહ્યું હતું કે નિબંધ લખવામાં વિચાર ને ભાષા એ બંને ઉપર સરખુંજ ધ્યાન આપવાનુંછે. વિચાર કેવા પ્રકારના જોઇએ, અને તેને કેમ ગોઠવવા તે બાબત આપણે કહી ચૂક્યા, અને હવે ભાષાની તપાસ ચલાવવાની રહી તે ચલાવીએ છીએ.

१. याद राखवुं के परीक्षामां निबंध लखावेछे तेनो मुख्य हेतु तमने केवी भाषा लखता आवडेछे तेज जाणवानो होयछे.

એટલે, લખનારમાં સામાન્યજ્ઞાન કે બુદ્ધિ કેટલીછે એ જાણવા ને સારૂ નિબંધ લખાવતાજ નથી. કોઇનામાં કાંઈ વધારે જ્ઞાન કે બુદ્ધિ હોય તો તે જણાઈ આવે ખરી અને તે પ્રમાણે તેનો નિબંધ ચડીઆતો એ ગણાય, તોપણ પરીક્ષકનો મૂળ હેતુ એ જાણવાનો નથી.

આ વાત લક્ષમાં ન હોવાથી ઘણા નિશાળીઆઓ ખતા ખાયછે. તેઓ નિબંધના અર્થ ઉપરજ બધું ધ્યાન આપેછે, અને ભાષા તો જેવી લખાય તેવી લખી નાંખેછે. આ ગાંડી બેફીકરાઇનું ફળ એજ થાયછે કે તેઓ નિબંધમાં એકે દોકડો મેળવી શકતા નથી. જો નિબંધ લખાવવાનો શો હેતુછે તે જાણતા હોય, તો તેઓ કદી આમ કરે નહિ; અને જો ભાષા ઉપર ધ્યાન આપે તો મધ્યમ રીતની તો સૌએ લખી

શકે, કેમકે પોતાની ભાષામાં લખવું એ કાંઈ ઘણું અઘરૂં કામ નથી. માત્ર ભાષા ઉપર ધ્યાન આપવું જોઈએ એ જાણવુંજ બસછે.

२. भाषामां प्रथम तो अक्षर, जोडणी, अने विराम चिन्ह उपर संपूर्ण ध्यान आपवुं.

નિબંધ તપાસનાર હમેશાં આ ત્રણ બાબતના કાંઈક ટોકડા જૂદાજ રાખેછે, અને આ ત્રણ વાતમાં નિબંધ સારો હોય, તો તેને નાપાસ થવાની થોડીજ દહેશત રહેછે. આ ત્રણ વાત પણ એવીછે કે જો લક્ષ રાખે તો એમાં સઘળા સારા ટોકડા મેળવી શકે. ફકત એમાં કાળજીનું કામછે.

" કાપી " ના જેવાજ નિબંધમાં અક્ષર લખવાની જરૂર નથી, પણ તે સુઘડતાઈ ભરેલા, અને સહેલથી વંચાય એવા તો જોઇએજ. ડાઘાડૂઘી કે ચેરણ ચૂંથણ કદી પણ કરવું નહિ. વાંકા ચૂંકા પાંખડાઓ એર્યાને કદીપણ ફક્કડાઈ બતાવવા જવું નહિ. પાંખડા વિના સાદા કામ ચલાઉ અક્ષર લખવા કદી ભૂલવું નહિ. નિબંધ તપાસનારને તે વાંચતાં જેટલી મેહેનત પડેછે તેનો બદલો તમામ ટોકડામાંથી (જાણે કે અજાણે) વાળી લીધા વિના તે કદી રહેવાનો નથી. પરીક્ષાના સઘળા કાગળીઆ લખતી વેળા આ વાત ધ્યાનમાંજ રાખવા જોગછે. વાંચતાં પરીક્ષકને કંટાળો ઉપજ્યો કે સ્વાભાવિક રીતેજ તેની કલમમાંથી થોડા ટોકડા નીકળવાના. શબ્દે શબ્દ જૂદા લખવાનો ધારો કદીપણ ભૂલવો નહિ. એમ કરશો તો વંચાય એવું સહેલથી લખાશે.

જોડણીને વિરામ ચિન્હ એતો નિબંધમાં જોવાની મુખ્ય વસ્તુઓજ છે. જોડણીની ઘણી ભૂલો હોય, તો તો ગમે એવો સારો નિબંધ હોય તોપણ તે રદજ ગણવામાં આવે.

વિરામચિન્હ છાપેલી ચોપડીમાં શી રીતે મૂકવામાં આવેછે તે જોવું, અને નિબંધ લખતીવેળા તેમ કરવું. થોડો માહાવરો પડ્યા પછી તમને એ કામ સહેલું થઈ પડશે. પૂર્ણવિરામ ને અલ્પવિરામ તો બરાબર મૂકતાં આવડવુંજ જોઈએ. એ વિના લખાણ શોભતુંજ નથી, અને એ મૂકવાના નિયમ ઘણા સહેલાછે.

३. वाक्य रचती वेळा प्रथमतो पोत.ना मनमां जे होय ते सामा-

વિક રીતે જેમ બોલાતું લખાતું હોય તેમજ લખી જવું, અને પછીથી તેમાં જે દોષ દેખાય તે દૂર કરવા.

આ નિયમની મતલબ એછે કે લખવામાં ડોળ કરવું નહિ. જાણી જોઇને મોટા મોટા શબ્દ કે વાક્ય લખવાથી નિબંધ કદીપણ સારો થાય છે એમ સમજવું નહિ.સરલ—બધાથી સમજાય એવી—અને આપણો ધારેલો અર્થ જેમાં બરાબર સમાઈ રહે તેજ ઉત્તમ ભાષા કહેવાયછે. બધા લોક જે રીતે બોલતા લખતા હોય તે રીતેજ આપણે લખીએ, તો આપણી ભાષા બધાથી સમજાય. ડોળ કરવાથી ઊલટી તે બગડી જાય, કોઇને તેમાં સમજ પડે નહિ, અને વખતે અર્થનો અનર્થ પણ થાય.

મોટા શબ્દ કે વાક્ય નજ લખવા એમ પણ કહેવાની મતલબ નથી. મતલબ એછે કે જેમ બોલાતું હોય તેમ લખવું ને ડોળ કરવું નહિ,અને પ્રસંગે જો બોલવામાં મોટા શબ્દ કે વાક્ય આવતાં હોય, તો આપણે પણ તેમ કરવું. શીખાઉને ડોળ કરવાનું બહુ મન થાયછે તેથી આ નિયમ આપવાની જરૂર પડેછે.

કદાપિ કોઈ કહેશે કે બોલાતું હોય તેમજ લખીએતો તો નિબંધ અશુદ્ધ ને નઠારો થઈ જાય. જો બોલનાર જાતે કેળવાએલો હોય, તો તો એ પ્રમાણે કદી થાયજ નહિ. તેની કેળવણીમાં ખામી હોય તો એમ બનવાનો કેટલોક સંભવછે ખરો, અને તે માટેજ એ નિયમમાં કહ્યુંછે કે એમ લખી ગયા પછી તેમાં જે દોષ હોય તે દૂર કરી જવા.

ભાષામાં દોષ કેવા કેવા આવી શકે એનું બરાબર વિવેચન કરવા બેસીએ તો વિષય બહુજ વધી જાય અને એક નિરાળો ગ્રંથ થાય. માટે ભાષામાં મોટા ગુણ કયા કયા જોઇએ તેજ કાંઈ નીચે સમજાવીએ છીએ.

૯. શુદ્ધિ, રૂઢિ,યથાર્થતા, અને સમુધારણ એ ચાર ગુણ જે ભાષામાં હોય તે ભાષા ઉત્તમ કહેવાય છે.

એ ચારે ગુણ સંપૂર્ણ રીતે ભાષામાં આણવા એ બહુજ વિકટ કામછે, અને તે થોડાનાજ લખાણમાં હોયછે. એવી વાણી તો વિરલા ગ્રંથકારોનીજ હોયછે. ઘણો અભ્યાસ, ઘણુંજ્ઞાન, ઘણી રસિકતા

અને ઘણી બુદ્ધિ સ્વભાવિક રીતે હોય ત્યારેજ એ ચારે ગુણ સંપૂર્ણપણે આવી શકેછે.

તોપણ સઘળાના લખાણમાં શુદ્ધિ અને રૂઢિ એ બે ગુણનો સહેલથી આવી શકે; અને તે આવવાજ જોઇએ. એ બે ગુણવિના તો લખાણ નકામું ફેંકી દેવાનુંજ ગણાય.

૧. देशमां मान्य वर्गना लोको जे शब्द अने वाक्य रचना वापरता होय तेज शुद्ध कहेवाय.

પ્રથમ તો માન્યવર્ગ કોને કહેવો એ જાણવું જોઇએ, કેમકે તેના બોલવા ઉપરજ ભાષાની શુદ્ધતાનો બધો આધારછે.જેનું બોલવું બધાએ દેશમાં શુદ્ધ માન્યુંછે તેનું નામ માન્યવર્ગ. ગામડીઆ કરતાં શેહેરીની, નીચવર્ણ કરતાં ઉંચવર્ણની, અને અભણ કરતાં કેળવાએલાની ભાષા શુદ્ધ મનાયછે. માટે શેહેરના ઉંચવર્ણના ભણેલા માણસો જે પ્રમાણે બોલે તે શુદ્ધ.

ભાષા શુદ્ધિનું આ શિવાય બીજું માપ નથી. વ્યુત્પત્તિ કે મૂળરૂપ ઉપર એનો કાંઇપણ આધાર નથી. માન્યવર્ગમાં જે બોલાયું તે શુદ્ધ, અને એથી જે ઉલટું તે સઘળું અશુદ્ધ.

ગામડીયા, પ્રાંતભેદના, પરભાષાના, કે વ્યાકરણ દોષવાળા શબ્દ વાપરવા નહિ. ગામડીયા બોલ તો સહજ ઓળખાઈ આવેછે, અને તે વાપરવાથી હાંસિ થાયછે.

પ્રાંત ભેદના શબ્દ એટલે જે શબ્દ દેશના અમુક ભાગમાં બોલાતા હોય તે. ગુજરાતી ભાષામાં મુખ્ય ત્રણ પ્રાંતભેદછેઃ—કાઠીયાવાડી, ચરોતરી,ને સુરતી. પ્રાંતભેદનો દોષ દૂર કરવો એ શિખાઉને અઘરોછે, કેમકે તે પ્રાંતના માન્યવર્ગના લોકના બોલવામાં પણ એવા શબ્દ આવેછે. તે છતાં હાલ કેળવાએલા લોકની બોલી ગુજરાતમાં બધે એક થવા લાગીછે અને સરકારી વાચનમાળામાં ખાસ ધ્યાન આપીને પ્રાંતભેદ વગરની ભાષા લખીછે. કેટલાક ગ્રંથકારોની પણ ભાષા એવીજ શુદ્ધછે. તેથી એ બધાનો લક્ષપૂર્વક અભ્યાસ કર્યો હોય તો પ્રાંત ભેદનો દોષ દૂર થઈ શકે.

પરભાષાના શબ્દને માટે પણ એમજ સમજવું. જે શબ્દમાન્યવ-

ગના લોકો બોલેછે તે પછી સંસ્કૃત હોય, અપભ્રંશ હોય, ફારસી હોય, કે ઈંગ્રેજી હોય તો પણ તે શુદ્ધ ગૂજરાતીજછે એમ જાણવું, અને એ શિવાયના ગમે તે ભાષાના હોય તોપણ તે પરભાષાના જાણવા. આ બાબત ગૂજરાતમાં હાલ કેટલાકનો વિચાર બહુ ભૂલ ભરેલોછે. તેઓ એમ સમજેછે કે સંસ્કૃત શબ્દો જેમ વધારે નાંખીએ તેમ ભાષા વધારે શુદ્ધ થાય. આવી સમજથી તેઓ બિચારા રૂઢ ગૂજરાતી શબ્દોને પણ તાણી ટીપીને મૂળ સંસ્કૃતરૂપેજ લખેછેઃ—જેમકે પરચૂરણ ને 'પ્રચૂર્ણ,' મહેલ ને મહાલય,વગેરે.ફારસીઆરબી શબ્દોની સાથે તો તેઓ હાડવેર જ રાખેછે.તેને દેખેછે ત્યાંથી મારીને કાઢી મૂકેછે.પણ આ સઘળો ગાંડો મમતછે અને ખરૂં જોઇએ તો એવાં લખાણ ગૂજરાતીમાં અશુદ્ધ અને બાલામય છે. માન્યવર્ગમાં ન વપરાતા સંસ્કૃત શબ્દ પણ *પરભાષાનાજ ગણાય અને જે ફારસી આરબી શબ્દો બધાની બોલીમાં પેસી ગયાછે તેને ગૂજરાતી શબ્દજ ગણવા જોઇએ, કેમકે ગૂજરાતી ભાષા કાંઈ મૂળની નથી પણ સંસ્કૃત ફારસી વગેરેના મિશ્રણથીજ ઉત્પન્ન થએલીછે.

ગૂજરાતી ભાષાના પ્રાચિન પ્રસિદ્ધ મહાકવિઓ જે શબ્દો વાપરી ગયા હોય તે તો સર્વમાન્યને શુદ્ધજછે એમ જાણવું.

ઉપર આપણે શબ્દદોષનો વિસ્તાર કર્યો, પણ વાક્ય રચનાનું પણ એમજ જાણવું. વાક્ય ગોઠવવાની રીત પણ ગામટીયા, પ્રાંતભેદવાળી, કે પરભાષાની તરેહની ન જોઇએ. પુરાણીઓ જે વાક્ય રચના વાપરેછે તે સંસ્કૃત ઢપની હોયછે અને તેથી તે હાંસિપાત્ર થાયછે. કેટલાક પારસી લખનારાઓ ઈંગ્રેજી રીતિજ વાક્ય ગોઠવેછે. જેને બીજી ભાષા આવડતી નથી તેને આ દહેશત થોડીજછે, તોપણ બીજા ગ્રંથો વાંચતી વળા આ વાત જાણી હોય તો સાવચેતી રાખી શકાય.

વ્યાકરણ દોષવાળા શબ્દ કે વાક્ય વાપરવા નહિ એમ કહેવાનીતો

*આપણી ભાષા સંસ્કૃતમાંથી નીકળીછે તથા ધર્મવિદ્યાના મૂળ તેમાંથીજ આવેલાં છે તેથી ગૂજરાતીમાં શુદ્ધ કે અપભ્રંશરૂપે સંસ્કૃત શબ્દ ઘણા અલબત આવેજછે, પણ ન આવતા હોય એવા અજાણ્યા શબ્દો દુરાગ્રહથી લાવવાની જરૂર નથી એટલું કહેવાનીજ અમારી અહિંયા મતલબ છે.

જરૂર નથી. વ્યાકરણ પ્રમાણે જાતિ વચન વગેરે જે લાગવું જોઇએ અથવા અન્વય અનુક્રમ વગેરે રાખવો જોઇએ તેમ ન કર્યું હોય, ત્યારે વ્યાકરણ દોષ થાય અને ભાષા ઘણી અશુદ્ધ ગણાય. જોડણીની ભૂલો આ પેટામાંજ ગણવી. વ્યાકરણ દોષતો આમુખા દૂર કરવો જોઇએ, કેમકે એમ કરવામાં ફક્ત સાધારણ સંભાળની જરૂર છે. જો કોઈ વખત માન્ય વર્ગની બોલીમાં ને વ્યાકરણમાં વિરોધ આવી પડે તો એમ જાણવું કે વ્યાકરણ ખોટુંછે. ભાષામાં પરમ પ્રમાણતો માન્યવર્ગનું બોલવું એજછે, અને તેથીજ શુદ્ધિની વ્યાખ્યાતો તેની ઉપરજ આમ રાખીછે.

શુદ્ધ ભાષા શીખવાનો ખરો ઉપાય એજછે કે તે ભાષાના માન્ય ગ્રંથનો અભ્યાસ કરવો અને માન્ય બોલનારને સાંભળવા.

---

## अकबरशाह ने बीरबल.

( પૃષ્ટ ૧૫૮ થી ચાલુ ).

કવિઓનો બીજો મેળાવડો પંદરેક દહાડા પછી થયો, કેમકે એ દરમ્યાન બાદશાહ ભારી ધર્મચર્ચામાં ગુંથાયો હતો. એ ધર્મસભામાં પણ બીરબલ બાદશાહની હજુરમાંને હજુરમાંજ રહેતો, અને વખતે લાગ જોઈ બધાને હસાવતો, તોપણ કવિતાતરંગ ઉઠાવવાની હિંમત ચાલતી નહિ. જગન્નાથ, ફૈઝી વગેરે જે સઘળા વિષયમાં કુશળ હતા તેતો ધર્મચર્ચાનાજ રંગે ચડ્યા હતા. તેથી બાદશાહને આજે કવિતાવિનોદનું મન થઈ આવ્યું હતું.

સભા મળ્યા પછી બાદશાહે કહ્યું કે તે દિવસે જગન્નાથે બહુ સારો દૂહો કહ્યો હતો. ફૈઝી ઉમળકાથી બોલી ઉઠ્યો કે એમાંનું "हर्बअर्बदेमर्कको" એ ચરણ તો મારા કાનમાં રમ્યાજ કરે છે અને કોણ જાણે એમાં શો ચમત્કાર છે તે કહી શકાતું નથી. બાદશાહે કહ્યું કે ત્યારે તમે સઘળા રસશાસ્ત્રીઓ મળી એનો વિચાર કરો.

પેલા જોષી-કવિએ કહ્યું કે મારી નજરમાં એમ આવેછે કે એમાં ત્રણ પ્રાસનો થડકારો આવ્યોછે તે કારણથી એ ચરણ મનોહર લાગેછે.

ફૈઝીએ કહ્યું કે એમતો નથી. શબ્દના જોડાવાડાથી કાંઈ આટલો રસ જામે નહિ. એનો બાળખેલ કહેવાય. જોષીએ કહ્યું કે એમ શા માટે!

શબ્દાલંકારની પણ મજા ઓર છે. કૈંઝી કહે, એ ખરૂં ખરૂં, તો પણ ઝડઝમકના ઝમકારાથી તો બાળક હોય તેજ રીઝે. જોગીએ ચીડવાઇને જવાબ દીધો કે એમ હોય તો વિદ્વાનો એને અલંકારમાં શા માટે ગણેછે.

આ રીતે તકરાર વધી જવા આવતી હતી, પણ એટલામાં જગન્નાથ પંડિત બોલ્યા કે અટેકાના મુદ્દા સમજ્યા શિવાય નકામા શું કામ વઢો છો! કૈંઝી કહે છે તે પણ ખરૂંછે અને જોગીબાવા કહેછે તે પણ ખરૂંછે. ખરૂં વિવાદસ્થળજ એછે કે અર્થ વિના રસની ઉત્પત્તિ હોયજ નહિ અને તે છતાં શબ્દાલંકાર શા માટે કાવ્યને શોભાવે છે? એ પ્રશ્નનું વિવેચન કરવું જોઇએ. આ સાંભળી બધાએ જોયું કે વિવાદસ્થળ તો ખરેખરૂં એજ છે, પણ તેનું સમાધાન શું તે કોઇને સૂઝે નહિ. જગન્નાથ પંડિતતો આટલું કહી જાણી જોઇનેજ ચૂપ બેસા હતા. બાદશાહે બીરબલને કહ્યું કે તું કેમ કાંઈ આ વિષે બોલતો નથી.

બીરબલ બોલ્યોઃ—મહારાજ, હું શાસ્ત્રબાસ્ત્રમાંતો કાંઈ ઝાઝું સમજતો નથી, પણ એ ચરણ મને સારૂં લાગે છે તેનું કારણ મારા મનમાં તો એ છે કે "हर्रसर्रदैमर्रकरी" એવી ત્રિપુટધારા સાંભળતાંજ બ્રાહ્મણો ત્રણ અર્ઘ આપે છે તે મારી આંખે દેખાઈ જાય છે.

જગન્નાથે કહ્યું, શાબાસ સંસ્કારી બીરબલ, તુંતો હસવામાં અને સહજ જાણીને બોલેછે પણ એજ શબ્દાલંકારના શાસ્ત્રનું હાર્દછે. પૃથ્વિપતે, રસિક કૈંઝી કહેછે તેમજ ઝડઝમકના ઝમકારા જાતે કાંઈ કામના નથી, અને તેથી બાળક શિવાય કોઈ પણ રીઝે નહિ. પરંતુ જ્યારે તે શબ્દની ધ્વનિ ઉપરથી કાંઈ અર્થની વ્યંજના નીકળે ત્યારે તે રસનું કારણ થઈ પડે. ઘણા માણસ એની વ્યંજના સ્પષ્ટ સમજી શકતા નથી, તો પણ તેના અંતરમાં કાંઈ એનો આભાસ પડેછે અને તેથી એને આનંદ થાય છે. જે શબ્દની ધ્વનિમાં કાંઈ વ્યંજના રહેલી નથી તે માત્ર બાળખેલજ છે. એજ કારણથી એક કવિની ઝડઝમકોથી વિદ્વાનો રીઝેછે અને બીજાની ઝડઝમકો એવીહોયછે કે તે સાંભળી હસુંજ આવે છે. શબ્દાલંકાર સારો કયો ને નઠારો કયો એ ઓળખવામાં બહુ બારીક બુદ્ધિનું કામ પડેછે, અને તેથી ગામડીયાઓનો ચાર ચચ્ચા મમ્મા વધારે ભેળવેલા હોય તો તે જોઇનેજ વધારે રાજી થાય છે.

આ પ્રમાણે જગનાથપંડિત વ્યાખ્યાન કરે છે એટલામાં આકાશમાં વાદળ ચડી આવ્યું અને ચોગેર ઘનઘોર થઈ રહ્યું. આ જોઈ સઘળાના મન રાજી થયાં, કેમકે ઉનાળો જઇને ચોમાસું બેઠું હતું અને લોકો ક્યારના વરસાદની ફિકર કરતા હતા. સઘળા હરખથી આકાશબાજુ જોવા લાગ્યા. બાદશાહે કહ્યું કે ફૈઝી તું કાંઈ આ પ્રસંગને અનુસરતી કવિતા કર. ફૈઝીનું અંતઃકરણ આ ઇશ્વરલીલા જોઇને ઉભરાઈ રહ્યું હતું અને તેથી તે નીચે પ્રમાણે બોલ્યો.

तृषित धराके शिर धरा अधर उठाके आन

सागर खारा कर मिठा धन्य धनी भगवान.

ભાવાર્થઃ—આખી પૃથ્વી તૃષાતુર થઇને પાણી પાણી કરી રહી હતી તેથી પરમેશ્વરે અધર ઉઠાવીને તેના માથા ઉપર દરિયાનેજ લાવીને મૂક્યો અને વળી તે ખારો હતો તેને મીઠો કર્યો. ધન્ય છે સૌના મહાદયાળુ ધણી ઇશ્વરને!

બાદશાહ બોલ્યા કે ફૈઝીએ બહુ મઝેની વાત કહી. બીરબલ કહે મહારાજ એ સાહિત્યના જેટલા વખાણ કરીએ તેટલાં ઓછાંછે. એમાં જે કહ્યું તે બોલબોલ ખરૂંછે અને તે બોલબોલમાં રસ છે. દરિયામાંથી પાણી મીઠું થઇને ઉંચે ચડે છે અને અધરનુંઅધર આપણે માથે આવીને ઉભું રહે છે. એમાં કાંઈ ખોટું નથી. ખરી કવિતાવાળી ઇશ્વરસ્તુતિ તે આનુંજ નામ.

એટલામાં મંદ મંદ પવન આવવા લાગ્યો અને મેઘરાજા લાવલશ્કરની સાથે પધાર્યા. એ મઝા લેવાને બાદશાહ ઝરૂખામાં જઇ બેઠા, અને બીજાઓ ફરતા ફરતા ત્યાં ઉભા રહ્યા. સઘળાના જિવમાં આનંદ આનંદ થઈ રહ્યો અને થોડા વખત સુધી કોઇને કાંઈ પણ વાત કરવાનું સૂઝ્યું નહિ. પછીથી રાજા તોડરમલ બોલ્યા કે વાહવા ! દુનિયા આબાદ થઈ ગઈ! અકબરશાહે કહ્યું કે "રાજા સો મેઘરાજા, ઓર રાજા કાયકા" એમ જે કહેવાયછે તે ખરૂંજ છે. બીજા કોની મગદૂર છે કે એક પલકમાં દુનિયાને આ પ્રમાણે આબાદ કરી શકે?

જગનાથે કહ્યુંકે, મહારાજ ખરૂં કહોછો. રાજનીતિમાંપણ મેઘરાજાનેજ વખાણ્યો છે.

कैसो राज चलावनो, मे'सों शीख सुजात;
ले सो लगे न लोगकों, दे सो सुख साक्षात.

અર્થઃ—હે, ઉંચા કુળના રાજપુત્ર, રાજ કેમ ચલાવવું તે તું મેઘ રાજાની પાસેથી શીખ. તે લોકો પાસેથી લેછે તે કોઇને કાંઈ પણ જણાતું નથી અને આપેછે તે તો બધાને સાક્ષાત સુખરૂપ માલમ પડે છે.

તોડરમલે કહ્યું, એ બરાબર વાત છે. મેઘરાજા વરાળરૂપે બધા પાસેથી પાણી ખેંચી લેછે તે કોઇને કાંઇજ જણાતું નથી, પરંતુ જ્યારે વૃષ્ટિ રૂપે તેનું તે પાણી જગતને પાછું આપેછે ત્યારે વાહવા થઈ રહે છે. વજેવેરા ઉઘરાવવાની ખરી રીત એજ છે. એનો પહેલો નિયમ એવો છે કે તે સઘળા પાસેથી લેવા અને પક્ષાપક્ષીથી કોઇને બાતલ રાખવા નહિ. એ બાબતતો પંડિતરાજે પ્રથમજ કહ્યું હતું કે "दारयाअरुदआत" સૌની પાસેથી મેઘરાજાની મહેસૂલ લેવાય છે. બીજો નિયમ એ છે કે બધા પાસે લેવું ખરૂં પણ જેવી જેની શક્તિ. આ નિયમ પ્રમાણે બરાબર કોઈ રાજાથી વર્તિ શકાતું નથી. પણ સૂર્યનારાયણના હાથમાં તો અદલ કાંટો છે. સાગરમાંથી સાગર પ્રમાણે, ને ગાગરમાંથી ગાગરના પ્રમાણમાંજ વરાળ ઉંચે જાયછે. ત્રીજું ને ખરૂં કહીએ તો મુખ્ય વાત એ છે કે સઘળા વજેવેરા લેવા તે લોકના લાભને માટેજ લેવા. એ વાતમાં પણ મેઘના જેવું પરમાર્થપણું કયા રાજાનું નીકળવાનું હતું ? ચોથો નિયમ એ છે કે શક્તિ પ્રમાણે મહેસૂલ લેવું એટલુંજ નહિ, પણ કડકે કડકે એવું લેવું કે કોઇને જરાએ ભારે પડે નહિ. એ વાતમાં પણ મેઘરાજાની બરાબરી કોઈ કરી શકે એમ નથી. એ એટલું થોડું લે છે કે કોઇથી દેખાતું નથી. મતલબકે જેમ જેમ વિચાર કરીએ છઇએ તેમ તેમ મેઘરાજાની નીતિ સર્વોપરી માલમ પડે છે. એ બાબત કોઈ કવિ કહેછે કે

सागर गागर सर्वकी, शक्ति वत सुख मूल ;
अल्प अल्प अदृश्य रूप, मेघ लेत मे'सूल.

---

# सरकारी लखाणमां आवता कठिण शब्दोनी समजुती.

ગયે વર્ષે આવા કેટલાક શબ્દો સમજાવ્યા હતા. આ વર્ષે પણ તેજ મહેતાજી ડાહ્યાભાઈ પ્રેમાનંદની તર્ફથી એક ટીપ અમને મળીછે અને તેનો ખુલાસો અમે ખૂશીની સાથે આપીએ છઇએ. પણ આવા શબ્દ વિષે કાંઇક કહેવાની જરૂર છે. એમાંના કેટલાએક કેવળ પરભાષાના છે. સરકારી લખાણમાં કોઈ લોક વાપરેછે તેથી તેના અર્થ સમજાવવાની મહેતાજીને જરૂર છે પણ તેની સાથે એમ પણ ચોખ્ખું જણાવવું જોઇએ કે એ પરભાષાનાજ છે અને ગુજરાતી ભાષામાં માન્ય નથી. એમાંના કેટલાક શબ્દતો વગર કારણેજ અધભણ્યા કે ડોળ ઘાલુઓ લખે છે. જેમ કે પત્રકને ઠેકાણે રીટર્ન, રજાને ઠેકાણે લીવ, દફતરને ઠેકાણે રેકાર્ડ વગેરે. આમ કરવાથી ભાષાની શુદ્ધિ નકામી બગડેછે, ને લખનારની વિદ્વાનોમાં હાંસિ થાય છે, અને બીજાને તે સમજાતી નથી. આ પ્રમાણે નિશાળીઆઓ મૂળથી સમજ્યા હોય તો મોટા થાય સારે તેઓ એવે પ્રસંગે સમજીનેજ લખે. જરૂરજ હોય ત્યાંતો પરભાષાના શબ્દ લખવા, પણ નકામું ડોળ કરવું એ મૂર્ખાઈ છે.

फिटर. ઈં. જડનાર. રેલવેમાં લોઢાના જે પાટા આવેછે તેને એક બીજા સાથે જડવાનું જે કામ કરેછે તે.

ड्राइवर. ઈં. હાંકનાર. આગગાડીના સંચાને ચલાવનારો. એનું ખરૂં નામ એન્જીનડ્રાઇવર છે.

एन्जिन. ઈં. સંચો. આગગાડી ચલાવવાનો સંચો-જે ભૂંગળાવાળી ગાડી ચાલવાથી બધી ગાડીઓ ચાલેછે તે.

गेटकीपर. ઈં. દરવાજો સાચવનારો.

पोर्टर. ઈં. મજુર. રેલવે ઉપર સામાન ચહાવવા ઉતારવાને તથા ઉતારૂઓને મદદ કરવાને માટે જે માણસો નોકર રાખેલા હોયછે તે.

कोचिंगक्लार्क. ઈં. આગગાડીમાં ઉતારૂઓ ચડે તે સંબંધી કામ કરવાને જે મહેતા રાખેલા હોયછે તે. માલ ચડાવા સંબંધીનું કામ કરનાર મહેતાને ગુડ્સક્લાર્ક કહે છે.

सिग्नल. ઈં. થાંભલિહ.

નાજિર, નાઝર. આ. અદાલતમાં જપ્તી વગેરેનું કામ કરનારે તથા જપ્તીમાં આવેલા માલની તપાસ રાખનાર અમલદાર.

બેલિફ. ઈ. સિપાઈ. નાજરના હાથ નીચે તેના કામમાં મદદ કરવાને જે સિપાઈઓ અથવા નોકરો રાખેલા હોય તે.

સમન. ઈ. બોલાવવું. કચેરીમાં હાજર થવાનો કોઈની ઉપર જે હુકમ લખ્યો હોય તે. બળાત્કારથી તેને પકડી લાવવાનું લખ્યું હોય તો તે "ઉતારંટ" કહેવાય.

દુભાષિયો. એક ભાષામાંથી તર્જુમો કરીને બીજી ભાષામાં સમજાવનારો માણસ. એને ઈંગ્રેજીમાં ઈનટર્પ્રેટર કહે છે.

મોજણી. માપણી.

ઈરિગેશન. ઈ. નહેરો ખોદીને નદીનાં પાણીને ખેતરોમાં વાળવાં, તે કામને લગતું કારખાનું.

એબોલિશ. ઈ. કાઢીનાંખવું, બંધ કરવું.

ક્યુવ્વત. ફા. કૌવત, શક્તિ. આ શબ્દ સરકારી લખાણમાંજ વપરાય છે એમ નથી.

રીમાર્ક. ઈ. ટીકા, સૂચના. કોઈ પત્રક ઉપર જે વિશેષ હકીકત લખવામાં આવેછે તે.

રેકોર્ડ. ઈ. લેખ, દફતર.

ફિરકુલ, ફિરકોલ. મ. પરચૂરણ, છૂટક.

રીએડમિશન. ઈ. ફરીથી દાખલ કરવું.

લીવરીટર્ન. ઈ. રજાનું પત્રક, કોઈ સરકારી નોકરે ક્યારે રજા લીધી હતી તે બાબતનું જે પત્રક થાયછે તે.

વિઆન. ઈ. પટાવાળો. તે ઉપરથી તાલુકાનું કામ કરવાને જે પટાવાળો રાખેલો હોય તેનું નામ તાલકાપિયન (પ્યૂન).

પ્યુપિલટીચર. ઈ. નિશાળીયો-શિક્ષક, જે છોકરો નિશાળમાં થોડો વખત ભણે ને થોડો વખત શિક્ષકનું કામકરે તે.

અનતર્ફ. આ. આ તર્ફથી.

પ્રોસીડિંગ. ઈ. કામકાજ. કોઈ વાતની તપાસ ચાલતાં જે તે વેળા લખાણ લખી લેવામાં આવેછે તે.

ડેથરીટર્ન. ઈ. મુએલાનું પત્રક. ગામમાં કેટલા મરી ગયા તે ઇ.

ણાવનારૂં પત્રક. એને માટે વપરાતો શબ્દ રેથરીટર્ન, એટલે, ગણતનું પત્રક છે.

हजु. ફા. હાજર.

कुरसीनामुं. ફા. દિલ્હીની ગાદીએ જે જે પાદશાહો થઈ ગયા તેની હકીકત અથવા નામનું પત્રક. ફારસીમાં એ નામનું પુસ્તક છે, પણ સરકારી લખાણમાં એ શબ્દનો ઉપયોગ આવતો હશે એમ સંભવતું નથી.

लेटर. ઈ. અક્ષર, કાગળ.

कन्सर्वेटर ऑवफोरेस्ट. જંગલના ઝાડોનું રક્ષણ કરનાર, જંગલ ખાતાનો ઉપરી.

सप्लीमेन्टरी. ઈ. વધારાનું.

मनीऑर्डर. ઈ. પૈસાનો હુકમ, નાણાં આપવાનો હુકમ, હુંડી.

चेकर. ઈ. અટકાવનાર, હિસાબ તપાસી દેખરેખ રાખનાર.

काउन्सल. ઈ. મસલત, રાજકારેબારની મસલત કરનારી મંડળી. દરેક ઇલાકામાં કાયદા બાંધવાની તથા કામકાજ કરવાની બે મંડળીઓ ગવર્નરને મદદ કરવાને માટે નીમેલી હોયછે તેને કાઉન્સલ કહે છે.

ट्रिप्लीकेट. ઈ. ત્રેવડું, નકલ ત્રીજી.

विलेजएकाउन्टन्ट. ઈ. ગામડાનો હિસાબ રાખનાર, તલાટી.

हरदू. ફા. બંને, દરેક.

डीस्ट्रीक्ट. ઈ. પરગણું, પ્રાંત, ગામડાં.

इजारो. ફા. અમુક આંકડો અગાઉથી લઈને કાંઈ વેરો ઉઘરાવવાનું કોઈને આપીદેવું, કંટ્રાક્ટ.

इत्तला. અ. સંબંધ, ખબર, બાતમી.

हप्ता, हफ्तो. ફા. કોઈ રકમના ભાગ પાડીને ગાળેગાળે ભરવાનો જે વખત ઠરેલો હોય તે.

लेडी. ઈ. કુળવાન સ્ત્રી.

बहाली. ફા. મુકરરપણું, સ્થિરપણું. એનો મૂળ અર્થ મહેરબાની અથવા અનુકુળતા એમ પણ થાય છે.

खलास. અ. ખપી ગએલું, થઈ રહેલું, સમાપ્ત, પૂરૂં.

असल. અ. શરૂઆતનું, મૂળનું, પહેલું, મોટામાં મોટું, ઉંચું.

ઑનરેબલ. ઈ. આબરૂદાર, રાજ્યની પાર્લીમેંટના સભાસદ, કાઉન્સલના સભાસદ વગેરે કેટલા મોટા અમલદારને એ ઉપમા અપાય છે. કાયદાસર જેને અપાતી હોય તેનેજ અપાય, બીજાને આપી શકાય નહિ.

આર્ટીકલ. ઈ. કલમ, વાકયાવળી, વર્તમાનપત્ર ચોપાનીયા વગેરેમાં જે વિષય લખેલા હોય છે તે દરેકને આર્ટીકલ કહે છે.

સીલ. ઈ. મોહોર, છાપ, સિક્કો મારવો.

ડીઝાઈન. ઈ. કોઈ ઇમારત કેવી રીતની બાંધવી એ બાબતનો જે બધો વિચાર કરી મનમાં ઘાટ ગોઠવવો તેને ડીઝાઇન અને તેના નકશા કાડવા તે પ્લાન કહેવાય છે.

ગ્રાચ્યુઇટી. ઈ. મહેરબાની દાખલ કાંઈ આપવું તે, સરકારી નોકરને પેન્શનનો હક થવા જેટલા વર્ષ થયાં ન હોય ત્યારે તેને રજા આપતી વેળા જે ઉચક રકમ આપેછે તે.

---

## કેળવણીખાતાની ખબરો.

રે. પં. નંબર ૧૭૭ થી.

જંત્રાલ,—કવિ રવશંકર ગંગાશંકર રૂ૧॥ ઇજનેરી કારકુન નાનાલાલ દામોદર રૂ૧) શુકલ વિશ્વનાથ મહેશ્વર રૂ૦ા મે. રા. સા. દી. એ. ઈ. સાહેબ વાર્ષિક પરીક્ષા કરવા પધારેલા ત્યારે વહેંચવા કહેલુ તે આજ રોજ વહેંચ્યું.—વરધરી, સને ૧૮૭૯-૮૦ ની વાર્ષિક પરીક્ષા થઈ તે વખત ફસકલાસ હેડ કાનીસટેબલ સાહેબ માણેકલાલભાઇએ રૂ૧) સાકર વહેંચી.—ભાલોદ, રાજેશ્રી છગનલાલ પીતાંબરે રૂ૧॥ ચોપડીયો તથા રૂ૦ા મીઠાઈ વહેંચી.—સેગાવ, સને ૧૮૭૯-૮૦ ની સાલ બાબત આપના તરફથી ઇનામની ચોપડીયો આવેલી તે મુજબ અરધી ચોપડીયો સિલક રાખી અરધી કમિટિના મેમ્બરો એકઠા કરી ઇનામ વહેંચવામાં આવ્યું તે બાબતની કમિટિના મેમ્બરોની સહીઓ સાથેની યાદમાં સામેલ કરી મોકલી છે. અને તે વખત રૂ૧) ડેરિટ સરવૈયર આજમ જેડાલાલ કાળીદાસ રૂ૦-૧૩-૦ રાઉળજી શ્રી પ્રતાપસીંગજી

રતનસીંગજી ૩૦-૭-૦ મહેતાંજી મયુરે નાથજી ૩૦-૭-૦ આસિસ્ટંટ મોતીલાલ ગોકળદાસ ૩૦-૮-૬ પંડ્યા ઇશ્વર અમીરામ ૩૦-૮-૬ પટેલ નોરાભાઈ રામજી.—વીરપુર, રા. મહાલકારી સાહેબ ભોગીલાલભાઈ મોરારજી ૩૧ા દેશાઈ મંડળ તરફથી ૩૧ા ઇનામ વહેંચ્યું.—જાંબુગોડા, ઠાકોર દીપસંગજી જગતસંગજી ૩૧ા મોરીકીલા ગોપાળદાસ ૩૧) શેઠ સુલતાનઅલી દાઉદજી ૩૧) જોશી હરિવલભ રણછોડ ૩૧) શા બાપુભાઈ શીવાભાઈ ૩૧) મોદી ગોકલ જગજીવન ૩૧) મોજે રામપુરાના બારીઆ જનાહરિ ૩૧) શેઠ છગન ગોરધન ૩૧) મહેરબાન મહાલકારી સાહેબ નારાયણલાલ નરભેરામ ૩૧) શેઠ સોરાબજી દાદાભાઈ ૩૧) શા બાપુભાઈ કુબેર ૩૧) દેશાઈ ભગવાનજી ગીરધર ૩૧) દેશાઈ વરજ્ભુખણ હરિવલભ ૩૧) દેશાઈ માણેકલાલ વીઠલ ૩૧ા મોજે બાણપરાના બારીઆ વેસ્તા ઉકા ૩૦ાા શેઠ નાથા મોહનલાલ ૩૦ા રાજશ્રી રસીકલાલ અમરતલાલ કારકુન ૩૦ા ડાકટર કશાજી ત્રંબકરાય ૩૦ા શુકલ રામાદીન આધાર ૩૦ા શેઠ રતનજી નવરોદજી ૩૦ા દેશાઈ ગરબડ દામોદર ૩૦ા શેઠ હરલોચન હરજીવન ૩૦ા થાણેના કારકુન માણેકલાલ શીવલાલ ૩૦ા શેઠ રણછોડ કરૂજી ૩૦ા શા કાળીદાસ રૂપનાથ ૩૦ા શા દામોદર રૂપનાથ ૩૦ તલાટી જગનાથ ગણપતરામ ૩૦ રાજશ્રી માણેકલાલ ખુશાલરાય ૩૦ તવારી મનભાવાન લક્ષ્મણ ૩૦ શા કરશનદાસ ગીરધર કુલ ૨૨ાાા છોકરાને વહેંચ્યું.

( ઇંગ્રેજીસહી ) માધવલાલ હરિલાલ.
ડે. એ. ઈ. રે. પં.

અમદાવાદ વિ.
ઇ. આ. ૨૬૪

બારેજા,—શા કેવળદાસ અમથાભાઇએ પોતાના છોકરા ફકીરભાઇને નિશાળે બેસારી રમકડાં વહેંચ્યાં ૩૧) પા. ભલાભાઈ ગોવિંદભાઇ પોતાના ભાઇને નિશાળે બેસારી પતાસાં વહેંચ્યાં ૩૧ા શા મોતીચંદ રવચંદે પોતાના છોકરા બીખાભાઇને નિશાળે બેસારી રમકડાં વહેંચ્યાં ૩૧) પા. નથુભાઈ વલભદાસે પોતાના છોકરા પુનમભાઇને નિશાળે બેસારી પતાસાં વહેંચ્યાં ૩૨) શા ફકીરભાઈ કેવળચંદે પોતાના છોકરા વાડીલાલને નિશાળે બેસારી રમકડાં વહેંચ્યાં ૩૧) શા લલુભાઈ મોતીચંદે પોતાના છોકરા નગીનભાઇને નિશાળે બેસારી પતાસાં વહેંચ્યાં ૩૨) માજી

મુખી પા. હરિભાઈ મંગાભાઈ પોતાના પૌત્ર ભાઈ ચતુર તથા ઉમેદને નિશાળે બેસારી પતાસાં વહેંચ્યાં.

( ઇંગ્રેજીસહી ) મોતીરામરાજારામ.
ડે. એ. ઈ. અમદાવાદ જિ.

ખેડા જિ.

જા. નં. ૧૦૭૮

ડભાણ.—બીજાના રહીશ ભટ રેવાશંકર પુરૂષોતમે રૂ.૧) પતાસાં વહેંચ્યાં.—સીમાશી, નવા ગામના તલાટી પુરૂશોતમ પુંજાશા તથા મેહેતાજી તથા બીજા સદગ્રહસ્થોએ મળી રૂ૦ાા પતાસાં વહેંચ્યાં.—ખેડા કન્યાશાળા, મહેરબાન ઉત્તરપ્રાંતના રેવીન્યુ કમીશનર સાહેબે પોતે રૂ.૩)ની મીઠાઈ વહેંચી.—કેશરા, સ્કૂલકમિટિના મેમ્બરોએ પરીક્ષા લઈ રૂ૧-૯-૦ પતાસાં વહેંચ્યાં.

( ઇંગ્રેજીસહી ) મણિધરપ્રસાદ તાપીપ્રસાદ.
ડે. એ. ઈ. ખેડા જિ.

---

# सारसंग्रह.

"આડીફોન" નામનું એક નવું યંત્ર બહેરાઓને સાંભળવા માટે બનાવવામાં આવ્યુંછે. એમાં એક હાથાની ઉપર એક રબરનો પડદો બાંધેલો આવેછે જે રબર મથાળેથી ગોળાકાર હોયછે. એ રબરની વચ્ચેથી પાતળી દોરીઓ નીચેના હાથા સાથે જોડેલી આવે છેકે જે દોરીઓ ખેંચવાથી નાની મોટી થઈ શકેછે. આ હાથો મોંહમાંના ઉપલા દાંતને લગાડીને ચામડું કાન આગળ ધરવાથી તે મોંહડામાંથી નીકળતો અવાજ બહેરાઓને ખુલ્લી રીતે સંભળાયછે. અમેરિકામાં આ યંત્રની શોધ થયા પછી એક વર્ષ ગુજર્યુંછે. પણ હમણાં એક ફ્રેંચમેને તેમાં અગત્યનો સુધારો કીધોછે. તેણે રબરને બદલે કાગજનો એક પાતળો કારડ બનાવ્યોછે કે જેમાં દોરીઓ ખેંચાયા વગર સઘળો અવાજ કાનપર આવી શકેછે. આ યંત્રથી બહેરાઓનેજ નહિ પણ મુગાઓને પણ સાંભળવામાં ઘણું સુખ થયુંછે.

ઘોડા વગર ગાડીઓ ચાલવા લાગીછે. ફકત દાબી રાખેલી હવાને ધીમી ધીમી છૂટી કરવાથી તે હવા કમાનની પેઠે ગાડીને ચલાવેછે. આ નવી કળાથી ન્યુયાર્કના એક ટ્રામવેની ગાડીઓ ઘોડા વગર

ચાલેછે. ચોકશ મોટા ચકલા મા ઉપર ટ્રામવેના સ્ટેસનો આગળ દાબેલી હવા ભરી રાખવા માટે મોટી ટાંકીઓ બાંધેછે, અને ટ્રામવેના ગાડી સ્ટેસન ઉપર આવતાં જેમ ઇંનજીનમાં પાણી ભરેછે તેમ એ ટ્રામવેની ગાડીમાં દાબેલી હવા ભરેછે. એ રીતે બીજા સ્ટેસન સુધી ચાલે એટલી હવા એક સ્ટેસન ઉપરથી ગાડીમાં ભરી લેછે, અને એ આશરે બે માઈલ સુધી તે હવા ચાલ્યા કરેછે, જે અરસામાં તે ખપી જાયછે અને બીજા સ્ટેસન ઉપરથી વળી નવી હવા ભરવામાં આવેછે. આખા શહેરની સઘળી ગાડીઓ આમ હવાના સ્થિતિસ્થાપકપણાથી ચાલે એમ છે, અને તેથી ઘોડા બળદનો ખપ તદન નીકળી જાય એવો દહાડો ઈજનેરો ઘણો નજદીક જોયછે એટલુંજ નહિ, પણ આપણા ઘરના કામકાજ તથા હાલ ચાલને માટે ગ્યાસ અથવા પાણીની મિશાલ નળની મારફતે આ દાબેલી હવા પણ ઘરોમાં પહોંચતી કરવાનો ખ્યાલ ઉભો થયોછે.

બર્લિનની કન્ફરન્સે ઠરાવ કર્યા છેકે ગ્રીસને ટર્કીએ ત્રણ પરગણાં આપવાં. ટર્કીલડાઈની તૈયારી કરેછે, પણ લડી શકે એમ લાગતું નથી.

હીરાની પેદાશ. કેપ આવગુડ હોપ ખાતે હીરાની ખાણ ખોદાયછે તેમાંથી ગયે વર્ષે સાડાત્રણ કરોડ રૂપિયાના પરદેશ ચડ્યા હતા.

બી. બી. એ. સી. આઇ રેલવે. સને ૧૮૭૯ના છેલ્લા છમાસનો રીપોર્ટ છપાયો છે તે ઉપરથી નીચેની હકીકત માલમ પડેછે. એ ૪૮૮ માઇલની લાઈનછે. તે ઉપર એ છમાસમાં ૧લા વર્ગના ૧૦૬૨૫, બીજા વર્ગના ૭૨૬૩૮, ત્રીજા વર્ગના મેલમાં ૧૩૯૭૮૯, અને ત્રીજા વર્ગની સાધારણ ટ્રેનમાં ૨૩૯૮૫૪૯ મળીને કુલ ઉતારૂ ૨૫૮૯૮૮૯એ મુસાફરી કરી હતી, અને તેની ઉપજ ૯૫૦૧૭ પૌંડ થઈ હતી. માલની ગાડીઓની ઉપર ૧૨૫૪૧૭ પૌંડ હતી. એ કંપનીની એ મુદતમાં કુલ ઉપજ ૨૩૧૫૭૧ અને ખરચ ૧૩૭૮૭૯ પૌંડ હતો. એ આખા વરસમાં એના ભાગીદારને સેંકડે ૪ પૌંડ. ૩શિ. ૨પે. વહેંચણ મળી હતી. એ લાઇન સલામત રાખવાને સાધારણ રીતે દર મૈલે ૯૯ પૌંડ એ છમાસમાં ખરચ થયો હતો. પેલા કમનસીબ નર્મદાના પૂલ પાછળ પહેલાંથી ૧૮૭૯ની આખર સુધીમાં ૨૦૨૪૮૮૦ રૂપિયા ખરચાઈ ચૂક્યા હતા.

---

## पुस्तकोंनी पहोंच.

લીલાવતી કથા.જૈન જતિ ઉદયરત્ને રાસ બનાવ્યોછે તે ઉપરથી વિસ્તારીને બનાવનાર મેહેતાજી ગણપતરામ રાજારામ ભટ્ટ.

મહિશ્વર વિરહ. મહુવાના મહેતાજી માહેશ્વર ઇચ્છારામ તાવથી મરણ પામેલા તે બાબત પોતાનો તથા ગામના લોકનો શોક દર્શાવવાને માટે એ મહેતાજીના આગલા શિષ્ય શેઠ પોપટ વલ્લભદાસે કવિતા જૂદા જુદા છંદ તથા રાગમાં બનાવીછે એના પૃષ્ટ ૪૩ તથા કિંમત ૩ આનાછે.

પુસ્તકમાળા અંક ૪ થો. વડોદરાની સ્વદેશ હિતવર્ધક સભા તર્ફથી ઘણીજ થોડી કિંમતે પુસ્તકમાળા છપાવવા લાગીછે. તેના ઉપયોગી પણા વિષે કાંઈ પણ બોલવાની જરૂર નથી. આ ચોથો અંક રાવસાહેબ રઘુનાથ મહાદેવ કેલકર, પેટલાદના નાયક સુબાની કલમથી લખાએલો છે, એના સોળપેજી પાનાં ૨૪છે અને કિંમત માત્ર ૩ પાઈજ રાખી છે. એનો વિષય પણ 'ખેડુ લોકને સૂચના' એ બહુ ઉપયોગી છે. આ પુસ્તકમાળાનો પ્રસાર કરવામાં સઘળા દેશ હિતેચ્છુઓએ ઘણી મદદ કરવી જોઈએ.

---

## सरकारी जाहेरखबरो.

નં. ૧૮૬૯ ઇસવી. ૧૮૮૦-૮૧

ઇંગ્રેજી સાનિટરી પ્રાઇમરની નકલો મળતાં મુશ્કેલી પડે છે એવા રીપોર્ટ આવ્યા ઉપરથી નીચે સહી કરનાર ખબર કરે છે કે ફર્સ્ટક્લાસ સર્ટિફિકેટની પબ્લિક સર્વિસની પરીક્ષામાં આ વરસ એ વિષય લેવામાં નહિ આવે.

એ ચોપડીના તર્જુમા હજી મળી શકે એમ નથી તે કારણને લીધે સેકંડક્લાસ સર્ટિફિકેટને માટે એ વિષયની પરીક્ષા થશે નહિ.

મુ. પુના.
૨૦ મી જુલાઈ ૧૮૮૦.

કે. એમ ચાટફીલ્ડ.
ડિરેક્ટર આવ પબ્લિક ઇંસ્ટ્રક્શન.

---

નંબર ૨૦૫૫ ઇસવીસન ૧૮૮૦–૮૧

હાલ કેટલાક દાખલામાં એવું બન્યુંછે કે ઘેડ ને ભંગીના છોકરા નિશાળમાં દાખલ થાય તો ઉંચવર્ણના છોકરા જતા રહે એવા સબબથી મહેતાજીઓએ તેમને દાખલ કરતાં આચકો ખાધોછે. કેટલાક ડેપ્યુટી સાહેબોએ પણ એવે પ્રસંગે કેમ કરવું તે બાબતના અમારી પાસે ખુલાસા માગ્યાછે. માટે તેઓની તથા મહેતાજીઓની જાણને માટે અમે નીચેનો હુકમ પ્રગટ કરીએ છઇએ. સરકારી માનેજમેંટ હેઠેની (પારસી પંચાયત સિવાયની) નિશાળોમાં આવવાનો હક બ્રાહ્મણ વાણિયાના છોકરાનો જેટલો છે તેટલોજ ઘેડ, ભંગી, અને બીજી નીચવર્ણના છોકરાઓનો પણ છે. જો તેઓ દાખલ થવાનું કહે, તો મહેતાજીએ એકદમ તેને દાખલ કરવા જોઇએ. જો તે એમ કરવામાં કસુર કરશે, તો પોતે ઘણીજ સખ્ત શિક્ષાને લાયક થશે, કેમકે આ બાબત સરકારનો હુકમ ઘણો સખ્ત છે. જો ઘેડ વગેરેના છોકરા દાખલ થયા પછી નિશાળ ખાલી થઈ જશે તો મહેતાજીનો દોસ કાઢવામાં નહિ આવે. એણે તુર્ત એ વાતનો રીપોર્ટ પોતાના ઉપરીઓને કરવો કે તેઓ રેવીન્યુ કે પોલિટિકલ આફિસરોની સાથે મળીને શું કરવું તેનો વિચાર કરશે.

મુ. અમદાવાદ. ૩૦ મી જુલાઈ ૧૮૮૦ — જી. બ્યુલર. એજ્યુકેશનલ ઇન્સ્પેકટર ઉ. ભા.

નંબર ૨૧૧૬ ઈ. સ. ૧૮૮૦–૮૧

અમારા જાણવામાં આવ્યું છે કે છોકરાઓ જ્યારે પોતાના મા-બાપ કે વાલીની રજાથી પણ જ્યારે નિશાળ છોડવા બાબતનું સર્ટિફિકેટ માગેછે ત્યારે તે આપવામાં આવતું નથી. આવી રીત ઘણીજ દુઃખદાયક અને ખોટી છે. માટે અમે આ ઉપરથી સાધારણ નિયમ કરીએ છઇએ કે માબાપ અથવા વાલીની મંજુરીથી છોકરાઓ એવું સર્ટિફિકેટ માગે ત્યારે તે કાંઈ પણ ઢીલ કર્યા વિના આપવું. જો મહેતાજીની નજરમાં તે ફેરફાર છોકરાના લાભની વિરુદ્ધ છે એમ આવતું હોય, તો માબાપને કહેવું કે લખવું, પણ તે છતા જો તેઓ માગણી કાયમ રાખે તો ૪૮ કલાકની અંદર સર્ટિફિકેટ આપવુંજ જોઈએ.

અમદાવાદ. ૨ જી અગષ્ટ ૧૮૮૦ — જી. બ્યુલર. એજ્યુકેશનલ ઇન્સ્પેકટર ઉ. ભા.

ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૧૯ મું. ઓકટોબર સન ૧૮૮૦. અંક ૧૦ મો.

# ઇંગ્લંડનો ઇતિહાસ.

## પ્રકરણ ૪ થું.

### આંગ્લો સાક્સન વગેરે ચારે જાતની પ્રકૃતિ સ્થિતિ.

નાર્મન લોક આવ્યા, ને તેની સાથે જે ચાર જાત મળીને ઇંગ્રેજી કોમ ઉત્પન્ન થવાની હતી તે સઘળી આ ભૂમિપર આવી ચૂકી. પેહેલી ત્રણ વર્ણનું તો સંમિશ્રણ થઈ રહ્યું હતું, અને તેમાં નાર્મન લોક શી રીતે ભળી ગયા તેનું વર્ણન આગળ કરવામાં આવશે. માટે, આ ચારે વર્ણના સ્વભાવ તથા આચારવિચાર કેવા હતા તેનો આ પ્રસંગે કાંઇક વિચાર કરીએતો ઠીક.

બ્રિટન લોક—એ બિચારા તો અહીંયાથી ઘણું કરીને નિર્મૂળજ થઈ ગયા હતા એટલે તેમને વિષે કાંઈ ઝાઝું બોલવાની જરૂર નથી.

એ લોકની પ્રકૃતિ બહુજ આવેશી, સ્વભાવ ખરો ને તીખો, તથા બુદ્ધિ ચપળ ને વિચક્ષણ હતી. તેની સાથે તેઓ ભલા પણ હતા. ઇતિહાસમાં દેખાયા તે વેળા તેઓ વનચર સ્થિતિમાં હતા, તોએ બીજા જંગલી લોકની પેઠે માંહોમાંહિ લડી મરતા નહોતા. લડાઈ આવી પડે ત્યારે કેવા નિડરપણાથી લડતા તેતો આપણે પાછળ જોઈ ગયા છઇએ. યુદ્ધકળા ભૂલી જવાથી જંગલી સાકસનોની સામા ટકી શકાયું નહિ, પણ શરણું તો નજ આવ્યું અને આખરે મરી છૂટ્યા. ઇંગ્રેજોમાં જે ઉત્સાહ ને ચપળબુદ્ધિ છે તેનું મૂળ આ લોકછે એમ ધારવામાં આવેછે.

**આંગ્લો સાક્સન**—આ લોકની મૂળ પ્રકૃતિ તમોગુણી હતી તેતો આપણે પ્રથમ કહી ગયા. પણ આ તમોગુણ ગાંડો કે આવેશી સમજશો નહિ. તેઓ તો સ્વભાવે ધીરા ને મહા અર્થ બુદ્ધિવાળા હતા. તેથી તેઓ મદોન્મત્ત રેહેતા, પણ કદીએ મદાંધ થતા નહિ. તેથી તેઓ શૂરા ને સ્વાભિમાની બહુજ હતા, તોપણ સમો જોઈ વર્તતા. કોઈ પણ કામ વિચારીનેજ તેઓ આદરતા, અને તેમનો સઘળો તમોગુણ કાર્ય સિદ્ધિમાંજ પ્રકાશતો. આરંભેલું કામ કદી છોડતા નહિ

હાલ આગૃહનો અમૂલ્ય સદ્ગુણ જે ઈંગ્રેજોમાં છે તે એમના આ વનવાસી તીર્થરૂપોની તર્ફથીજ વારસામાં આવેલોછે.

આવા સ્વભાવના લોક જે સંસારી કામમાં પડે તેમાં ફતેહ પામ્યા વિના કદી રેહે નહિ. જર્મનીના જંગલોમાં જ્યારે રેહેતા હતા ત્યારે યુદ્ધ એજ તેમનો ધંધો હતો. ત્યાં થોડીક ખેતીવાડી હતી ખરી પણ તે કરવાનું કામ તેમણે ગુલામોનેજ હાથ રાખ્યું હતું. પોતે તો યુદ્ધ કે મદ્યપાનમાંજ મસ્ત રેહેતા. પણ એમનું યુદ્ધ તે યુદ્ધજ હતું. રોમનોએ ઘણા ઘણા જંગલી લોકોને જીત્યા હતા પણ જર્મનો તેમનાથી કદીએ જીતાયા નહિ. ઉલટા એ લોકો તેમના મુલકોપર ટૂટી પડી સદા લૂટફાટ ચલાવતા, અને આખરે એ જાતનાજ કોઈ લોકે એ પાદશાહી રાજને ઊંધું વાળ્યું.

આ લોકને છૂટાપણું બહુજ ગમતું તેથી તેઓ માહિ માહિ પણ કેટલીક અતડાઈ રાખતા. જર્મનીમાં તેઓ રેહેતા તે શેહેર કે ગામ વસાવીને નહિ, પણ એક બીજાથી ગાઊગાઊને છેટેજ. નકામું બંધન કોઈ પણ રીતનું વેઠવું નહિ એજ એ લોકનો સિદ્ધાંત હતો.

૨. એમની સ્ત્રીઓ પણ એવીજ શૂરી ને સ્વતંત્ર બુદ્ધિની હતી. તેઓ લડાઈમાં સાથે જતી ને હમેશા મિત્ર પ્રમાણે મનાતી. ઓઝલ પડદાનો કે એ બાયડી કરવાનો ધારો આ લોકમાં બિલકુલ હતો નહિ. સ્ત્રીઓને પુરૂષની પેઠે સઘળી છૂટ હતી, ને તેથી તેઓ શૂરી ને સદ્ગુણી નીવડતી.

એમના મૂળ વતનમાં રાજ્યવ્યવસ્થા પણ આ પ્રકૃતિનેજ અનુસરતી હતી. તેઓ લડાઈમાં જતા, ત્યારે પોતામાંથી ગમે તેને સરદાર કરી લેતા. રાજ્યગાદી એમનામાં પરંપરાની નહોતી, પણ રાજકુળમાંથી લોક જેને પસંદ કરે તેજ

રાજા થાય. રાજાનો અખત્યાર પણ વળી હદમાં રાખેલો હતો. મોટાં મોટાં કામતો લોકને ભેળા કરી પૂછે ત્યારેજ તેનાથી થઈ શકે. માહોમાહે સમાધાની રાખવા સો સો માણસના જથા બંધાતા અને લડાઈ ટંટો ન થાય તેની તેઓ પોતેજ તપાસ રાખતા. મોટા ગુનાહને માટે છૂટા ન્યાયાધીશો હતા, પરંતુ તે પણ લોકેજ પસંદ કરેલા.

આ ઉપરથી તમે જોશો કે આ લોકને સ્વાધિનપણું બહુજ વાહાલું હતું. કદાપિ તમે કહેશો કે સ્વાધિનપણું કોને નથી ગમતું. સૌને ગમે છે, પણ ગમવા ગમવામાં ફેર છે. આ લોકને તો સ્વાધિનપણું શ્વાસ ને પ્રાણ હતું. એ વિના સઘળાં સુખ તેમને કડવાં ઝેર લાગતાં. સ્વાધિનપણા વિના તેઓ જીવીજ શકતા નહોતા. પરાધિન રહેવા કરતાં મરવું ભલું એમ તેઓને લાગતું અને તેથી તેઓ સ્વાધિનપણાને માટે સુખસંપત્તિનો એકદમ ત્યાગ કરી પ્રાણ આપતાં પણ આચકો ખાતા નહિ.

આ લોક ઈંગ્લાંડમાં આવ્યા પછી ઠરી ઠામ પડ્યા અને સુધરવા લાગ્યા. ત્યાં કાયદાઓ લખાયા અને રાજાને હદમાં રાખવાને સારુ વિટન નામની મોટી સભા સ્થપાઈ. ઇનસાફ વગેરેનું કામ પણ મૂળને ધોરણે એવું રાખ્યું કે સ્વાધિનતા જળવાય ને જુલમ થાય નહિ. પણ એ વખત લડાઇ ટંટાનો હતો તેથી સર્વેના રક્ષણ તથા સમાધાનીની ખાતર સરદારોને વધારે અખ્તીઆર સોંપવાની જરૂર પડી. એમ થવાથી તેઓ ધીમે ધીમે ઘણા બળવાન થવા લાગ્યા અને આખરે એક મોટો અમીર વર્ગ ઉભો થયો.

જ્યારે ઈંગ્લાંડનું એક રાજ થયુ, ત્યારે રાજાનું બળ પણ ઘણું વધ્યું અને વખતે તેઓ મરજીમાં આવે તેમ ચાલતા. તોપણ રાજા ઉપર અમીરોનો જબરો અંકોશ હતો. વિટન સભામાં તેઓ જે કાયદા મંજુર કરે તે પ્રમાણે રાજાને ચાલવું પડતું. રાજપરંપરાનો ધારો હજી તેમને સૂઝ્યો નહોતો, તેથી રાજકુંવરોમાં વખતે વખત લડાઇઓ ઉઠતી અને દેશમાં હમેશાં તકરો ચાલતાં. જેની તર્ફ ઘણા અમીર થાય તેને રાજ મળે. આ કારણથી અમીરોની સત્તા હતી તેથી પણ વધી, સાધારણ લોકની સ્વાધિનતા ઘટી, રાજ દરબારમાં તેમને કાંઈ લાભ રહ્યો નહિ, અમીરોમાં અદેખા, કુસંપી, ખુશામતીયા, ને પોતપોતાના સ્વાર્થ તકાવનારા થઈ ગયા, અને તેથી છેવટે

આખો દેશ પરાવાને હાથ ઝપાટામાં આવ્યો ગયો તે વેળા કોઈ પણ વાહારે ધાયું નહિ.

આ ઉપરથી જણાય છે કે આંગ્લો સાક્સન લોકોએ ઈંગ્લાંડમાં એક અપૂર્વ રાજમંડાણની ઉઠાવણી તો કરી, પણ તેમનાથી જોઈએ તેવો મજબૂત પાયો નાંખી શકાયો નહિ, અને તેથી તે અધવચમાંજ ભાગી પડ્યું. તેમનાં સ્વતંત્ર અંતઃકરણે ઉત્તમ રાજનીતિનાં ખરાં તત્વ ઓળખ્યાં તો ખરાં, પણ તેમનાથી જોઈએ તેવી તેની વ્યવસ્થા થઈ શકી નહિ. એ કામને માટે વધારે સૂક્ષ્મ, દીર્ઘ, ને વિસ્તીર્ણ બુદ્ધિની જરૂર હતી. તે આ લોકમાં નહોતો. પણ આ ભાગ્યશાળી દેશને તેવા લોક પણ પરમેશ્વરે મેળવી આપ્યા, અને તેમણે આવી એવું એક રાજમંડાણ ધીમે ધીમે ઉભું કર્યું કે તે તર્ફ હાલ દુનિયાના સઘળા લોક સાનંદાશ્ચર્યથી જોઈ રહ્યા છે.

ચતુર વાંચનાર ચેતી ગયા હશે કે આ લોક તે નાર્મનોજ,પણ તેમનું વર્ણન કરતા પહેલાં ડેનલોક કોણ ને કેવા હતા તે કહેવું જોઇએ.

ઈંગ્લાંડની સંસાર સ્થિતિ સુધારવાને માટે પણ ભિન્ન પ્રકૃતિના લોકની કેટલીક જરૂર હતી. સાક્સનો ઈંગ્લાંડમાં આવ્યા પછી સુધર્યા હતા અને ઘણીએક હુનરકળાઓ દાખલ થઈ હતી, તોપણ હજી એ મુલકના બધા જંગલો કપાઈ રહ્યાં નહોતા અને પૂરે પૂરી ખેતી ચાલી નહોતી. તેઓ ડુક્કરો બહુ પાળતા, અને એજ તેમની મોટી દોલત હતી. તેઓ ઘર બાંધતા તેમાં કાંઈ વગ કે શોભા હતી નહિ. રાચરચીલાનું નામજ ન લેવું અને આખું ઘર ઉકરડા જેવું લાગતું અમીરોના ઘરમાં પણ કાંઈ ઝાઝી ભલીવાર નહોતી. તેમની રીતભાત ફુવડ ને બુસી હતી. ખુબ ડુક્કરનું મંસ ખાવું, દારૂ પીવો, ને કેફની ધૂનમાં મુડદાની માફક પડી રહેવું એજ તેઓની મોજ હતી. તેમણે આખા યૂરોપમાં ખારવાપણાને માટે મોટું નામ મેળવ્યું હતું. તેમનામાં સુઘડતા બિલકુલ નહોતી અને બધા તેમને ફુવડ કહી ધિક્કારતા. માટે સુઘડ ને રસિક લોકની ખરેખર ઈંગ્લાંડમાં જરૂર હતી, અને તે પણ પેલા લોકના આવવાથી કેટલેક દરજ્જે પૂરી પડી.

ડેનલોક—નાર્વે, ડેન્માર્ક, ને સ્વીડન તર્ફથી એ પ્રથમ ચાંચીઆ તરીકે આવતા. તેઓ સાક્સનો કરતાં પણ વધારે તમોગુણી, ઉછંગળ, ને સ્વાધિન-

તાને ચાહનારા હતા. એ લોકમાં રાજા નામનાજ હતા. પસંદ ન પડે, તો તેને પદભ્રષ્ટ કરતાં તેઓ વાર લગાડતા નહિ. એ લોક સ્વભાવે શૂરા, સાહસિક, નિડર, ને નિર્દય હતા. વહાણની લડાઇમાં તો એમને કોઈ પણ પહોંચી શકતું નહિ. દરિયો ખેડવામાં તેઓ ઘણા હોશીઆર હતા, અને તેઓ ફક્ત ચાંચી-યાપણાને માટેજ વહાણ રાખતા હતા એમ નહિ. યૂરોપના ઉત્તરભાગમાં તેઓ ભારે વેપાર ચલાવતા, ને વેપારી વહાણને લૂટતા નહિ. તેઓ ખાણો પણ ખોદી જાણતા, અને ધાતુ કાઢી ભાત ભાતના ઘાટ બનાવતા. તેમને કવિતા તથા ગાયનનો ઘણો શોખ હતો. સ્ત્રીઓ તરફ માન તથા પ્રેમભક્તિથી જોતા.

આ રીતે સાક્સનો કરતાં કેટલી વાતે એ લોક ચડીયાતા જણાય છે, તોપણ મૂળ જાત તો એકજ હતી, અને કેટલીક રજોગુણી પ્રકૃતિના સાથે નિર્દયપણું વધારે હતું. ઈંગ્લાંડ ને ફ્રાન્સમાં એમના નામનો ત્રાસજ વર્તી રહ્યો હતો. એમના મછવા દૂરથી દેખાતા કે કાંઠા પર રડાપોટ થઈ રહેતી, કેમકે એમને મન મારફાડ મારવી ને માણસ મારવું એ સરખુંજ હતું.

દરિયો ખેડવાની ટેવ, સાહસિક સ્વભાવ, ને વેપારની બુદ્ધિ જે ઇંગ્રેજોમાં ઘણીછે તે આ લોકમાંથી આવી એમ ધારીએ તો ખોટું નહિ કેહેવાય.

આંગ્લો સાક્સને જે રાજરચના ઉઠાવી તેમાં આ લોકની પણ કેટલીક મદદ હશેજ, કેમકે તેઓ કડકે ફડકે આવ્યા પણ સર્વાળે તેઓની સંખ્યા દેશમાં કાંઇ ઓછી નહોતી. ઈંગ્લાંડના ઈશાન ભાગના લોકો ડેનવંશનાછે એમ ધારવામાં આવે છે. નેલસન એ નામ ડેન લોકોમાં બહુ સાધારણ હતું.

નાર્મન લોક—એ પણ મૂળે તો નાર્વે તરફના ને ડેન જાતના, હતા પણ સોહેક વર્ષથી ફ્રાન્સમાં આવી ત્યાંના ઉત્તર ભાગમાં ભારે હાકમી બથાવી પડ્યા હતા. ફ્રાન્સના સુધરેલા મુલકમાં આવ્યા ત્યારે તેઓ હતાતો જંગલી, પણ તેમની રજોગુણ પ્રકૃતિ સુધારાને ઘણી અનુકૂળ હતી. સારૂં તેમને સ્વાભાવિકપણેજ ગમતું, અને તે હોંસથી જ્યાં દેખે ત્યાંથી લેતા. ફ્રાન્સમાં વસ્યા કે તુર્તજ તેઓએ પોતાની મરજે ત્યાંની ભાષા, ધર્મ, તથા રીતભાત સ્વીકાર્યાં, અને થોડા વખતમાં તેઓ બીજાથીપણ ચડીયાતા થઈ પડ્યા.

આ વેળા યૂરોપમાં પ્રેમ શૌર્યભક્તિ (શિવલ્રી) એ નામની જે સુધ

રજપૂતી ચાલુ થઈ હતી તેમાં નાર્મનો સૌથી આગળ પડતા હતા. તેઓ બુદ્ધિબળને બહુ માન આપતા અને તેને માટે વખણાતા.

આખા ફ્રાન્સમાં એમનું રાજ આ વેળા ઘણુંજ જબરદસ્ત હતું, કેમકે એ લોક ધીર ને વીર બંને હતા. તેઓ રણમાં જેવા નિડર તેવાજ મસલતમા શાણા હતા. અગમબુદ્ધિ તેમનામાં ઘણી હતી, અને સમજતા કે પરસ્પરના લાભને માટે કાયદાનો બંધ જરૂરનો છે. તેથી તેમના રાજમાં સ્વાધિનતા અને બંદોબસ્ત એ બંને સમાન હતાં.

આવા સદ્ગુણની સાથે કેટલાક દુર્ગુણ પણ તેમનામાં બહુ મોટા હતા. તેઓ મહા અહંકારી ને જુલમગાર લોક હતા. તેઓ પોતાથી નીચલી વર્ણના લોકોને તુચ્છ પશુ જેવાજ ગણતા, અને તેમના સંબંધમાં દયા કે ઇનસાફ શું તે તેઓ સમજતાજ નહિ. વાત કરતાં નીચ માણસનું ખુન કરતાં પણ આચકો ખાતા નહિ. એમના રાજમાં એકુ વગેરે લોકો ગુલામની હાલતમાંજ હતા એટલું નહિ, પણ તેમની ઉપર દરરોજ મહા મહા જુલમ ગુજરતો, અને કાલે આપણે જીવતા રહીશું કે નહિ તેનો એ બિચારાઓને જરાપણ ભરોસો રહેવો નહિ.

નાર્મનોના આ સઘળા ગુણ તેમના ડ્યુક (ઠાકોર) વિલિયમમાં પરિપૂર્ણપણે ખીલી નીકળ્યા હતા. એ જમાનાનો તે ખરેખરો વીર હતો, અને તેની સાથે ઘણો ડાહ્યો, શાણો, અને દીર્ઘ દ્રષ્ટિવાળો પુરૂષ હતો. સ્વભાવે નિર્દય હતો નહિ, પણ કાર્યસિદ્ધિને અર્થે ગમે એવાં ક્રૂર કર્મ કરવા પડે તો તે બેધાશક કરે એવો હતો.

હાલ જે ઇંગ્લાંડમાં અમીરોછે તે ઘણું કરીને આ નાર્મનોના વંશજોછે, અને બધા ઇંગ્રેજોમાં જે કેટલોક પાદશાહી મિજાજ બુદ્ધિનું વિશાળપણું તથા સુધારાનો શોખ માલમ પડેછે તેનું મૂળ નાર્મન લોકજ જાણવા.

---

## अकबरशाह नें बीरबल.

વર્ષાઋતુ વિષે બીજા બધાએ કવિતા બનાવી પણ બીરબલ કાંઈ બોલ્યો નહિ તેથી પાદશાહને આશ્ચર્ય લાગ્યું. એણે કહ્યું કે, બીરબલ, તું કેટલાક

દિવસથી કેમ સભામાં મન મૂકીને બોલતો ચાલતો નથી. કાંઈ જવાબ ન દેતાં બીરબલ દિલગીરી ભરેલે ચેહેરે નીચું જોઈ રહ્યો. પ્રેમાળ ફૈઝીએ કહ્યું કે, સાહેબ, જે દિવસથી એના ઉપર પેલું આળ આવ્યું હતું ત્યારથી એ પહેલાના જેવો હસમુખો દેખાતો નથી.

બાદશાહ બોલ્યા કે જો તે વાતનો ખરખરો હજી એ એના મનમાં રેહેવા દેતો હોય, તો એને ગાંડો જાણવો. એ અમારી તપાસમાં કેવળ નિર્દોષ ઠર્યો છે અને અમારી પ્રીતિ એના ઉપર હતી તેથી પણ હાલ અધિક છે. બીરબલે નમ્રતાથી ઘણી ઘણી તાજીમની સાથે કહ્યું કે ખુદાવંદ સાહેબે તો આપના હમેશના કૃપાળુ સ્વભાવ પ્રમાણે મને પાછો પ્રીતિમાં સંપૂર્ણ રીતે દાખલ કર્યો છે, તોપણ મારી જે ફજેતી થઈ તે મારા મનમાંથી હું બહુ કરૂંછું તોપણ દૂર થતી નથી.

પેલા જોશીએ કહ્યું, સાહેબ, બીરબલ ખરૂં કહે છે. બદનામી બહુ બૂરી ચીજ છે અને તે સારા માણસના અંતઃકરણમાં રાત દાહાડો સામ્રાજ્ય કરે.

बदनामी बूरी बहुत जगमें जान निशंक

एक कलंके क.रने क्षण क्षण क्षिणहिमयंक.

અર્થઃ—નિશ્ચય જાણો કે જગતમાં બદનામી બહુજ ખરાબ છે. ચંદ્ર આખો રૂડો અને સર્વ પ્રિયછે તોપણ એક જરાજ કલંક લાગ્યું છે તે કારણથી તે પળપળ (પોતાના દિલમાં બળીને) ક્ષિણ થઈ જાયછે.

બાદશાહે કહ્યું કે તમારો તર્ક તો ઠીક છે, પણ ચંદ્ર ને બીરબલ બંને મને તો પેલા જણાયછે જગન્નાથ, તમે કાંઈ બંનેને શીખામણ રૂપ બોલો કે તેઓ પોતાની ગાંડાઈ મૂકી દે. જગન્નાથ કહે, ચંદ્રને તો આરંભમાંજ બોધ મળ્યો છે તેથી ક્ષિણ થાય છે તો ખરો, પણ પાછો પોતાની મેળેજ સમજીને વૃદ્ધિ પામે છે, અને મને આશા છે કે બીરબલ પણ તેમજ કરશે. તે છતાં આપની આજ્ઞા છે, તો પહેલાં એક દુહો મારે પોતાને માટેજ કર્યો હતો તે બોલુંછું.

क्योंहि किर्ई क्षिण सब कला ! सुन शशिके कटुबैन ?

रसदर्शीकी नज़रमें अमृत पै तूं एन.

ભાવાર્થઃ--તેં તારી સઘળી કળા ક્ષિણ કેમ કરી નાંખી ? શું શઠ માણસના કડવા બોલ સાંભળીને ? એમ તારે કદી પણ કરવું નહિ, કેમકે રસના સમજવા વાળાની નજરમાં તો તું સદા અમૃતથી પણ સરસ છે.

આ દૂહો ચંદ્ર અને કવિ એ બંનેને સરખીજ રીતે લાગુ પડેછે. શરદ પૂનેમની રાત્રિએ કેટલાંક માણસો બેઠા થઇને ચાંદની ખાતા હતા. બધા આનંદમાં તલ્લિન થઈ ગયા છે તે વેળા તેમાંથી કોઈ નીરસ માણસ બોલી ઉઠયો કે ચંદ્ર ગમે એવો ખીલે પણ એમાં પેલું કલંક છે તે કાંઈ ઢાંક્યું રહેતું નથી. આ પ્રસંગે આવું વચન બધાને વસમું લાગ્યું પણ કોઈ બોલ્યું નહિ. પંદરે દહાડા પછી તેઓ પાછા દીવાળીને દિવસે રાતને સમે મળ્યા. તે વેળા જુએ છે તો ચંદ્રની સઘળી કળા નાશ પામી ગએલી અને આકાશમાં અંધારૂં ઘોર તે ઉપરથી તેમાંના કોઈ રસિક માણસે કાંઇક રીસ તથા ઉદાસીની સાથે ઉપલો દૂહો કહ્યો.

કવિ પક્ષે તો એનો અર્થ સ્પષ્ટજ છે. શઠ લોકનો અનાદર જોઈ મનમાં મૂઝાઇને કોઈ કવિ પોતાની કાવ્યકળા પ્રકાશનો બંધ પડ્યો હશે તેને કોઈ રસના સમજનારે ઉત્તેજન આપવા ઉપર પ્રમાણે કહ્યું.

બીરબલ અત્યાર લગી તો ચૂપ બેસી રહ્યો હતો, પણ આ પ્રસંગે તેનાથી બોલ્યા વિના રહેવાયું નહિ. એણે કહ્યું પંડિત રાજે એ અર્થ તો બરાબર લગાડ્યા પણ હું ધારૂં છું કે જે અર્થે એમણે એ દૂહો મૂળ રચેલો તે તો કાંઈ જુદોજ હશે. જગન્નાથે હસીને કહ્યું કે બીરબલે પરીક્ષા તો સારી કરી. એનો અર્થ શૃંગાર પક્ષે પણ થઈ શકે છે. એમાં ખંડિતા પ્રતિ દક્ષનાયકની ઉક્તિ છે.

પછીથી સભામાં ચર્ચા ચાલી કે લોકમાં નિંદા થાય તેથી ડરી રહેવું એ સારૂં કે પોતાની નજરમાં જે યોગ્ય લાગે તે કર્યાજ જવું. કોઈ કહે કે જગતનો સ્વભાવ તો છિદ્ર શોધવાનોજ છે અને તેના બોલવા ઉપર કાંઈ લક્ષ આપવું જોઇએ નહિ. કોઈ કહે કે પંચ ત્યાં પરમેશ્વર, ને પાંચ માણસ કાંઈ ખોડ કાઢે તો તે ખરીજ જાણવી. બીરબલના સામાવાળીયામાંથી કોઈ તજવીજથી એમ પણ બોલ્યો કે ચંદ્રમાં કલંક છે તેજ કોઇની પણ તે કહેવાની હિંમત ચાલે છે કેની ? આ ઉપરથી બીરબલને ગુસ્સો ચડ્યો. ને તે નીચે

પ્રમાણે બોલી ઉઠ્યો.

मृदुमयंक कलंक जन ताकत भाखत मुख

दुष्ट दृष्टि नहि करशके शूर सूर सन्मुख.

અર્થઃ—ચંદ્ર કોમળ સ્વભાવનો છે તેથી તેનું કલંક માણસ તાકી તાકીને જુએછે અને મોઢે પણ કહેછે, પણ શૂરા સૂર્યની સામા જરા નજર કરવાની પણ તે દુષ્ટની હિંમત ચાલતી નથી.

બાદશાહ આ સાંભળીને રીઝી ગયો પણ એક બીજાને મહેણાં ટોણાં મારતા બંધ થાય એમ ધારી વાત ફેરવી, અને કહ્યું કે આ સુંદર વર્ષા ઋતુ ચાલેછે તે મૂકીને તમે બીજા વિષય ઉપર શા માટે કજીઆ કરોછો. કોઈ બોલ્યું કે દરિયામાં આ વખતે જોવા લાયક તમાશો થઈ રહેછે. ઉપરથી મૂશળ ધાર વર્ષાદ પડે અને નીચેથી દરિયાનાં મોજાં ઉછાળા મારી વાદળને જઈ અડકે તેથી આખું જગત જળમય દેખાય છે. જોષી-કવિએ કહ્યું કે એ વિષે મેં કાંઈક કવિતા કરી છે તે સાંભળો.

जाबादलको सिंधुजल उछलहि भेटत धाय

वर्षारुतु मे हर्षते, देख स्वसुत प्रताप.

અર્થઃ—આ ઋતુમાં દરિયાનું પાણી ઉછળીને વાદળને જઈ મળે છે, કેમકે મેઘ એ પોતાનો પુત્ર છે તેનો આ વેળા આવો મોટો પ્રતાપ જોઇને ઘણો હરખ થાયછે. મેઘને દરિયાનો પુત્ર કહેવાનું કારણ એ કે તેના પાણીની વરાળ થવાથીજ તે ઉત્પન્ન થાયછે.

જગનાથે કહ્યું કે જોષીએ કવિતા ઠીક કહી સંભળાવી કેમકે એમાં વર્ષાઋતુના વર્ણનની સાથે વત્સલરસ પણ આવ્યો.

વરસાદના ઝીણાં ઝીણાં ટપકાં પડતાં જોઈ કોઈએ કહ્યું કે આકાશમાં આટલું બધું પાણી ભર્યું છે તે છતાં વરસાદ કેવો કૃપણ છે કે ટીપું ટીપુંજ આપેછે. રાજા તોડરમલે કહ્યું કે આ પ્રમાણેજ મૂર્ખ લોકો ડાહ્યા રાજાઓની નિંદા કરે છે, પણ તેમણે મેઘ રાજાની કૃતિ જોઇને વિચારી લેવી જોઈએ.

बूंद बूंद घन देत जल जदपि सिंधु समकोष

अखंड भानीपाल वर्षा करे अर्मानि दोष.

અર્થઃ—મેઘરાજાની પાસે દરિયા જેવડો મોટો ભંડાર છે તો પણ તે ટીપે ટીપેજ પાણી આપેછે જેને આખી પૃથ્વી પામીછે તે તે અનીતિનો દોષ કેમ કરે!

એ સાંભળી જગન્નાથ પંડિત નીચે પ્રમાણે બોલ્યા.—

नदी नवा जल पायके फूली फिरा सब ठार
फिर मोसम के खपवखत धूल हुई निर्धार.

એનો અર્થ એવો છે કે વરસાદનું નવું પાણી એક નાની નદીમાં આવ્યું કે તે એકદમ ફૂલી ગઈ એટલે મોટું પૂર આવ્યું અને ચોતરફ રેલાઈ ગઈ તેથી આસપાસ ખેતરો બાગબગીચા, ને ગામો હતા તે પણ સઘળા ખરાબ થઈ ગયા. એ રીતિ પોતાની આબાદીના વખતમાં એ નદીએ પોતાનું કે પારકું કાંઈ ભલું કર્યું નહિ, પણ ઉલટી બધાને દુઃખ રૂપ થઈ પડી. પછી જ્યારે ઉન્હાળામાં પાણીના અભાવનો વખત આવ્યો, ત્યારે તે પોતેજ સૂકાઈ ગઈ,ને ત્યાં ધૂળ ઉડવા લાગી તો બીજાને તે વેળા તે શો ફાયદો કરી શકે! મતલબ અણસમજું ઉદ્ધત માણસો બીજાને કાંઈ પણ ફાયદો કરતા નથી પણ પરિણામે પંડને અને બીજાને તેઓ દુઃખ રૂપજ થઈ પડેછે.

આ કવિતા સાંભળી સઘળાનાં દિલ બહુજ રંજન થયા. બાદશાહે પ્રસન્ન થઈ કહ્યું કે જગન્નાથ કવિની વાણીમાંજ મીઠાશ રહેલી છે. હવે તો બીરબલ એનો ખેદ મૂકી દે અને પ્રફુલ્લિત ચિત્તે વર્ષા ઋતુ વિષે કાંઈ કવિતા કરે તો પછી આપણા આનંદમાં કાંઈ ન્યૂન રહે નહિ.

બીરબલે કહ્યું કે આપના હુકમ આગળ ખેદ કે દિલગીરીની શી તાકાદ છે કે તે ટકી શકે. એમ કહી કવિતા કરવા સારૂ આકાશ ભણી એણે સહજ નજર કરી જોયું છે તો આકાશમાં મનોહર શોભા થઈ રહી હતી. સૂર્ય આથમવાનો વખત હતો, પશ્ચિમ દિશા અવનવા રંગોથી દીપી રહી હતી, માથા ઉપર મેઘધનુષ્ય ઝળકી રહ્યું હતું, અને પૂનેમ હતી તેથી પૂર્વ ભણી ચંદ્ર પણ ઉગ્યો હતો. મહેલના બાગમાં માંડવા નીચે એ દહાડે બેઠક હતી તેથી વનસ્પતિ શોભાનો પણ કાંઈ પાર નહોતો. બીરબલ તો આ સૌંદર્યસિંધુમાં મશગુલ થઈ ગયો, અને શું કરૂં ને શું મૂકી દઉં તેની એને કાંઈ સૂઝ પડે નહિ.

એવામાં પેલો કૂબડો મિયાં અબ્દુલ રસૂલ ત્યાં આવી પહોંચ્યા અને

તેના દેખાવ ઉપરથી જણાયું કે કાંઈ અગતની ખબર લાવ્યાછે. એણે તુર્ત આવીને બાદશાહના હાથમાં કાંઈ કાગળ આપ્યો, બાદશાહ ઝપાટામાં તે કાગળ ઉપર નજર ફેરવી ગયા, ક્ષણેક વિચાર કર્યો, ને પછીથી જાહેરમાંજ કહ્યું કે અબુલ ફઝલ, એમાં કાંઈ ગભરાવા જેવું નથી. કાલે અમે પંડેજ ફક્ત બે હજાર સવાર લઇને એ રાજા ઉપર ચડીશું. પણ મને આશ્ચર્ય લાગે છે કે ચંદ રાજાની ઉપર હું આટલી બધી પ્રીતિ રાખતો હતો તે છતાં એણે બંડ શા માટે કર્યું હશે.

આ સાંભળી બધા નીચું જોઈ રહ્યા, કેમકે બધાના જાણવામાં હતું કે કેટલાક વખતથી સઘળા રજપૂતો ધુંધવાઈ રહ્યા હતા, અને તેનું કારણ એ હતું કે કેટલાક વખતથી અકબરશાહના જનાનામાં દરશુક્રવારે મોટી મોટી રજપૂતાણીઓને બોલાવવામાં આવતી, ત્યાં બજાર ભરાતો, અને વખતે પાદશાહ પંડે તે જોવાને નિમિત્તે ત્યાં જતો. એમાં બગાડો તો કાંઈ નહોતો, પરંતુ રજપૂતોના જીવ એથી બહુ કચવાતા હતા. પણ આ વાત પાદશાહને મોંઢે કોણ કહે ? રાજા તોડરમલ્લે બીરબલને ઈશારત કરી કે તું બટક બોલો છે તેથી તારાથી કહેવાય તો મશ્કરીમાં કહે એણે માથું ધુણાવી કહ્યું કે ઠીકછે.

બાદશાહ તો બીજા દિવસની કૂચને માટે અબુલ ફઝલને સૂચના આપી રહ્યા કે જાણે કાંઇ નવિન બન્યુંજ નહોય તેમ હસતે મોંઢે બીરબલ તર્ફ જોઇને કહ્યું કેકેમ હજી તારી કવિતા તૈયાર થઈ કે નહિ. હાજી, એમ કહી બીરબલ નીચે પ્રમાણે બોલ્યો.

> रंग बिरंगे ममोहरी पतारि [1]पयोधरी वृंद
> [2]मित्र ठरा थिर रक्तहो चार चढाया चंद.

---

## જ્યોર્જ વાશિંગ્ટન અને વિલિયમ ટેલનાં ચરિત્ર.

એ નામનું પુસ્તક તેના બનાવનાર રાજ્યશ્રી ગણપતરામ વેણીલાલ ઓઝાની તર્ફથી મળ્યું તેની પહોંચ ઉપકારની સાથે કબુલ કરીએ છઇએ.

---

૧ વાદળી. ૨ સૂર્ય.

એ ચરિત્રો ઇંગ્રેજી ઉપરથી ભાષાંતર કરેલા છે. આ ગ્રંથ કર્તાએ પ્રથમ પણ એવાજ કામથી દેશની સેવા બજાવેલી છે અને એમનું નામ અમે આશા રાખીએ છઇએ કે વાંચનારાઓને છેક અજાણ્યું નહિ હોય. એ બાઇ ભાષાંતરને માટે ઘણાજ ઉપયોગી વિષય પસંદ કરે છે અને પછીથી પોતાની શાંત સુઘડ ભાષામાં એવી રીતે લખે છે કે તે તર્જુમા છે એમ ભાગ્યેજ કોઇને માલમ પડી શકે. ભાષા હમેશાં શુદ્ધ અને પ્રાંતભેદની જરા પણ છાયાવિનાની માલમ પડેછે. આ ગ્રંથમાં* 'ખબર' ને નરજાતિ લગાડીછે તે સિવાય બીજી એકે કાઠીયાવાડીરૂપ એમાં નથી. તેમજ આ ઇંગ્રેજીમાંથી ભાષાંતર છે તો પણ એમાં ઇંગ્રેજી રીતની વાક્ય રચનાને ખંતથી દૂર રાખી છે. અગરજો કે, "જેમકે" "જે કે" વગેરે શબ્દાવળીઓ કોઇ કોઇ ઠેકાણે વાપરી છે તે ગુજરાતી રૂઢિની વિરૂદ્ધ તોપણ તે સ્થળે તે વાક્યોના અર્થ રસને જાળવવા એવી અવસ્થાની જણાય છે કે તે દોષ છે એમ અમે કહેતા નથી. માત્ર એ તર્ફ આ અનુભવી ભાષાંતર કર્તાનું લક્ષણ ખેંચવાને અર્થે અમે તે વાત સંભારીએ છઇએ.

વાશિંગ્ટન અને ટેલ એ બંને પુરૂષોના ચરિત્ર એવાં તો અગત્યના ને સુબોધકારી છે કે તેની માત્ર નોંધ લઇનેજ બેસી ન રહેતાં કાંઇકસાર આપવો દુરસ્ત ધારીએ છઇએ.

અમેરિકામાં સ્વતંત્ર સંસ્થાનો કહેવાય છે તેમાંના વર્જિનિયા સંસ્થાનમાં જ્યોર્જ વાશિંગ્ટન ૧૭૩૨ માં જન્મ્યો તે વેળા આ સંસ્થાનો સ્વતંત્ર નહોતા, પણ ઇંગ્લાંડની સરકારને તાબે હતા કેમકે એ સંસ્થાનોમાં વસેલા

* આ 'ખબર' શબ્દની નારીજાતિને બદલે નરજાતિ લેવાનું કારણ એછે કે આ દેશ-કાઠીયાવાડમાં હાલ ઘણોજ ચાલુ થઇ પડ્યોછે અને એ વિષે લખવાની પણ કેટલાક ગૃહસ્થો તર્ફથી એમને ભલામણ થઇ હતી. કવિ દલપતરામ ( જે કાઠીયાવાડના વતની છે ) તે કહે છે કે હું નાનો હતો ત્યારે એ શબ્દ કાઠીયાવાડમાં નારિજાતિમાંજ બોલાતો હતો, પણ એક પ્રસંગે લાંગ સાહેબ નરજાતિમાં બોલ્યા, તેમનું સાંભળી રાજસ્થાની કામદારો બોલવા લાગ્યા, અને છેવટે પગે પગે એ રીતે સઘળાનાં બોલવામાં પેઠી. આ રીતની ઉત્પત્તિ ગમે તેમહો, તોપણ ગુજરાતીભાષા બોલનારા બધા લોક નારિજાતિ બોલેછે તેમજ બોલવું એ શુદ્ધ કહેવાય એમાં કાંઇ શક નથી.

લોક મૂળ ગ્રેટબ્રિટનથીજ આવેલા હતા. એ સંસ્થાનોએ સ્વતંત્રતા મેળવી તેમાં ઘણી મહેનત વાશિંગ્ટનની હતી, અને એ માટે એનું નામ જગતમાં અમર થઈ રહ્યું છે. એ એક પાટીદારનો છોકરો હતો. પુત્રનાં લક્ષણ પારણામાંથીજ જણાવવા લાગ્યાં. છોકરાઓની ટુકડીઓ કરી તેમને કવાયત કરાવતો તથા કિલ્લાઓ સર કરવાની રમત રમતો. જે કામ કરતો તે ધ્યાન તથા ખંતથી સોખુંજ કરતો, ને પોતાની ફરજો બજાવવા તરફજ એનું હમેશાં લક્ષ રહેતું.

એને કેળવણીમાં તો માત્ર લખવું વાંચવું, હિસાબ, અને ક્ષેત્ર ભૂમિતિ એટલુંજ શીખવ્યું હતું. ઉંચી કેળવણીને માટે તો તે વેળા ઇંગ્લાંડ જવું પડતું, અને તેમ તો અમેરિકાના થોડાજ માબાપ કરી શકતા હતા. પણ જેટલું ભણ્યો હતો તેટલું પાકું ને સચોટ હતું. ૧૬ વર્ષની ઉમરે એને સારુ સરકારી દરીઆઈ નોકરીનો પટ્ટો એના ભાઈએ મેળવી આપ્યો, પણ એની માએ ના પાડવાથી તે વિચાર બંધ પડ્યો. બે એક વર્ષ પછી એ મોજણીદારનો ધંધો કરવા લાગ્યો. એમાં એણે સારૂ માન તથા પૈસા મેળવ્યા, કેમકે એ કામ તે બહુ સારી રીતે કરતો. એ દરમ્યાન એનો મોટો ભાઈ માંદો પડવાથી એણે એ કામ છોડી દીધું અને તે પાણી ફેર જતો હતો ત્યાં તેની મહાવજત રાખવાને સારૂ જોડે ગયો. પણ એના ભાઇને આખરે સારૂં થયું નહિ. તે મરી ગયો ત્યારે પોતાની સઘળી મિલકત પોતાની છોકરીને આપતો ગયો. પણ પાછળથી તે છોડી સંતતિવિના મરી જવાથી જ્યોર્જ વાશિંગ્ટન પોતાની બાપીકી જાગીર માંઉટવર્નનનો ખૂદ માલીક થયો.

આ વેળા અમેરીકામાં ફ્રાન્સ ને ઇંગ્લાંડની સરહદ બાબત તે બંને રાજ વચ્ચે તકરારો બહુ ઉઠવા લાગી હતી. તેથી ત્યાં સંસ્થાનિક શિરબંધી લશ્કર તૈયાર કરવામાં આવ્યું, અને તેમાં વાશિંગ્ટનને મેજરની જગા મળી. એ કામ એણે એવા ડાહાપણથી બજાવ્યું કે ફ્રેંચ લશ્કરમાં કોઇને કોલકરારને નિમિત્તે મોકલવાનો ઠરાવ થયો ત્યારે ઈંગ્રેજી ગવર્નરે એને તે કામનો કમિશનર નીમ્યો. કોલકરાર તો થયા નહિજ, પણ જે જે મતલબસર એને મોકલવામાં આવ્યો હતો તે એણે ફતેહમંદીથી પૂરી પાડી. અંતે એ બે રાજ વચ્ચે લડાઇનો વખત આવી પહોંચ્યો અને તેમાં એને લેફટેનેન્ટ કર્નલની જગા મળી. પહેલી લડાઇમાં એણે સારી ફતેહ મેળવી અને થોડા વખતમાં

જનરલ મરી જવાથી એને તે અધિકાર મળ્યો.

આ લડાઈ આગળ વધતાં ઈંગ્લાંડથી સનંદી લશ્કર આવ્યું. તેના જનરલે એની પ્રથમની પદવી સાથે પોતાના હાથ નીચે "એડી કાંગ" કરીને એને રાખ્યો. આ જનરલની આડાઈ તથા અણસમજને લીધે લડાઈનું પરિણામ ઘણુંજ નઠારૂં નીપજ્યું, પણ તેમાં વાશિંગ્ટનને તો જશજ મળ્યો અને દુનિયામાં જાહેર થયું કે જો એની સલાહ પ્રમાણે જનરલ ચાલ્યાં હોત તો ઈંગ્રેજ સરકારની ફતેહ થાત. આ હારથી અમેરિકાના ઈંગ્રેજોનો જુસ્સો ઉશ્કેરાઈ આવ્યો અને તેઓએ પોતાના ખરચથી પાછું સિરબંધી લશ્કર એકઠું કરી ફ્રેંચ સંસ્થાનો ઉપર વેર વાળવાનો નિશ્ચય કર્યો. આ વેળા એની આબરૂ એટલી વધી ગઈ હતી કે વર્જિનિયા તર્ફના લશ્કરનો એને સેનાપતિ કર્યો અને ઈ.સ. ૧૭૫૫ માં એ આખા લશ્કરનો મુખ્ય સેનાપતિ થયો. સંસ્થાનિક સત્તાધારીઓની દીર્ઘસૂત્રતા તથા સુસ્તીને લીધે આ લડાઇમાં એને કાંઈ ભારે પરાક્રમ કરી બતાવવાનો પ્રસંગ મળ્યો નહિ, પણ રક્ષણ કરવાની લડાઇનો એને ઘણો અનુભવ થયો અને આગળ જતાં તે એને તથા એના દેશને બહુજ કામ લાગ્યો.

આ લડાઈ થઈ રહ્યા પછી એ નવ વર્ષ સુધી ઘેર જઇને પોતાની પાટીદારીના કામમાં ગુંથાયો. એની પાસે ભાંયભાડું બહુજ હતું અને તેથી તેની દેખરેખમાં એનો સઘળો વખત જતો. દરરોજ તે સવારથી સાંજસુધી ખેતરોમાં ફરતો, સઘળા ને કામ ચીંધતો તથા તપાસતો. આગળ મોટા અધિકાર ઉપર ગયો તે વેળા પણ દર અઠવાડીએ તે પોતાની ખેનીની હકીકત તથા હિસાબ મંગાવતો, અને એ હુકમ લખી મોકલે તે પ્રમાણેજ એના મહેતાથી થતું. હમણા તો નાનામાં નાનું કામ પોતે જાતે જઈ તપાસતો અને બીજાને ભરોસે રહેતો નહિ. એ મહેમાનદારી પણ ખરા જમીંદારની પેઠે કરતો. એને મોજ શોખમાં ફક્ત શિકાર કરવાની ટેવ હતી, અને તે પણ એવી નહિ કે તેથી એનું કામ બગડે. આવી રીતે પોતાના ઘર ધંધામાં લાગેલો છતાં સાર્વજનિક કામોમાં તેટલોજ ઉદ્યોગી તથા ખંતી હતો. રાજસભામાં ચૂંટી કઢાયાથી જે જે એને માથે કામ આવી પડતું તે જાણે પોતાના ઘરનું હોય તેવીજ કાળજીથી કરતો.

પણ હવે એને પોતાના દેશને માટે બહાર પડવાનો વખત પાસે આવ્યો

હતો. ઈંગ્લાંડને અમેરિકાના સંસ્થાનો વચ્ચે ક્યારની એદિલી ચાલતી હતી તે ૧૭૭૩-૭૪ માં ઘણીજ વધી ગઇ, અને બધા સંસ્થાનોએ મળીને ઈંગ્લાંડની સામા થવાને કાનગ્રેસ નામની સભા સ્થાપી. વર્જિનિયા તર્ફના સાત ગૃહસ્થો એ સભામાં ગયા તેમાં વાશિંગ્ટન પણ હતો. તેણે ત્યાં જઈ પોતાનો હમેશનો ખંતી સ્વભાવ જણાવ્યો અને થોડા વખતમાં તે આખી સભામાં સંપૂર્ણ વાકેફગારી અને ઉંડી વિચાર શક્તિને માટે સર્વોપરી ગણાવા લાગ્યો. આ સભાએ કાયદાસર ઘણા ઉપાયો લઇને ઈંગ્લાંડના રાજા આગળ પોતાની દાદને પહોંચવાની ઘણી મહેનત કરી, પણ કાંઈ વળ્યું નહિ અને તેથી સંસ્થાનોના સ્વરક્ષણને સારૂ એક સૈન્ય ઉભું કરવાનો ઠરાવ કર્યો. આ વેળા સર્વાનુમતે વાશિંગ્ટન મુખ્ય સેનાધિપતિ થયો. આ વખત એની ઉમર ૪૩ વર્ષની હતી. હવે પછીના આઠ વર્ષ સુધીનું એનું ચરિત્ર એ અમેરિકાનોજ ઇતિહાસ છે તેથી તે અહિંયા વિસ્તારવાની જરૂર નથી.

ઈંગ્લાંડ જેવા જોરાવર રાજની સાથે આથડીને સ્વતંત્રતા મેળવવી એ કાંઈ નાનું સૂનું કામ નહોતું. સંસ્થાનોના લશ્કરમાં કાંઈ પણ ઢંગ કે ધડો નહોતો. તેને સારી સ્થિતિમાં આણવા તર્ફ વાશિંગ્ટને પ્રથમ પોતાનું ધ્યાન લગાડ્યું. એને જે સુધારો કરવો હતો તે સિપાઇઓની મર્જીની વિરૂદ્ધ, અમલદારોની પરસ્પરની અદેખાઇની સામે, અને અનિશ્ચિત ને બહુ વિચારની કાંગ્રેસને સમજાવીને કરવાનો હતો પણ એ પોતાની ખંતથી મચ્યો રહ્યો અને ડાહાપણથી ને તજવીજથી લશ્કરની સ્થિતિ સુધારવાને શક્તિમાન થયો. એણે ઇંગ્રેજોની સામા સંસ્થાનો નો સારો બચાવ કર્યો ને તેમને ફાવવા દીધા નહિ.

આખરે વાશિંગ્ટન, વગેરે શાણા પુરૂષોની ઇચ્છા પ્રમાણે સંસ્થાનોએ પોતાની સ્વતંત્રતાનો ઢંઢેરો બહાર પાડ્યો. આથી લડાઇ વધી. આ વેળા એમની મદદે ફ્રાન્સથી લશ્કર આવ્યું. આ આખી સ્વતંત્રતાની લડાઇમાં પણ કોઈ ભારે પરાક્રમ નોંધી રાખવા લાયક બન્યા નથી. કેમકે ઇંગ્રેજો આ બંડ સાંભળીને બાવળાજ થઈ ગયા હોય તેમ તેઓએ કાંઇ પણ જુસ્સાથી લડાઇ ચલાવી નહિ, અને છેવટે તેમની સ્વતંત્રતા કબુલ રાખી.

આ સમયે વાશિંગ્ટનની નિર્મળ દેશભક્તિ બતાવનારો એક અજાયબ જેવો દાખલો બન્યો. ઘણા વખતસુધી લડાઈ પહોંચવાથી લોકો કંટાળી ગયા,

ટોળાંઓ પડી ગયાં હતાં, અને કેટલાક એમ ધારવા લાગ્યા હતા કે પ્રજા સત્તાક રાજ કદી પણ નીભી શકનાર નથી. તેઓનો એમ વિચાર હતો કે રાજા તો જોઇએજ. લશ્કરનો ઘણો ભાગ આ મતનો હતો અને તેમના વિચારથી એક મોટા અમલદારે વાશિંગ્ટન ઉપર એક લાંબો કાગળ લખીને તેમાં છેવટે વિનંતિ કરી કે તમે રાજા એ નામે નહિ તો ડિરેકટર એ નામે સઘળું રાજ તમારા હાથમાં લો. ઘણા દેશમાં સ્વતંત્રતાનો બેડો છેક કીનારે આવી આ પ્રમાણે ભાગી ગયોછે. લોકો મથેછે, લડેછે, અને જીતેછે પણ ખરા પરંતુ છેવટે લશ્કરી બળ વધી જાયછે અને તેનો સેનાપતિ રાજા થઇ પડેછે. ક્રામવેલ અને બોનાપાર્ટે એમજ કર્યું હતું. પણ વાશિંગ્ટન જાૂદા પ્રકારનોજ મહા પુરુષ હતો. આ કાગળનો જે તેણે જવાબ લખ્યોછે તે તેનું મહાત્માપણું સંપૂર્ણ રીતે દર્શાવેછે. એણે એ સૂચના ગુસ્સાની સાથે તુછકારી નાંખી એટલુંજ નહિ પણ તેને સમજાવી એવા વિચાર પોતાના મનમાંથી કાઢી નંખાવ્યા. વાશિંગ્ટનના જેવા ખરેખરા નિર્લોભી દેશ ભકત આ જગતમાં થોડાજ થયા હશે. ધન્યછે એના માતપિતાને કે રાજના લોભમાં કાંઈ પણ ન ખેંચાતા પોતાના દેશનું શી રીતે ભલું થાય તે તર્ફજ હમેશાં પોતાની દ્રષ્ટિ રાખી. લડાઈ પૂરી થઈ કે તેની સાથેજ પોતાના ઓધાનું રાજીનામું આપી જાણે કાંઈ થયુજ નહિ હોય તે પ્રમાણે પાછો માંઉટવર્નનમાં જઇને પાછો પોતાના ખેતીવાડીના કામમાં હરખથી લાગ્યો, અને તેની સઘળી રીત ભાત તથા વર્તણુક પહેલાંના જેવીજ હતી.

પણ આ શાંતિ તે ઘણા વખત સુધી ભોગવી શક્યો નહિ. હજી એના દેશને એની સેવાની જરૂર હતી. એ સંસ્થાનીઓએ ઇંગ્લાંડની ઝૂંસરીતો ફેંકી દીધી પણ રાજ ધોરણ બાંધવાનું મહાભારત કામ બાકી હતું. સ્વતંત્રતો થયા પણ એક બીજાનો સ્વાર્થ તાકતાં બધા સંસ્થાનો પાયમાલ થઈ જાય એવો પણ સંભવ હતો. ઘણા સંસ્થાનોનો વિચાર એવો હતો કે 'કાંગ્રેસ'ને ઝાઝો અખ્તિયાર ન આપતાં પોતપોતાનાજ હાથમાં રેહેવા દેવો. વાશિંગ્ટન જેવા થોડાક શાણા માણસો સમજતા હતા કે આ ખરાબીનો રસ્તોછે અને મુખ્ય સત્તાને સર્વોપરી કર્યા વિના રાજ ચાલેજ નહિ. તેથી વાશિંગ્ટને ખાનગી કાગળ પત્રો લખી બધાને સારી શિખામણ આપી, અને આખરે રાજધોરણ મુકરર કરવાને માટે દરેક સંસ્થાનો તર્ફથી માણસો મોકલવાનો વખત

આવી પહોંચ્યો. વર્જિનિયા તર્ફથી એનેજ પસંદ કર્યા અને એની આ વેળા ત્યાં જવાની મર્જી નહોતી તો પણ બધાનો આગ્રહ જોઈ કબુલ કર્યું. એ નેમણુક થતાંની સાથેજ તે ઇતિહાસ તથા રાજનીતિના ગ્રંથોનો અભ્યાસ કરવા મંડી ગયો. આ પ્રમાણે તૈયાર થઈ તે ફિલેડેલ્ફિયામાં ગયો અને ત્યાં સઘળા સભાસદોએ એક મતે એને પ્રમુખસ્થાન આપ્યું ત્યાં લગભગ ૪ મહીના સુધી સાંજના ૫-થી ૯ કલાક સુધી બેસીને એણે એક રાજબંધારણ ઘડી કાહાડ્યું. એવા ડાહાપણથી તથા સમયને અનુસરી રચ્યું હતું કે તે સઘળાને પસંદ પડ્યું, અને અમેરિકાના સ્વતંત્ર રાજનો પાયો ઘણોજ મજબૂત નંખાયો.

આ રાજ બંધારણની રૂએ હવે બધા દેશની તર્ફથી એક માણસને પ્રેસિડંટ દાખલ ચૂંટી કાઢવાનો સમારંભ ચાલ્યો. આખારેણે એક અવાજે આ મોટા જોખમ તથા માનભરેલા સર્વોપરી ઓધાને માટે વાશિંગ્ટનનેજ પસંદ કર્યો. એની આખી જિંદગીમાં આ દાહાડો ખરેખરો વિજયનો હતો. એ પોતાનો નવો ઓદ્દો લેવાને ન્યુયાર્ક જવા નીકળ્યો તેવારે ગામેગામ જ્યાં જાય ત્યાં બધા લોક જેજેકારના પોકારો કરે, ખૂશહાલીના ઘંટનાદ થાય, અને ઉપરા ઉપરી તોપોનો બાહાર કરવામાં આવે. (ઈસ. ૧૭૮૯.)

એણે પ્રમુખસ્થાને જતાં વારજ જૂદા જૂદા ખાતાઓના ઉપરીઓની નેમણુક કરવામાં પોતાનું ડાહાપણ તથા નિષ્પક્ષપાતપણું બતાવ્યું. રાજ પ્રકરણી વિચારમાં ટોમસ જાફર્સન એનો છેક સામાવાળોજ હતો તોપણ તેની યોગ્યતા જોઈને તેને રાજ્ય ખાતાનો પ્રધાન ઠેરવ્યો. એજ પ્રમાણે બીજી નેમણુકો પણ યોગ્ય માણસોનીજ કરી. પછીથી એણે દરેક ખાતામાં શી રીતે કામ આજપર્યંત ચલાવવાનો રિવાજછે તેના વિગતવાર રીપોર્ટ માગ્યા અને તે આવ્યા પછી તેને ધ્યાન દઈ વાંચી પોતે પોતાને હાથેજ તેનું ટાંચણ કરી લીધું. તેમજ યુદ્ધ પૂરૂં થયું અને પોતે પ્રમુખ થયો તે દરમ્યાન જેજે બન્યું હતું તેની સવિસ્તર હકીકત મેળવી પોતે સંક્ષેપમાં લખી લીધી. આ રીતે જોઇતું ગ્નાન મેળવી તેણે પ્રજાની સ્થિતિ સંપૂર્ણ રીતે સમજી લીધી અને પછી પોતાનો અમલ ધ્યાનતદારી તથા ડહાપણથી ચલાવવા લાગ્યો.

એમ કરતાં એના પ્રમુખપણાની મુદત ભરાવા આવી અને તેથી લોકોમાં ઘણી ચિંતા ઉત્પન્ન થઈ, કેમકે આ વેળા રાજમાં બેટોળીઓ બંધાઈ ગઈ

હતી અને તે બંનેને સમજાવી રાજના વાહાણને સલામત ચલાવી શકે એવો આખા રાજમાં વાશિંગ્ટન શિવાય બીજો કોઈ પણ માણસ નહોતો. તેથી એના મિત્ર તથા દેશહિતેચ્છુ પુરૂષોએ એને વીનવ્યો કે તું બીજી એકવાર. પ્રમુખપણું લેવાને કબુલ થા. એણે તે કબુલ કર્યું અને તે બીજીવાર સર્વાનુમતે પ્રમુખ નીમાયો. આ વેળા પણ એનું પ્રમુખપણું ડાહાપણ તથા જશની સાથે પૂરૂં થયું. એનું ચોખાપણું તો એટલા દરજ્જે હતું કે એ કોઇને ત્યાં જમવા પણ જતો નહિ. પણ તેની સાથે એનું મિલનસારપણું કાંઈ ઓછું હતું નહિ. રવિવાર શિવાય દરરોજ તે પોતાને ત્યાં જમવાને ઘણા માણસને વારાફરતી તેડતો હતો.

દેશમાં બે ટોળીઓ વચ્ચેનો વિરોધતો આ વેળા બહુજ વધી ગયો હતો, પણ હવેતો એણે પ્રમુખ થવાની નાજ પાડી અને મુદત પૂરી થયે પોતાને વતન જઈ ખાનગી ગૃહસ્થ દાખલ રહ્યો. ત્યાં એણે પાછો પોતાનો ઉદ્યોગ જારી રાખ્યો અને એનું શરીર એવું નીરોગી હતું કે હજી તે ઘણાં વર્ષ આયુષ્ય ભોગવશે એમ સઘળાને લાગતું હતું. પણ એમ બન્યું નહિ. ત્યાં તે બે વર્ષ સુખશાંતિમાં રહ્યો અને પછીથી વર્ષાદમાં પલળ્યાથી રસ થઈ આવી એકાએક રોગ એટલો બધો વધી ગયો કે બે દિવસમાં તેણે પોતાનો દેહ ત્યાગ કર્યો. સને ૧૭૯૯ ડીસેંબરની ૧૪મી તારીખે આ મહાત્મા દેવલોક થયો અને એ માઠા સમાચાર એકદમ અમેરિકા તથા યૂરોપમાં બધે ફેલાઈ ગયા. બધે ઠેકાણે હાહાકાર થઈ રહ્યો અને એનું સ્મરણ રાખવાને ગામેગામ લોકોએ પુણ્ય દાન કર્યાં.

આવા પુરૂષના સદગુણ વિશે શું વિવેચન લખીએ? એવા જગતમાં થોડાજ પુરૂષ થઈ ગયાછે અને જ્યાં સુધી અમેરિકાના સ્વતંત્ર સંસ્થાનો હયાત રહેશે ત્યાં સુધી તેજ એની કીર્ત્તિના અવિચળ સ્તંભછે. ઇતિહાસમાં ઘણા મહાત્મા થઈ ગયાછે, પણ આ વાશિંગ્ટનનો જોડો કોઈ પણ ઠેકાણે શોધી જડતી નથી. ધન્યછે એવા પુરૂષના જીવતને અને ધન્યછે આ જગતને કે જેમાં આવા પુરૂષ ઉત્પન્ન થાયછે.

---

# केळवणीखातानी खबरो.

### भरूच वि.

જા. નં. ૨૧

મોજે વંસ્તી એડાળી પ્રગણે વાગરાની નિશાળમાં તારીખ ૧-૩-૮૦ ને રોજ ડીપુટી એ. ઇનસ્પેકટરે પરીક્ષા કરી તે વખત નીચે લખેલાં સદગ્રહસ્થોએ ઇનામ આપ્યાં રૂ૦ા કરીમ બાપુજી ભઉ એડાળીના રૂ૦। પટેલ ભાઉજી બીખા એજન રૂ૦। પટેલ નાથા મોરાર એજન રૂ૦। પટેલ બાવાભાઈ મલેકભઉ રૂ૦ા ભાઈ બાવા બાપુજીભઉ મીંયાગામ રૂ૦-૭-૦ બીજા પરચુરણ ચાર શક્ષોએ મળીને.—માતરપ્રગણે આમોદની નિશાળમાં તા૦ ૧૯ મી ફેબ્રુઆરીએ મોજે ગાજણાના ઠાકોરસાહેબ હીંમતસીંગજી રાવસીંગજીએ પધારી પરીક્ષા લઈ છોકરાઓને મીઠાઈ વહેંચી.—કસ્બે અંકલેશ્વરની બ્રાંચસ્કૂલમાં તારીખ ૨૯-૧-૮૦ ને રોજ અંકલેશ્વરના શેઠ નથુભાઈ શંકરદાસે આવી તમામ છોકરાઓને રૂ૨-૫-૦ ની ચોપડીયો ઇનામમાં આપી.—મોજે બરચ પ્રગણે અંકલેશ્વરની નિશાળમાં તારીખ ૨૯-૧-૮૦ને રોજ નાકાના કારકુન ભોળાનાથ લક્ષ્મીરામે આવી છોકરાને રૂ૧)ની ચોપડીયો ઇનામમાં આપી.—મોજે સુત્રા પ્રગણે આમોદની નિશાળમાં તારીખ ૨૯-૧-૮૦ને રોજ સળાદ્રાના પટેલ માધવ નાગરે આવી પરીક્ષા કરી રૂ૧ા ની ચોપડીયો છોકરાઓને ઇનામમાં આપી.—મોજે ગજેરા પ્રગણે જંબુસરની નિશાળમાં તા.૨૫-૧-૮૦ ને રોજ મહેરબાન આસિસ્ટંટ કલેકટર લેલીસાહેબે છોકરાઓને કસરત કરાવી રૂ૩)ના પઇસા વહેંચ્યા.—કસબે જંબુસરની કન્યાશાળામાં તારીખ ૨૧-૧-૮૦ ને રોજ સુરત અને ભરૂચ જીલ્લાના મહેરબાન સેશનજજ સાહેબ બરવુડસાહેબે પધારી પરીક્ષા લઇને રૂ૩)ની મીઠાઈ વગેરે છોકરીઓને આપી.—મોજે એકસાલ પ્રા. ભરૂચની નિશાળમાં તારીખ ૨૭ ફેબ્રુઆરીને રોજ ડીપુટી એ. ઇન્સ્પેકટરે પરીક્ષા લીધી તે વખત નીચેના સદગ્રહસ્થોએ ઇનામ વહેંચ્યાં તેની વિગત. રૂ૦ા મુકરદમ નરસીરામસંગે રૂ૦ા ઉપરાનદાર કાનજી મોરારે રૂ૦ા શોની ઇછારામ રામજીએ રૂ૦। પટેલ જીખા દીવાએ પતાસાં વહેંચ્યાં.—કાવા પ્રગણે જંબુસરની નि-

અમેરિકાના સ્વતંત્ર સંસ્થાનોમાં ૮૪૯૮૦ મૈલ છે.

---

કાગળની ઇંટો—બનાવવાનું એક કારખાનું હાલ અમેરિકાના સ્વતંત્ર સંસ્થાનમાં નીકળ્યું છે. કહેછે કે ઇંટો કઠણ ને ભેજની કાંઈ પણ અસર નહિ લાગે એવી બની શકેછે.

---

પાણી ઉપર ચાલવાની કળા—હાલ્ક કહેછે કે અમેરિકામાં એકજણે જસદના જોડા એવી જુક્તિથી બનાવ્યાછે કે તે પહેર્યા હોય તો માણસ પાણી ઉપર ચાલી શકે, અને એ પ્રમાણે હાર્લેમ નદી ઉપર તેણે ઘણી ફતેહમંદીથી પ્રયોગપણ કરી બતાવ્યો હતો.

---

## सरकारी जाहेर खबर.

જા. નં. ૨૯૫૪

અમદાવાદ ટ્રેનીંગ કોલેજની પ્રવેશક પરીક્ષા ૮મી નવેંબરે અન પછીના દિવસે અમદાવાદમાંજ લેવામાં આવશે.

ઉમેદવારની ઉમર પૂરાં સત્તર વર્ષની, તેની પાસે સેકંડ કલાસ પબ્લિક સર્વિસનું સર્ટિફિકેટ, અને તે શરીરની ખોડ ખાંપણથી મુક્ત હોવો જોઇશે.

ગૂજરાતી નિશાળોના ૬ઠા ધોરણ પ્રમાણે પરીક્ષા લેવાશે. જે ઘણામાં ઘણા દોકડા મેળવશે તેને સ્કાલર શિપ આપવામાં આવશે. જે પાસ થશે પણ સ્કાલર શિપ નહિ મેળવે, તે માફી સ્કાલરની રીતે દાખલ થઈ શકશે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ સ્કાલર શિપ લેનારા સ્કાલરોને પસંદ કરશે; અને પોતાની મરજી પ્રમાણે તેની સંખ્યા રાખશે, માફી સ્કાલરો દાખલ કરવાની, સંખ્યા પણ એ સાહેબ પોતાની ઇચ્છા પ્રમાણે રાખશે.

ટ્રેનીંગ કાલેજના ઉર્દુ વર્ગની પ્રવેશક પરીક્ષાના ઉમેદવારોની પણ તેજ તારીખે ૪થા ઉર્દુ ધોરણ પ્રમાણે પરીક્ષા લેવામાં આવશે.

સુરત.
તા. ૨૨મી સપ્ટેંબર ૧૮૮૦

(ઇંગ્રેજી સહી.) ઈ. જાઇલ્સ.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઉ. બા.

---

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL PAPER

NOVEMBER 1880.

પુસ્તક ૧૯ મું. નવેંબર. અંક ૧૧ મો.

મે'તાજી બહુ મોટું પુજ, નામ તેમ છે કામ;—
કર ખંતે મન ક્ષેત્રની, ખરી ખેતી ધરી હામ.

| અનુક્રમણિકા. | પૃષ્ટ. | Contents. | Pages |
|---|---|---|---|




(કેળવણી ખાતાના હુકમથી)

અમદાવાદ મધ્યે

ભાભાની હવેલીમાં યુનાઈટેડ પ્રિંટિંગ અને જનરલ એજનસી કંપની લિમિટેડના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું

મૂલ { (રૂ૧) વરસનો, અગાઉથીજ. } ટપાલ ખર્ચ
{ (૱૦)= છૂટક અંક એકના. } જુદું.




પુસ્તક ૧૯ મું. નવેમ્બર સન ૧૮૮૦. અંક ૧૧ મો.

## डाक्तर ब्यूलरने आशिर्वाद.

शार्दूलविक्रीडित वृत.

कॉलेजे करुणा करी ब्युलर तें, विद्या शिखावी वडी.
दाधेलां दवथी तमाम रुखने, पोष्यां वृषा थै झडी.
पालोयां तव जो प्रसाद जनमां, आनंद आ वृंदमां;
गाता संस्कृत वाणि मिष्ट मधुरी, आशीष दे छंदमां.

दोहरा.

श्री शरमन जन सुखकरण, ब्यूलर बुद्धि निधान,
विद्याधिप विख्यात यश, थयो नथी को आन;
गूर्जर सौराष्ट्र सुघड, विचारि कीधी म्हेर;
गुणग्राही गुण मानता, कहां गाम कहां श्हेर;

क्षमा दया औदार्य सह, सद्गुण राज समान;
मणा नहि को वातमां, समयसूचक धीमान;
ग्रंथकार गूजरातीने, संतोष्या सरदार;
संस्कृत विद्या वाधि ते, ब्यूलर तुज उपकार;
सुधारो वधारो कर्यो, योग्य विचारी देश;
प्राकृत संस्कृत ग्रंथनो, संग्रह कर्यो विशेष;
प्रशस्ति लेख पुराण ने, वेद तथा वेदांग;
सकल शास्त्र उपशास्त्र गुरु, भाष्य भेद सर्वांग;
कीर्तिवंत गुणवंत तें, अगाध कीधो शोध,
स्वदेश जइ विस्तारशो, अधिक लख्यो प्रतिबोध;
जय पामो जगमां विदित, उदित प्रभाकर जेम;
आशिष दलपति रामनो, युक्त युगल रहि क्षेम;

---

## निबंध शीखनारने सूचना.

(પૃષ્ટ ૧૮૦ થી ચાલુ).

६. जे प्रसंगे जेवी रीते बोलातुं होय, ते प्रसंगे तेवी रीते बोलवुं तेने रुढि कहे छे.

રૂઢિનું પરમપ્રમાણ પણ માન્ય વર્ગનું બોલવું એજ છે. તેથી ગામડીઆ રૂઢિ, પ્રાંતભેદની રૂઢિ, કે પરભાષાની રૂઢિ પ્રમાણે આપણે લખીએ બોલીએ, તો તે દોષ ગણાય.

યાદ રાખવું કે કોઈ શબ્દ શુદ્ધ હોય, તોપણ તે રૂઢ ન હોય. અર્જીને વિજ્ઞપ્તિ એ બંને શબ્દો શુદ્ધછે, એટલે, ગૂજરાતીમાં વપરાઈ શકેછે, તોપણ પ્રસંગ પ્રમાણે ઉપયોગ કરવો જોઇએ. સરકારમાં અર્જી કરી એમ બોલવું હોય, ત્યાં સરકારને વિજ્ઞપ્તિ કરી એમ બોલીએ, તો રૂઢિનો મોટો દોષ ગણાય. દહેરૂં, મંદીર, અને દેવલ એ ત્રણે શબ્દના અર્થ તથા વ્યુત્પત્તિ પણ ઘણું કરીને સરખીજ છે, તોપણ રૂઢિ પ્રમાણે એ બોલ જે પ્રસંગે બોલાયછે તેજ પ્રસંગે બોલવા જોઇએ. મહાદેવનું મંદીર; ગોસાંઇજીનું દેવલ, અને ખ્રીસ્તીનું દહેરૂં એમ બોલીએ, તો શુદ્ધ ગૂજરાતી માણસને હસવું આવ્યા વિના રહે નહિ. વાક્ય રચનાનું પણ એમજ સમજવું.

૭. *જે અર્થ મનમાં ધાર્યો હોય તેજ અર્થ ભાષામાંથી નીકળે તેને યથાર્થતા કહીએ.*

તમને કદાપિ એમ લાગશે કે આ કામ કાંઈ અઘરૂં નથી, અને કહેશો કે સઘળા માણસો ધારેલો અર્થજ બોલે. પણ એમ નથી. મનનો અર્થ બરાબર ભાષામાં એવી રીતે ઉતારવો, કે ધાર્યા કરતાં કાંઈ અર્થ વધી કે ઘટી જાય નહિ અથવા ભાવમાં કાંઈ ફેર પડે નહિ, એ કામ બહુજ વિકટ છે. તે એટલું અઘરૂં છે ઘડાએલા ગ્રંથકારોમાંથી પણ થોડાજ તે બરાબર કરી શકેછે. ભાષાનો એ સર્વોપરી ગુણછે અને તે મેળવવાને માટે સૂક્ષ્મ બુદ્ધિ, ઘણી કેળવણી, અને ઘણો અનુભવ જોઇએ છીએ. શિખાઉને તો યથાર્થતા શું એજ પ્રથમ સમજાતું નથી.

આ ગુણ મેળવવાને માટે શબ્દે શબ્દનું તોલન કરવાનો મહાવરો રાખવો જોઇએ, અને દરેક વખતે વિચાર કરવો કે શબ્દમાં જરા પણ ફેરફાર કરવાથી અર્થ કે ભાવમાં કેટલો ફેર પડી જાયછે.

આ ગુણ ભાષામાં ન હોય, તો વખતે પ્રશંસા ધારી હોય ત્યાં નિંદા, અને નિંદા ધારી હોય ત્યાં પ્રશંસા, અજાણપણામાં થઈ જાયછે અને સમજુ વાંચનારને હસવું આવેછે. આ ગુણ પરિપૂર્ણ રીતે શાસ્ત્રીય ગ્રંથોમાંજ જોવામાં આવેછે.

૮. શબ્દ કે વાક્યનો થડકારો એવી રીતનો થાય કે તેથી સાંભળનારના મન રાજી થાય, અને અર્થના રસમાં તે શબ્દોની ધ્વનિથીજ વધારો થાય

તેને સમુચ્ચારણ કે સંધ્વનિ કહીએ.

આ ગુણને અર્થની સાથે કાંઈ સંબંધ નથી. તે ઉચ્ચારની ઉપરજ આધાર રાખેછે. એનો હેતુ ફક્ત કાનને સારૂં લગાડવાનોજ છે. તો પણ એ ગુણ કેટલેક દરજ્જે અવશ્યનો છે. અર્થ સારો હોય પણ શબ્દો જો કાનને કરડે એવા હોય, તો તે સાંભળી કોઇ પણ રાજી થાય નહિ. તેમજ કોઈ વખત શબ્દ એવા સરસ ઉચ્ચારણના હોય ને ઉપવાક્યો એવા પ્રમાણમાં લહેકાતાં ચાલ્યા જાય, કે અર્થ ધૂળ જેવો હોય તો પણ તે વાક્ય સાંભળીને માણસનાં મન રાજી રાજી થઈ જાય.

આ ગુણ ઉત્તમ કવિઓમાં સંપૂર્ણ રીતે જોવામાં આવેછે. ગદ્યના ગ્રંથોમાં એ ગુણ અમુક દરજ્જેજ આવી શકે, અને હદની બાહાર હોય, તો સારો પણ ન લાગે, કેમકે આખરે એ માત્ર બહારનીજ ટાપટીપછે.

નિબંધ લખનારે આરંભમાં તો કદી પણ શબ્દની ટાપટીપ કરવા તર્ફ ધ્યાન રાખવું નહિ. એણે તો શુદ્ધિ, રૂઢિ, ને યથાર્થતાના ગુણ મેળવવાનીજ ખંત રાખવી. સમુચ્ચારણ તો એની મેળે જેટલું આવે તેટલાથીજ સંતોષ માનવો.

## केटलाक निबंधोनी संक्षिप्त नोंध.

### ૧. સ્ત્રી કેળવણી.

૧. કેળવણીની વ્યાખ્યા. સંસારમાં પોત પોતાનાં કામ સારી રીતે કરવાને કેળવણીની સઘળાને જરૂરછે. પુરૂષ કરતાં સ્ત્રીને કાંઈ તેનો ઓછો ખપ નથી. જે લોક સ્ત્રી કેળવણીને નકામી ગણેછે તે લોક કેળવણીનો અર્થજ સમજતા નથી.

૨. નહિ કેળવાએલું સ્ત્રીનું વર્ણન તથા તેના ગેરફાયદા.

અ. સ્ત્રીએ ઘરમાં પ્રધાનપણાનું કામ ચલાવવું જોઇએ તેમ તે કરી શકતી નથી પણ એક ગુલામડીના જેવુંજ વહીતરૂં કરી જાણેછે. એથી પુરૂષને ઘરની ને બહારની બંને ફિકર રાખવી પડેછે. પણ ગૃહસ્થાશ્રમના કામની ખરી વહેંચણ તો એછે કે પુરૂષે બહારથી કમાઈ આવવું અને સ્ત્રીએ ઘર ચલાવવું.

૨. બાળકોની સંભાળ તથા કેળવણી એ સ્ત્રીનું ખાસ કામછે, પણ

તેનાથી તે બિલકુલ થઈ શકતું નથી. બાળકેળવણી માથીજ સારી અપાય. ભણેલી માનેલીથે સારા નીવડેલા છોકરા. એનાં ઉદાહરણ.

ક. ધણી ધણીયાણીની કેળવણીમાં ફેર હોવાથી તેઓને બનતું નથી. કજોડ બળદથી શી રીતે ગાડું ચાલે?

ઢ. વહેમી તથા અજ્ઞાન સ્ત્રી પુરૂષને સારા કામમાં નિરંતર આડે આવેછે અને છોકરાંઓને બગાડેછે.

૩. સુધરેલા દેશોમાં સ્ત્રી કેળવણી અવશ્યની ગણાયછે.

અ. સ્ત્રીઓ જ્યાં સુધી ભણેલી નથી ત્યાં સુધી કોઈ પણ દેશ સુધરેલો શી રીતે કહી શકાય? વસ્તીનો અર્ધોભાગ તો નિઃસંશય જંગલી રહેજ.

બ. સ્ત્રીઓ ભણેલી ન હોય ત્યાં પુરૂષની કેળવણી પણ અપૂર્ણજ રહે. છોકરાઓનો અને તેમજ પુરૂષોનો પણ કેટલોક કાળ સ્ત્રીઓના સહવાસમાં જાયછે અને તેથી તેનો પાશ લાગ્યા વિના રહે નહિ.

ક. અસલ જ્યારે આપણો દેશ સુધરેલો હતો ત્યારે સ્ત્રી કેળવણી સારી રીતે અપાતી હતી તેના દાખલા.

૪. પૂર્વપક્ષ તથા તેનું સમાધાન.

અ. કમાવા જવું નથી એમ જે બોલેછે તે કેળવણીનો અર્થજ સમજતા નથી. કમાવામાં જેટલી કેળવણીની જરૂરછે તેટલીજ સ્ત્રીની ધર ગોઠવણમાંછે. ઘરમાં ઘટતો ખરચ કરવો, હિસાબ રાખવો, છોકરાંને કેળવવાં, વગેરે કામો અભણ સ્ત્રીથી શી રીતે થઈ શકે?

બ. અનીતિ વધે એમ જે કહેછે તે પણ કેળવણીનો અર્થજ સમજતા નથી. કેળવણી એટલે ફક્ત ભણવુંજ એમ નથી. ભણવાની સાથે તન, મન, ને નીતિ એ ત્રણે પ્રકારની કેળવણી જોઇએ. સ્ત્રી કે પુરૂષ સર્વને નીતિ તથા ધર્મની કેળવણી જરૂરનીજછે. એવી કેળવણી ન આપી હોય, તો વખતે માઠાં

ફળ થાય; પણ એ ઉપરથી જ સિદ્ધ થાયછે કે કેળવણી આપવાની ખરેખરી જરૂરછે. અભણ સ્ત્રીઓમાં તો ઉલટાં દુરાચરણ વધારે હોયછે.

૫. ઉપસંહાર તથા બોધ.

## ૨. દેશાટણ.

૧. દેશાટણની મઝા. "જિવ્યા કરતાં જોયું ભલું" એ ઇચ્છા સ્વાભાવિક છે.

૨. ઉપયોગી જ્ઞાન તથા હોંશીઆરી વધેછે.

  અ. ઘણી ઘણી વસ્તુઓ પ્રત્યક્ષ જોવામાં આવેછે.

  બ. માણસોના જૂદા જૂદા આચારવિચાર જણાયછે, સારૂં નઠારૂં શું તે ઓળખતા આવડેછે, અને ટૂંકી અભિમાનબુદ્ધિ દૂર થાયછે.

  ક. ઘાટ ઘાટના પાણી પીવાથી માણસ હોંશિયાર ને પાકો થાય છે, કેમકે તરેહ તરેહના માણસો એના જોવામાં આવી જાયછે.

  ડ. ભાત ભાતની વિદ્યા કળાઓ એના જોવામાં આવેછે.

૩. વિદ્યાશાળામાં મળેલી કેળવણી દેશાટણ વિના અપૂર્ણ ગણાયછે. ભણવાની સાથે ગણવા પણ થવું જોઇએ.

  અ. દેશાટણનો યૂરોપમાં ધારો.

  બ. એ બાબત અસલ ભરતખંડનો ધારો.

૪. દેશાટણ સઘળાને ઉપયોગીછે. વિદ્યા, વેપારી, કે કારીગર જે થવું હોય તેમાં દેશાટણથી ફાયદો થાય.

૫. (ટુંકામાંજ) હાલ તો આપણને ઇંગ્લાંડની મુસાફરી કરવાની વિશેષ કરીને જરૂરછે, અને એ સંબંધી જે વહેમછે તેથી દેશને મહામહા નુકસાન થાય છે.

૬. ઉપસંહાર તથા બોધ.

## ૩. ઇંગ્લાંડની મુસાફરી.

• સામાન્ય દેશાટણના ફાયદા (ટુંકામાં).

૨. ઈંગ્લાંડની મુસાફરી તો હાલને સમે સૌથી વધારે ફાયદા ભરેલીછે.

અ. યૂરોપ એ વિદ્યા, કળા તથા વ્યાપારનું મથક છે— હાલની કાશીયાત્રા એજ જાણવી.

બ. ઈંગ્લાંડની રાજ્યવ્યવસ્થા એ હાલ ઉત્તમ રાજનીતિની નિશાળ છે. સ્વાધિનતાદિ ગુણો પ્રત્યક્ષ ત્યાંજ માલમ પડેછે.

ક. એ આપણા રાજકર્તાનો દેશ છે. ત્યાંની રીતભાતથી વાકેફ થયાવિના અથવા ત્યાં જઇને મેહેનત કર્યા વિના આપણે ઘટતી દાદને પહોંચી શકીએ નહિ. દાક્તરી, સિવિલસર્વિસ, ઇજનેરી વગેરે કેટલાક કામની મોટી પરીક્ષાઓ વિલાતમાંજ થાયછે.

૩. પૂર્વપક્ષ અને તેનું સમાધાન,

અ. ત્યાં જાય તેને વટલવુંજ પડે એમ નથી. ત્યાં સૌને પોતપોતાનો ધર્મ પાળવાની સંપૂર્ણ છૂટછે. ત્યાંની હવાને લીધે મદ્યમાંસ ખાવા પડે એ વાત ખોટીછે. પરહેજગાર અને માંસાહાર નિષેધક મંડળીઓ ત્યાં સુખેથી રહી શકેછે.

બ. અટકનદિ ઓળંગવાનો પ્રતિબંધ. તેનું ખંડન. પ્રાચીન કાળમાં એવું બંધન નહોતું. વચલા વખતમાં આસપાસ જુલમી મુસલમાનરાજ્યો થવાથી એવો ધારો નીકળ્યો. હાલ તેની જરૂર રહી નથી.

ક. હાલ એ વહેમ કેટલે દરજ્જે દૂર થયોછે અને કેટલાક માણસો વિલાત જવા લાગ્યાછે. એ પ્રવાહ બંધ પડવાનો નથી.

૪. ઉપસંહારે તથા બોધ.

અ. યાદરાખવું કે એ વિના આપણા દેશની ઉન્નતિ થવાની નથી. હુનરકળા અને રાજપ્રકરણી હકો વિલાત ગયા વિના કદી પણ આપણા લોકને પ્રાપ્ત થવાના નથી.

બ. માટે ઈંગ્લાંડ જનારની સંખ્યા વધવી જોઇએ, અને સઘળા દેશાભિમાની પુરુષોનો ધર્મછે કે તેમ કરનારને તન મન ને

ધનથી ઉત્તેજન તથા સહાયતા આપવી.

## ૪. પુનર્વિવાહ.

૧ વ્યાખ્યા. ધણીના મૂઆ પછી સ્ત્રીએ ફરીથી પરણવું તેને પુનર્વિવાહ અથવા વિધવાવિવાહ કહેછે. નાતરૂં એટલેતો ધણી જીવતો છતાં બીજાને જવું તે. પુનવિવાહનો ધારો જેટલો સારોછે તેટલોજ નાતરાનો નઠારો છે.

૨. સ્વાભાવિક રીતે એ બાબત સ્ત્રીને પુરૂષના હક સરખાજ હોવા જોઇએ.

૩. હાલ એ બાબત હિંદુની જૂદી જૂદી નાતોમાં કેવો ચાલ છે તેનું કાંઇક વર્ણન.

૪. પુનર્લગ્ન ન કરવા દેવાથી થતા નુકસાનો.
   - અ. વિધવાનાં અસહ્ય દુઃખો—તન, મન, ને ધનનાં.
   - બ. વ્યભિચાર, બાળહત્યા વગેરે થતા અધર્મો.
   - ક. એથી કન્યાની ખોટ પડેછે, અને વસ્તી ઘટેછે.

૫. પૂર્વપક્ષ અને તેનું સમાધાન.
   - અ. શાસ્ત્રમાં મના નથી. પારાશર સ્મૃતિ. પ્રાચીન કાળમાં થએલાં પુનર્લગ્નો.
   - બ. લોકો ધર્મ સમજી પુનર્વિવાહ નથી કરતા, પણ તેથી તો ઉલટો ઘણોજ અધર્મ થાયછે. માટે મના હોય તો પણ દેશકાળ જોઇને એ ધારો તો ફેરવવોજ જોઇએ.
   - ક. ધણીને મારી નાખે એ કલ્પનાજ ગાંડીછે. દુનિયામાં બધે પુનર્લગ્ન થાયછે પણ કોઇ ઠેકાણે એમ થતું નથી. એ માણસના સ્વભાવથીજ ઉલટુંછે. માણસ સંપૂર્ણ પાપી પણ નથી ને સંપૂર્ણ પવિત્ર નથી. એવું ઘોર કર્મ કરનાર સ્ત્રીઓ કદી પણ ઘણી નીકળેજ નહિ.
   - ડ. ઊંચ નીચનો ભેદ શો? એ બોલવું કેવળ મૂર્ખાઇ ને મિથ્યાભિમાનનુંજ છે. શું મહા અધર્મી ચંડાળ કર્મો કરવામાં ઊંચપણું રહેલું છે? એ વિધવાઓના કર્મથી તો ખરૂં જોતાં

બ્રાહ્મણ વાણીઆ ઊંચને બદલે સૌથી નીચ ઠરેછે.

૬. સાર તથા બોધ.

૫. . બાળલગ્ન.

૧. બાળલગ્નનો ધારો છેક ગાંડો, અસ્વાભાવિક, ને મહા પાપીછે.

અ. જુવાનીમાં આવ્યા પછી સ્ત્રી પુરૂષે પોતાની મેળે પરણવું એજ સ્વાભાવિકછે. અસલ આપણાદેશમાં અને હાલ યૂરોપમાં એમજ થાયછે. સ્વયંવરથી જોડું જેવું સુખી થાય તેવું માબાપની પસંદગીથી પરણેલું થાયજ નહિ.

ક. હાલ માબાપ કેવી ગાંડી ને નિર્દય રીતે છોકરાંઓને માટે પસંદગી કરેછે તેનું વર્ણન.

ઇ. માબાપ ગમે એટલી કાળજી રાખે, તો પણ નાનાં બાળક કેવાં નીવડશે તેની કાંઈ ખબર પડે નહિ અને તેથી બાળલગ્ન નજ કરવાં જોઇએ.

૨. બાળલગ્નના ગેરફાયદાઃ—

અ. કજોડાં થાયછે; વિદ્યાભ્યાસ અટકેછે; અને શરીરે, બુદ્ધિએ, તથા પૈસેટકે ખરાબ થાયછે.

ક. બાળપણમાં છોકરાં વધારે મરેછે અને તેથી બાળલગ્ન કરાવાથી ઘણી છોડીઓ બાળરાંડ થાયછે. માટે જે લોક પુનર્વિવાહ કરતા નથી તેથી તેણે તો ખસુસ બાળલગ્ન નજ કરવાં જોઇએ.

૩. અસલ આપણાદેશમાં ક્યારે પરણતા ? તેથી દેશ કેવો સુખી હતો !

૪. આખા ભવનું સુખ લગ્ન ઉપર આધાર રાખેછે. એ બાબતમાં માબાપે બેપરવાહી રાખવી એ કેવી નિર્દયતા, કેવું મોટું પાપ, અને કેવી મૂર્ખાઈ.

૫. ઉપસંહાર. એ બાબતનો સુધારો બધાથી બનાશકે એવોછે. એમાં શાસ્ત્ર કે ન્યાતની હરકત નથી. બોધ.

---

# अकबरशाह अने बीरबल.

( સાંધણ પૃષ્ટ ૨૨૭ થી ચાલુ. )

બીરબલનો આ ઝડાકો સાંભળતાંજ સભામાં સઘળાએ નીચું જોયું અને થોડાક ક્ષણ સુધી કોઈ કાંઈપણ બોલી શક્યું નહિ. બધા વિચારમાં પડ્યા કે હવે બાદશાહ કોણ જાણે શું કરશે. પણ અકબરશાહ મોટા મનનો હતો અને

તે સમજી ગયો કે પરોક્ષ મને બોધ કરવાને સારૂજ બીરબલે . આવાં કઠણ વચન કહ્યાંછે. તેથી તે એટલુંજ બોલ્યો કે બીરબલ,મેં તને વર્ષાઋતુની કવિતા કરવાનું કહ્યું હતું. તેને ઠેકાણે તું આ શું બકયો ?

બીરબલે પોતાનું માથું જમીનની સાથે લગાડી ઘણી નમ્રતાથી કહ્યું કે જહાંપનાહ, એ વર્ષાઋતુની સાયંકાળનુંજ વર્ણન છે. એમાં એમ કહ્યું કે" ભાતભાતના રંગથી મનને હરવા વાળી પાતળી વાદળીઓના ટોળામાં મિત્ર નામ સૂર્ય રાતો ચોળ થઇને થીર ઉભોછે, મેઘ-ધનુષ ચડ્યુંછે, અને ચંદ્રમા સામો આવ્યોછે. "

બાદશાહે કહ્યું કે એ અર્થ બરાબર બંધ બેસતો નથી,કેમકે સૂર્ય થીર ઉભો રહે એ વાત ખોટીછે. બીરબલે જવાબ આપ્યો કે સાહેબ, ખરેખરતો સૂર્ય ઉભા રહેતો નથીજ, પણ જો આથમની વેળા ત્યાંજઇને જોઇએ છઇએ તો તે ઉભો રહેતો હોય એમજ દેખાયછે. જગન્નાથ પંડિત વગેરે બીજા સૃષ્ટી સૌંદર્યનાના અભ્યાસીઓએ સાક્ષી પૂરી કે સાંજે એ પ્રમાણે દેખાયછે ખરૂં. તેથી એ વાતતો સાબીત થઇ, ત્યારે બાદશાહે બીજી શંકા કાઢી, કે વાદળીઓને પાતળી કહેવાનું પ્રયોજન શું ?

આ સવાલનો જવાબ શી રીતે દેવો તેનો બીરબલ વિચાર કરતો હતો એટલામાં જોષી કવિ ( જે પાછળથી બીરબલનો પરમ મિત્ર થયો હતો તે ) બોલી ઉઠ્યો કે સાહેબ, આખા દૂહામાં એજ વિશેષણ જ્યોતિષ પક્ષે ખરે- ખરૂં સાભિપ્રાયછે. વાદળીઓ જાડી ઘટ હોય, તો તો તે ઘનઘોર દેખાય અને વરસાદ આવે.જ્યારે વાદળીઓ પાતળી હોય ત્યારેજ તેને ભેદીને સૂર્યના કિરણ આપણી તર્ફ આવી શકે, અને આકાશમાં રંગબેરંગી લીલા જામી રહે.

પાદશાહ પંડેજ ભૂલ કાઢવાને ચાહેછે એમ જાણી મિયાં લબ્બે ત્યાં ખુણામાં બેઠા હતા તેણે ઘણીઘણી લબાસની સાથે ભારે ટાહેલું ચલાવ્યું, પણ તેનો સાર એ હતો કે એક કાળેજ સૂર્ય ને ચંદ્રનું વર્ણન કર્યુંછે તે અશક્યછે. બીરબલે હસીને એટલુંજ કહ્યું કે, મિયા, તમારી મ્યકલમાં હમેશાં અમાસજ રહેછે એટલે તમે પુનેમનું વર્ણન ક્યાંથી સમજી શકો !

કોઇએ કહ્યું કે " ચડા " ને " આયા " એ બે શબ્દની સંધિ કરી નાંખીછે તેમ પ્રાકૃતમાં થતું નથી. જગન્નાથ પંડિતે જવાબ આપ્યો કે આ દૂહામાં શ્લેષ છે તેથી એ દોષ ગણાય નહિ, પણ એટલું બોલીનેજ તે અચ-

કાઈ ગયા કેમકે વિચાર આવ્યો કે બાદશાહ જો શો શ્લેષછે એમ પૂછશે તો મારે એમની વિરૂદ્ધનો અર્થ કરી બતાવવો પડશે. પણ પાદશાહતો મૂળથીજ એ અર્થ સમજી ગયો હતો. તે છતાં પોતે કાંઈક ગુસ્સાનું ડોળ કરીને કહ્યું કે બોલ, બીરબલ, એ દૂહો ફરીથી અને એમાં બીજો શો અર્થ રાખ્યો છે તે કહે.

હુકમ થયો એટલે કાંઈ ચાલે નહિ તેથી બીરબલે તે દૂહો ફરીથી નીચે પ્રમાણે ભણ્યો.

रंगे बिरंगे मनोहरी पतरी पयोधरी वृंद
मित्र ठरा थिर रक्तहो चापचडाया चंद.

અને પછી એનો અર્થ કરતી વેળા ડર ખાઇને ઉભો રહ્યો. બાદશાહે કહ્યું, બીહી નહિ, ને બરાબર અર્થ કર, કેમકે અહિયાં ખાસ મંડળજ બેઠું છે. આ ઉપરથી બીરબલને હિમત આવી અને તે ઘણી દીનતા આજીજી એનો અર્થ " ભાતભાતના રંગથી મનને હરણ કરવા વાળી પાતળી સ્ત્રીઓના સમુદાયમાં મારો મિત્ર આસક્ત થઇને સ્થિર ઉભોછે, અને તેના સામો ચંદરાજા ધનુષ્ય ચડાવીને ધસી આવ્યોછે " એ રીતનો થાયછે એમ કહીને એણે ઘણી ઘણી આજીજી, દીનતા, તથા તજવીજથી પોતાની બેઅદબીને માટે માફ માગી, અને કહ્યું કે આ આખુ મંડળ આપને એ બાબત કહેવાને ઇચ્છતું હતું તેથી મે આપનું ભલું ચાહી મે મારૂ માથું આપની તરવારની ધારપર મૂક્યુંછે. તે ચાહોતો કાપી નાંખો કે મહેરથી શિરપેચ બંધાવી સુશોભિત કરો. બીજા સભાસદો પણ પોતાની તર્ફના બે શબ્દ આ પ્રસંગે લાગ જોઇ બોલ્યા, અને સમજાવ્યું કે રાજના હિતને માટે આટલી ચેતવણી આપવી આપને જરૂરજ હતી.

અકબર તો મૂળથીજ સઘળો ભાવ સમજી ગયો હતો. તેતો બીરબલની હિમત, હિતબુદ્ધિ, તથા ચતુરાઇથી ઘણોજ પ્રસન્ન થયો હતો. તેથી તેણે સઘળા મિત્રોના તથા તેમાં વિશેષે કરીને બીરબલનાં બહુજ વખાંણ કર્યાં, અને તેમનો અંતઃકરણથી પાડ માન્યો. એણે કહ્યું કે હું મારાં ધનભાગ્ય સમજુંછું કે મને તમારા જેવા મંત્રીઓ મળ્યાછે. બધાએ જવાબ આપ્યો કે એ આપની લાયકીછે. કે તમે અમારો ગુણ માની લોછો, અને કદાપિ અમારામાં કાંઇ ગુણ છે તોપણ તેની કદર કરનાર આપના જેવા આ જગતમાં કોણ મળનારછે.

આ પ્રમાણે વાત ચાલેછે એટલામાં કેટલાક ઝવેરીઓને બોલાવ્યા હશે તે ત્યાં આવી પહોંચ્યા, અને એકેકથી ચડીઆતો માલ દેખાડવા લાગ્યા. એ ઝવેરાત જોઇ સઘળાનાં દિલ રાજી થયા અને બાદશાહે કેટલીક ખરીદી કરવી હતી તે કરી. એવામાં કોઇએ પૂછ્યું કે હીરાથી અંધારે અજવાળાં થાય એમ કહેવાય છે તે ખરૂં હશે ? ઝવેરીઓ કહે કે સારો હીરો હોવતો થાય, અને કેટલાક શાસ્ત્રીઓએ કહ્યું કે ન થાય, કેમકે રત્નમાં કાંઇ જાતનું તેજ નથી. એ વાતનું પારખું જોવાને સારૂ ભંડારમાંથી બાદશાહે કોહેનૂર હીરો મંગાવ્યો, ને પાસેની એક ઓરડીમાં મૂકી જોયો તો ઝળકતો માલમ પડ્યો. શાસ્ત્રીઓએ કહ્યું કે એમ નહિ, છેક અંધારામાં મૂકવો જોઇએ. તે ઉપરથી તેને ભોંયરામાં ભાંયરૂ હતું ત્યાં મૂક્યો. ત્યારે તો કાંઇ પણ તેજ માલમ પડ્યું નહિ. તે ઉપરથી બધાની ખાત્રી થઇ કે હીરામં જાતનું તેજ તો કાંઇ નથી, પણ તેના ઉપર થોડુંએ અજવાળુ પડે તો તે પરાવર્તન પમાડી ઘણું દેખાડે. મિયાં લબ્બએ કહ્યું કે ત્યારે હીરામાં કાંઇ ખૂબી રહી નહિ.

બીરબલે જવાબ આપ્યો, કે મોટી ખૂબી કે કોઇનો જરા ગુણ જોતાંજ તેને સો ગણો વધારીને બતાવેછે. તે ઉપરથી રાજા તોડરમલ નીચે પ્રમાણે બોલ્યા.

गुन दिनकरके किरनको कीर्ति परावर्तन
सो जाकी ज्यौं पात्रता त्यौंहि होत उत्पन्न.

અર્થઃ—ગુણરૂપી સૂર્યછે તેનાં કિરણનું જે પરાવર્તન પામવું તેને કીર્તિ કહીએ. તે (કીર્તિ) જે પદાર્થ ઉપર પડેછે તેની પાત્રતા પ્રમાણે ઉત્પન્ન થાય છે, એટલે કીર્તિ સારી નઠારી થવી એ મૂળ ધણીના ગુણ ઉપર આધાર રાખતી નથી, પણ સામા માણસના સ્વભાવ ઉપર આધાર રાખેછે. જેમ કે જગનાથ પંડિત, મુલ્લાં ફૈઝી વગેરેની અકબરશાહ ખૂબી ગણેછે અને મુલ્લાં જનુદીન જેવા નિંદા કરેછે તે બધાનું કારણ એજ કે એ પંડિતો તો એના એજછે પણ એની કદર જાણનારની પાત્રતા જુદી જુદીછે. તે ઉપરથી બીરબલ બોલ્યો કે

पूरन परावर्तन करत किरन मनीमानीक
झले झरान जलेयदा पत्थर जो अरसिक.

અર્થઃ—મણીમાણેક જે છે તે પોતાની ઉપર પડેલા કિરણોને સંપૂર્ણ રીતે પરાવર્તન પમાડેછે, અને પત્થર જે અરસિકછે તે કદી બળી જાયતો પણ જરાએ ઝલે મારતો નથી.

જગન્નાથે કહ્યું કે રાજા તોડરમલે બહુ ડાહી વાત કહી. કીર્તિ એ ગુણનું ખરેખરૂં પરાવર્તનજછે. ગુણ હોય નહિતો પરાવર્તન પડેજ નહિ, અને હોય તો પડ્યાવિના પણ રહે નહિ. તેમ કેટલું ને કેવું પડે તે પાત્રના ઉપર આધાર રાખેછે, ગુણની ઉપર નહિ.

## शुद्ध सुगुन रूप सुरजइक बिबिध कीर्त्ति प्रतिबिंब
## लाललीलम मिट्टीस्फटिक अंबुआदि आलंब.

અર્થ—સુગુણ રૂપી સૂરજ તો નિર્મળો એકજ છે, પણ તેનાં કીર્તિરૂપી પ્રતિબિંબ લાલ, લીલમ, સ્ફટિક, માટી, પાણી વગેરે જૂદા જૂદા પદાર્થનું આલંબન પામેછે તે પ્રમાણે જૂદાં જૂદાં પડેછે.

ફૈઝીએ કહ્યું કે ખૂબ કહી. જેમ સૂરજનાં કિરણો નિર્મળ છે, તો પણ લાલમાંથી જોતાં લાલ, લીલમમાંથી જોતાં લીલાં, સ્ફટિકમાંથી ચળકતાં ધોળાં, માટીમાંથી શુન્ય અને પાણીમાંથી કેવળ નિર્મળાં દેખાવછે, તેમજ ગુણીજન તો એકનો એક હોય છે, પણ તેને જૂદા જૂદા માણસો જૂદે જૂદે ભાવે જોવછે.

પ્રસંગ જોઈ બીરબલે અટકચાળું કર્યું કે, મિયાં લબ્બે, "લાલલીલમ મિટ્ટી સ્ફટિક" એમાંથી તમને શેમાં ગણવા, અને એમ બોલતા "મિટ્ટી" શબ્દ ઉપર એવો ભાર મૂક્યો કે એના પ્રશ્નનો જવાબમાં તેમાંજ આવી રહ્યો. મિયાં સાહેબ તો બિચારા અમાસ પુનેમની બાબતમાં પોતાની ભૂલ થઈ હતી તેના હૈયા શોકમાંજ ગિરફતાર હતા, અને તેમાં આ બીજો સપાટો સાંભળી છેકજ ગભરાઈ ગયા. તેથી જવાબ દેવા માંડ્યો પણ કાંઈ બોલાઈ શક્યું નહિ અને પેલી અમાસ પુનેમની વાત મનમાં ઘોળાયા કરતી હતી તેથી ગભરાટમાં "કાળી પુનમનીરાત" એમજ બોલાઈ ગયું. આ સાંભળી આખી સભા ખડખડ હસી પડી, અને મિયાં લબ્બે છેક રડવા જેવો થઈ ગયો.

એ વેળા ઉદાર બીરબલ પોતેજ એની મદદે આવ્યો. એણે કહ્યું કે

સાહેબ, મિયાં લખ્મે તો સમસ્યા પૂછેછે અને કહેછે કે છેલ્લું ચરણ "કાળીપૂર્ણિમા રાત્ર" આવે એવી એક આ પ્રસંગને અનુસરી કવિતા બનાવો.

બાદશાહે કહ્યું કે તારે તે તુંજ બનાવ. જેવો હુકમ એમ કહી તેણે નીચેનો દૂહો બોલી બતાવ્યો.

नरमसुखद संजोगिको; गरम त्रिजोगी गात्र;
कर्म मर्म भरी रोगिको;- कालीं पूर्णिमा रात्र.

અર્થ—શરદ પુનમની રાત સંજોગીને નરમ ને સુખકારક લાગેછે તેજ વિજોગીના શરીરને ગરમ લાગેછે. અને રોગીને કાળી બયંકર જણાયછે કેમકે તે રાતમાં એના કર્મનો સઘળો મર્મ ભરેલો છે.

જોષીએ કહ્યું કે વૈદ્યક શાસ્ત્રમાં અમાસ પૂનેમ રોગીને ભારે ગણીછે અને વળતાં પાણી થવાના હોયછે તો તે દિવસથીજ થવા લાગેછે, કે નહિતો તે ચાલતો થાયછે. માટે એ રાતને કર્મ મર્મ ભરી કહ્યું એ ખરેખરૂં યથાર્થ છે.

---

## ડ્યોર્જ વાશિંગ્ટન ને વિલિયમટેલનાં ચરિત્ર.

(સાંધણ પૃષ્ટ ૨૩૪ થી.)

ગયા અંકમાં વાશિંગટનના ચરિત્રનું આપણે વિવેચન કરી ગયા અને આજે વિલિયમટેલનું કરવાનો વિચાર રાખીએ છઈએ.

વિલિયમટેલનું નામ યૂરોપખંડની કાહાણીઓમાં ઘણુંજ મશહુર છે. એના નામથી બાળક પણ અજાણ્યું નથી. એ મોટો દેશભક્ત ગણાયછે અને એના પરાક્રમની ઘણી વાતો ચાલેછે. એ સ્વિત્સરલૈંડમાં તેરમાં સૈકામાં થઈ ગયો અને તે દેશના સ્વતંત્ર સ્થિતિનું મૂળ કારણ એ ગણાયછે. તે વેળા અહિંયા જર્મનીના પાદશાહનો હુકમ ચાલતો, પણ મુલક પાહાડી હોવાથી તે નામનોજ હતો, ને ખરેખરૂં જોઇએ તો લોકો સ્વતંત્રતાજ ભોગવતા. એવામાં પાસેના આસ્ત્રિયાના મુલકમાં એક ડાકોર મહા રાજ્યલોભી ને જબરો નીકળ્યો. તેણે સ્વિસ લોકના ગામડા એક પછી એક પોતાને કબજે કરી લીધાં અને કહ્યું કે તમે જર્મનીના પાદશાહને બદલે મને તમારો અધિરાજ ગણો. તે લોકોએ એ વાત કબુલ કરી નહિ, અને તેથી એની તર્ફનો ઘણો જુલમ થવા લાગ્યો.

ગેસ્લર નામના અમીરને એ પ્રાંતનો મુખી ઠેરવ્યો હતો તે પોતાના

ધણી કરતાં પણ ઘણો નઠારો હતો. એના અમલમાં બહુબહુ જુલમ ગુજર્યા, ને વહુ દીકરીની પણ લાજ લૂટાવા લાગી. શૂરા સ્વિસ આટલું બધું સાંખી રહે એવા નહોતા. લાજ લૂટનારને તો તેઓએ તે ઠેકાણેજ ઠાર કરી નાંખ્યાં, અને ઠેકાણે ઠેકાણે આ પરદેશીઓની ઝૂસરી કેમ કાઢી નંખાય તેની મસલતો થવા લાગી.

દેશ-છૂટકારાના આ ઉદ્યોગમાં વિલિયમટેલ સૌથી આગળ પડતો હતો. તે ઈ. સ. ૧૨૭૫ માં લુસર્ન સરોવર ઉપર ઊરિ પ્રગણાના બ્યૂર્ગલેન નામના એકાંત ગામમા જન્મ્યો હતો. તે એરૂનો ધંધો કરતો અને તેમાં તે મહા ઉદ્યોગી, ખંતી, તથા પ્રમાણિક હતો. આખા મુલકમાં એના જેવો કોઈ પણ તીર મારનારો ન હોતો, અને તેમજ સુસર્ન સરોવરમાં હોડી ચલાવવામાં કોઈ ખારવો પણ તેની બરાબરી કરી શકતો નહિ. એ આવો બહાદુર ને પરાક્રમી હતો તેની સાથે ડાહ્યો પણ તેવોજ હતો. હજીસુધી દેશમાં જે જુલમ થતો હતો તે મૂગે મોંઢે જોયાજ કરતો,પણ બીજા ઉછાંછળાઓની પેઠે બોલી બગાડતો નહિ. એ વિચારતો કે કાંઈ કરતાં પણ એ જુલમગાર પોતાની મેળે સમજે તો સારૂં. પણ એનો તો જુલમ વધતોજ ગયો અને આખરે એણે જોયું કે હવે બહાર પડ્યા વિના છૂટકો નથી. આજસુધી પોતાના મનમાં જે વિચાર ઘોળાયા કરતા હતા તે એણે ઘરમાં પણ કોઈને કહ્યા નહોતા. પણ એ દાહાડે સાંજે એણે પોતાની સ્ત્રીને એકાંતમાં બોલાવી ગંભિરાઈથી કહ્યું કે હવે મારે દેશને માટે બહાર પડવાનો વખત આવ્યોછે, અને તેથી તારે મારી તર્ફની કાંઈ ફિકર રાખવી નહિ. એવી વાત થાયછે એટલામાં એના પરમમિત્ર આર્નોલ્ડના ઘરડા બાપને તેની દીકરી ત્યાં દોરી લાવી અને જોવછેતો પેલા ચંડાળ અમલદારે તેના ડોળા ડામ દઈને ફોડી નંખાવ્યા હતા. આર્નોલ્ડ ક્યાંછે એમ પૂછતાં માલમ પડ્યું કે તેને તો પોતાના જીવને માટે ડુંગરામાં નાસી જવું પડ્યું છે.આ સાંભળી વિલિયમટેલ ટપ ઉઠ્યો અને તે ક્ષણથી પોતાની જિંદગી દેશ કલ્યાણમા અર્પણ કરી. હવેથી એ જુલમગારનું રાજ શી રીતે જાય તેનીજ તજવીજમાં મંડ્યો રહ્યો; વરના ચામડાનો ડગલો પહેરી તે રાત્રે ડુંગરોમાં ભટકી લોકોને ઉશ્કેરવા એક તર્ફ ગયો અને બીજી તર્ફથી પોતાના છોકરા વાલ્ટરને મોકલી આર્નોલ્ડને કાહાવ્યું કે તું પણ તે તર્ફ બધે ફરી વળીને લોકોને તૈયાર કર. એ રીતે કેટલાક વખતસુધી ભારે ઉદ્યોગ ચાલ્યો. લોકો રાત્રે ડુંગરો ઉપર ભેળા થાય, મસલત કરે અને મરવું કે મારવું એવી પ્રતિજ્ઞા

લઈ છૂટા પડે. વિલિયમટેલ બધાને ટોકતો કે વગર સમજે ઉતાવળ કરશો નહિ, અને તેથી જ્યારે તે ડુંગરા સળગાવે ત્યારે બધાએ એકદમ બહાર પડવું એવો બેત કરી રાખ્યો હતો. મુસલમાનોની સાથે લડવામાં મરાઠાઓએ પણ શિવાજીના વખતમાં બંડનું આ ચિન્હજ રાખ્યું હતું.

આ પ્રમાણે જુક્તિઓ ચાલેછે એટલામાં એક બનાવ એવો બન્યો કે વિલિયમ ટેલને એકદમ બહાર પડવાની જરૂર પડી. એ બધે બંદોબસ્ત કરીને પાછો પોતાના ગામમાં આવ્યો, ત્યારે જોયછે તો ગામના ચોક બજાર-માં લશકરની એક ટુકડી ઉભીછે, વચમાં ઉંચે એક પાદશાહી ટોપી ટાંગીછે, અને તેને સઘળા રાહદારીઓ નીચા વળીવળીને સલામ કરી ચાલ્યા જાય છે. કંસરાજાએ મથુરામાં પોતાનું ધનુષ્ય પૂજાવ્યું હતું તેના જેવું આ થયું. બહાદુર વિલિયમ આ ટોપીને કેમ નમે ? તેતો જોઇજ રહ્યો, અને વિચારમાં પડ્યો કે શું મારા દેશીઓ છેક આવા નીચ થઈ ગયાછે કે આ જુલમગારની ટોપીને પણ નમતાં લજવાતા નથી ! એવામાં સિપાઇઓએ આવી એનું કાંડું ઝાલ્યું, અને બળાત્કારે સુબાની આગળ ઘસડી ગયા, કેમકે તેમને વરદી આપી મૂકી હતી કે જે મારી ટોપીને ન નમે તેને પકડી લાવવો. સુબાની હજુરમાં કાંઇપણ ગભરાયા સિવાય વિલિયમટેલે જવાબ દીધો કે ટોપીને નમવાનો આપે હુકમ કાઢ્યો છે કે કાઢશો એ મારા જાણવામાં નહોતું. આ-ગલે દિવસે ટેલના છોકરા વાલ્ટર ને પણ કાંઈ સ્વતંત્રપણે બોલવાને માટે પકડીને કેદ કર્યો હતો, અને તેનું મોહું એને બહુ મળતું આવવાથી સુબાએ પૂછ્યું કે તારૂ નામશું ? એણે જવાબ દીધો કે વિલિયમ ટેલ. આ સાંભળતાંજ એણે નિશ્ચય કર્યો કે આ નામીચા બાણાવળીને ગમેતે કરે તોપણ જીવતો જવા દેવો નહી. તે છતાં છકેલા અમલદારોના સ્વભાવ પ્રમાણે એણે હસીને કહ્યું કે તું આખા મુલકમાં જબરો તીરંદાજ કહેવાયછે તે વાતનું મારે પારખું જોવુંછે. તારા છોકરાના માથા ઉપર એક સફરજંગ મૂકું, અને તું સો વારને છેટેથી વિંધી નાંખે, તો જાઓ તમારા બનેનો ગુનોહ માફછે. આ જંગલી નિર્દય બોલ સાંભળી વિલિયમટેલે કાંઈ પણ જવાબ આપ્યો નહિ. ત્યારે પેલાએ ચીડવાઇને કહ્યુ કે જો મારી સરત કબુલ કરતો નથી, તો તારી નજર આગળજ તારા છોક-રાને હું પહેલવહેલો મારી નંખાવુંછું અને પછીથી તારો વારો. (અપુરૂં)

———०००———

# केळवणीखातानी खबरो.

આ. નં. ૫૨ થી ૫૬

રે. પં.

ભાદરવા,—મહેરબાન ઠાકોરસાહેબ મહારાણાશ્રી અદેસીંગજી મહારાજ તથા કારભારી રાજેશ્રી કલ્યાણભાઈ તથા રાજેશ્રી બલાભાઈ તથા સ્વસ્થાન ખાળકાના મેં. થાણદારસાહેબ સામળભાઈ તથા સર્વ કચેરી મંડળ તથા કમિટિના મેમ્બરો અને ગામના બીજા સદગ્રહસ્થોએ પધારી પરીક્ષા કરી રૂ૧૧) ચોપડીઓ રૂ૨) પતાસાં રૂ૭) મહેતાજીને પાઘડી કુલ રૂ૨૦)નું ઇનામ વહેંચ્યું.—શહેરા, વાર્ષીક પરીક્ષાનું ઇનામ વહેંચતી વખત ગામના સદગ્રહસ્થોની રૂબરૂ ગોધરાના દેશાઈ ભાઉરાવ રણછોડરાયજી રૂ૫ા તથા પોલીશપટેલ દેશાઈ મનસુખ કુંવરજી રૂ૦॥ રા. અંબાલાલ ભગવાનજી રૂ૦॥ રા. છગનલાલ શંકરરામ મીઠાપોરના રૂ૦॥ કુલ રૂ૨)નું ઇનામ વહેંચ્યું.—રામપટેલનુંમુવાડુ, વાર્ષીક પરીક્ષાનું સરકારી ઇનામ વહેંચતી વખત ગામના સદગ્રહસ્થો અને કમિટિના મેમ્બરોએ મળી કુલ રૂ૩ાનું ઇનામ વધારે વહેંચ્યું તેના નામ રૂ૧) માજી ફર્સ્ટકલાસ હેડકાન્સ્ટેબલ જમાનખાં મારખાં રૂ૧) હાલના ફર્સ્ટકલાસ હેડકાન્સ્ટેબલ મોતીભાઈ જેઠાદાસ રૂ૦॥ પટેલ હરિભાઈ શંકરદાસ રૂ૦। પટેલ રણછોડ ગોવિંદ રૂ૦॥ તલાટી માંજીલાલ મોતીરામ

(ઇંગ્રેજીસહી) માધવલાલ હરિલાલ.

ડે. એ. ઈ. રે. પં. મહાલ.

---

ગોહીલવાડ.

જા. નં. ૨૦૫.

ભંડારીયા—ગરાસીઆ મુળુભાઈ સરતાનજી રૂ૦-૩-૦ મીઠાઈ—કોળીયાક. માગજી દુલભ રૂ૧) મીઠાઈ—આપજ. રેવાશંકર કાશીરામ રૂ૧) મીઠાઈ-રૂ૦-૮-૦ દરમહીને પાણી પાવું નરસીદાસ નાગરદાસ રૂ૦-૮-૦ મીઠાઈ—આંબા. પટેલ. દેવરાજ ભવાન રૂ૦-૮-૦ મીઠાઈ રૂ૦-૮-૦ મહેતાજીને, પટેલ. મુળજી ઉકાભાઈ રૂ૩) ચોપડીઓ રૂ૧) મીઠાઈ રૂ૩) મહેતાજીને કુલ રૂ૭) સૈયદ ગીગા મીરાજી રૂ૦। મીઠાઈ—ભીંગરાડ. શા. ભવાન શામજી રૂ૧) મીઠાઈ, મહેતાજી પનજી મોરારજી રૂ૧) મીઠાઈ—જુનાસવાર. મગ-

નલાલ પીતમલાલ-પોપટ અમરશી છોકરાઓને બે માસ સુધી પાણી પાયું—સથરા. અખજી ભીમજી રૂ૦ પતાસાં—ખુંટવડા. પ્રેસીડેન્ટ શામજી નરભેરામ ૨૧) મીઠાઈ વ્રજલાલ રામેશ્વર ૨૦-૮-૦ મીઠાઈ પરસોતમ માધવજી ૨૦ાા મીઠાઈ, ધર્મશી નાગજી ૨૦-૮-૦ મીઠાઈ, બાણજી ભેઘજી ૨૦ાા હરજીવન મનજી ૨૦ મીઠાઈ. ગોરધન હેમરાજ ૨૦ મીઠાઈ—કલસાર. ફોજદાર દુલભરાય ભગવાનદાસ ૨૧) મીઠાઈ—કોટડાપીઠા. તાલુકદારોએ ૨૧ા મીઠાઈ, જમીદારે ૨૧ા મીઠાઈ, મમ્બરોએ ૨૧ા મીઠાઈ—ગઢડા કંન્યાશાળા. મહેરબાન ભાવનગર દરબાર સાહેબ તરફથી ૨૫-૩-૩ ચોપડીઓ—જસાલપોર. વળીઆ લવજી વીરજી ૨૦-૮-૦ મીઠાઈ—દડવા. સ્કૂલ કમિટિ તરફથી ૨૦ાા મીઠાઈ—સમઢીઆળા. પટેલ. કાળા હીરા તરફથી ૨૨) મહેતાજીને પાઘડીના—બાટાદ કંન્યાશાળા. રા. નૈતમરામ ઇચ્છારામ તરફથી ૨૦ાા ચાંદલા કુલ ૨૧)—ગઢડા. ઈંચાર્જ ડાકટર રામચંદ્ર યશવંત ૨૧) મીઠાઈ, ઠકર. મોતી લવજી ૨૧) મીઠાઈ—ખોપાળા. મેં. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ ૨૦ મીઠાઈ—લીલીઆ. મહેરબાન ભાવનગર દરબાર તરફથી ૨૧૧-૮-૦ ગુણપાટના કટકા (૨)—આંબા. સુકલ. રઘુરામ નથુરામ તથા બાવા ગંગારામ હરજીવનદાસે મળી ૨૦-૮-૦ ચોપડીઓ ૨૦-૪-૦ મીઠાઈ ૨૦-૮-૦ મહેતાજીને કુલ ૨૧-૪-૦ સુકલ. હરજીવન જીભાઈ ૨૦-૫-૦ મીઠાઈ—જોત્રોડા. ઇચ્છાશંકર જટાશંકર ૨૦ાા ચોપડીઓ—ભીંગરાડ. મેં. ભાવનગર દરબાર સાહેબની તરફથી ૨૫-૪-૦ ઇનામ વહેંચ્યું—મેં. ભવાન શીંગજી ૨૦-૪-૦ પતાસાં—વીજપડી. મેં. ભાવનગરના સરન્યાયાધીશ સા. વીઠ્ઠારામ મોતીરામ તરફથી કેરીઓ—વંડા. એજન ન્યાયાધીશ સાહેબ ૨૦-૮-૦ પતાસાં વંડા સ્કૂલ કમિટિ તરફથી ૨૦-૧૨-૦ પતાસાં—ઝાંઝમેર. ગામના ગૃહસ્થોએ ૨૦-૬-૦ મીઠાઈ—સુલતાનપોર. રા. મગનલાલ રામજી, સાકરલાલ મનસુખરામ, પ્રતાપરામ વજેશંકર, નરનીધરા હરજીવનદાસે મળી ૨૧) મીઠાઈ—તલાજા કંન્યાશાળા. મેં. ભાવનગર દરબાર સાહેબ તરફથી ૨૫) ચોપડીઓ—આંકળ.-નથુમીયાં ઉતાવળા મીયાં ૨૧) મીઠાઈ—હડમતીયા. આ. વહિવટદાર બાપુરાવ બાબાજી ૨૦-૮-૦ મીઠાઈ—દરડ. રાજેશ્રી ગુજરાય ગુલાબરાય ૨૦-૧૨-૦ મીઠાઈ—હળીવાદ. ઠાકોર સાહેબ વખતસીંગજી, કુમારશ્રી અભેરાજજી તથા કારભારી સાહેબ. ખજીભાઈ મણીશંકર

૩૧-૮-૦ ચોપડીયો, ૩૧) મીઠાઈ ૩૧) મહેતાજીને પાધડીનો કુલ ૩૩-૮-૦ રાજેશ્રી સારાભાઈ અમલરામ ૩૧-૮-૦ મીઠાઈ—લીંબડા. સ્કૂલ કમિટિના મમ્બરોએ ૩૨-૨-૦ ચોપડીયો—બાઢી. ઠાકોરશ્રી બાપુભા સાહેબ તરફથી ૩૩-૦-૦ મીઠાઈ, વસુલાતી અધિકારી રા. વજેશંકર લાધાભાઈ ૩૧-૧૪-૦ મીઠાઈ—લાઠી કંન્યાશાળા. મેં. કારભાઈ સાહેબ તરફથી ૩૧) મીઠાઈ ૩૬) મહેતાજીને કુલ ૩૭) નું ઇનામ વહેચ્યું—તા૦ ૧૮-૬-૮ મુ. વળા.

(ઈંગ્રેજી સહી.) કનૈયાલાલ ગિરધરલાલ.

સ. ડે. એ. ઈ. પ્રાં. ગોહીલવાડ.

---

# सारसंग्रह.

દાક્તર જી બ્યૂહ્લર—આપણા એ જૂના અને પ્રખ્યાત એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર સાહેબ ૧૩મી સપ્ટેંબરને રોજ પેન્સલ લઇ વિલાત સિધાવ્યાછે અને એમની જગો ઉપર મહેરબાન ઇ. જાઇલ્સ સાહેબ પધાર્યાછે.

હિંદુસ્તાનની વસ્તી ગણવાને—સારુ આવતા ફેબ્રુઆરી માસની ૧૧મી તારીખનો દિવસ મુકરર કરવામાં આવ્યોછે.

ઓનરેબલ ગોપાળરાવ હરિ દેશમુખ—આ જાણીતા ગૃહસ્થને મુંબાઇની કાયદા બાંધનારી સભાના મેંબર સરકારે ઠેરવ્યાછે અને આશાછે કે ગુજરાતમાં સાર્વજનિક કામો કરીને જેવી કીર્તિ મેળવી હતી તેવી આ મોટે અને વધારે ઉપયોગી ઠેકાણે પણ મેળવશે.

પક્ષીઓને બીહીવડાવનારો સંચો—કેનડાલ ખાતે મી. સકિલ્સ નામે ધણીએ પક્ષીઓને બીહીવડાવીને નસાડવા માટેનો એક સંચો બનાવ્યોછે. એ સંચો એક નાની પેટીના આકારનો છે, અને તે ઘડીયાળની માફક ચાલ્યા કરેછે, અને કુંચી આપી રાખવાથી અમુક વખતને આંતરે તેમાંથી બંદુકના માફકના અવાજો નીકળતા રહેછે.

પોટોગ્રાફ લેવાના હુનરમાં નવો સુધારો—પોટોગ્રાફીના હુનરની શોધ થઇ ત્યારથી તે આજ સૂધીમાં તેમાં તરેહવાર સૂધારાઓ થયાછે, પણ તે સર્વેમાં અગત્યનો સુધારો હાલમાં થયોછે. તે સુધારો ગમે એવી ઝડપની ગતિવાળી ચીજોના પોટોગ્રાફ લેવામાં થયોછે. ઉડતાં પક્ષીઓ,

ઘોડાની શરતો, અને ચાલતી રેલવે ટ્રેનોના ચિત્ર એ નવા સુધારાની મદદથી સહેલમાં લેવાઇ શકાયછે એટલુંજ નહિ પણ વીજળીના ચમકારાના પણ ફોટોગ્રાફો લેવાયછે.

હાથનું બનાવેલું ઉન—ન્યુયાર્ક ખાતેની મૉનથપોર ન્યુમેનની કંપની નામે એક કંપનીએ કેટલીક રસાયણી મેળવણીઓની મદદથી રૂ થયજાં સણ અને જુટના શાખાઓમાંથી ઘેંટાના ઉનની બરાબરી કરી શકે એવું ઉન બનાવવાની કળા શોધી કહાડીછે.

ધાકૂના સંચાને અગત્ય વેળા તુરત અટકાવવાની કળા—મો. જેમ્સ સ્ટેડનામે એક ધણીએ એક એવી કળા શોધી કહાડીછે કે જેની મદદથી એક મીલમાં કોઇબી ઠેકાણે કામ કરતું માણસ અકસ્માત્ વેળા તુરત મીલનું એનજીન ચાલતું અટકાવી શકે. તે એછેકે, એક ચોકસ ચાંપ દાબવાથી વીજળી ઉત્પન કરનારો એક ગોળો ફરતો થાય છે, અને તે ગોળો ઈનજીનની ગતિ અટકાવ નારી "સ્ટાપવાલવ" ઉપર જઇ પડેછે જેથી તરતજ આખું કારખાનું બંધ પડેછે. એ કળા અતિઘણી સહેલી હોવાથી કોઇબી સંચા કામથી અજાન માણસ યા એક નાનુ છોકરૂં બી અટકાવી શકશે. આ શોધની મદદથી કારખાના ઓમાં બનતા અકસ્માતો તથા જનોની ખોઆરીનો કેટલેક દરજ્જે અટકાવ થશે.

કચ્છના દિવાન—રાવબાહાદુર મણિભાઇએ પોતાના ઓધાનું રાજીનામું આપ્યુંછે, અને તે ઠેકાણે રાવસાહેબ નંદશંકર તુળજાશંકરની સરકારે નેમણુક કરીછે. આ ગૃહસ્થ ગૂજરાતી તથા ઇંગ્રેજી ભાષાના એક ઘણાજ સારા વિદ્વાન અને હોંશીઆરી તથા પ્રમાણિકપણાને માટે બધાને જાણીતાછે.

જેપુરના મહારાજ રામસિંગજી—દેવલોક થયાછે. એ રાજા કેળવાએલો, ડાહ્યો, ને રાજા પ્રજાના ધર્મ સારી રીતે સમજનાર હતો. એણે પોતાના રાજમાં ઘણા સુધારા દાખલ કર્યા હતા. એ રાજાનો જન્મ સને ૧૮૩૩ માં થયો.

મિ. ટી. સી. હોપ. સી. એસ. આઈ—ને કલકત્તામા ફિનાન્શિએલ ખાતાના સેક્રેટરી નીમવામાં આવ્યાછે.

ગ્રેટ બ્રીટનની આબાદી—સને ૧૮૬૯-૭૦ને ૧૮૭૯-૮૦નો મુકા

ખલી કરતાં માલમ પડેછે કે વસ્તી સેંકડે ૧૧,ઉપજ ૮, દેશની દૌલત ૩૦, વેપાર ૧૨, વહાણોનું એડાણ ૧૬, વણકર કામ ૨૯, ખાણોની નિપજ ૪૫, રેલવેનો વેપાર ૪૫, ટપાલ ખાતાની ઉપજ ૪૫, નિશાળો ૧૨૨, જાહેર ગુનાહમાં સુધારો ૧૩, અને ગરીબોની સ્થિતી ૧૯ ટકા સુધરીછે.

દેશની દોલત ઇન્કમટાકસની ઉપજ ઉપરથી ગણવામાં આવીછે. સેવિંગ્ઝ બેંકમાં ગરીબોએ થાપણ મૂકી હતી તે ઉપરથી જોતાં પણ લોકોની આબાદી સાબીત થઈ આવીછે. દશવર્ષ ઉપર ૫૧ પઉંડ જમે હતા તેને ઠેકાણે હાલ ૭૬ પઉંડ થએલાછે.

વણવાના કારખાનાઓમાં ૧૨૪૮ પઉંડ પાઉંડ ૨ તથા ઉન આ વરસે વપરું હતું. રેલવેની ઉપજ ૫૯ કરોડ રૂપિયા થઈ હતી; ટપાલ ખાતાની માર્ફતે ૧૨૩૯ પઉંડ કાગળો ગયા હતા.

એ વર્ષે ૨૯ લાખને ૮૦ હજાર છોકરા નિશાળોમાં ભણતા હતા. વસ્તી કરતાં ભણનારનો વધારો ૧૧ ગણો હતો.

ચિલિને પીરૂ વચેની લડાઈ—પૂરી થઈછે અને બોલિવિયાનો પ્રાંત તેમની વચે અમુક રીતે વહેંચી લેવાનો ઠરાવ થયોછે.

નૈનીતલ—એ નામનું વાયવ્ય પ્રાંતોમાં સાહેબ લોકોને હવાખાવાનું સારૂં ડુંગરી સ્થળછે. ત્યાં ડુંગર ધસી પડવાથી ઘણાક બંગલા તથા સાહેબો દબાઈ ગયાછે. એજ સમયે રામપુરના રાજમાં મોરાદાબાદ તથા બરેલી પ્રગણાઓમાં ભારે રેલો આવી હતી અને તેથી કેટલાક ગામડા ખેંચાઈ ગયાંછે.

તાવથી મરણ—સને ૧૮૭૯ નો તનદુરસ્તી ખાતાનો રીપોર્ટ છપાયો છે તે ઉપરથી માલમ પડેછે કે મુંબાઇ ઇલાકાની એક કરોડને ૬૨ લાખની વસ્તીમાં ૩ લાખ ૮૭ હજાર મરણ થયા તેમાં પોણોભાગ તાવથી નીપજ્યાં હતાં.

જેપુરનો નવો મહારાજ—ઇસારદાના ઠાકોરના નાના કુંવર કાયમસિંગને સ્વર્ગવાશી માહારાજે પોતાની હેયાતીમાંજ રાજના વારસ કર્યા હતા તે સવાઈ માધવસિંગ એવું નામ ધારણ કરી જેપુરની ગાદીએ બિરાજમાન થયાછે. એની ઉમર ૧૯-૨૦ વર્ષની છે અને જાતે ખૂબસુરત, હોંશિયાર, તથા સદ્ગુણી કહેવાયછે.

શેઠ મોરારજી ગોકળદાસ—પોતાના પરોપકારી કામને માટે પંકાએલા તથા કાંઉન્સલમાં સ્વતંત્રપણા માટે આગળ પડેલા હાનર્બલ ભાટીઆ શેઠ મોરારજી ગોકળદાસ ગયા માસમાં ૪૯ વર્ષની ઉમરે દેવલોક થયાછે.

ત્રણત્રણ બાળક જણનારી બાઇડી—કહેછે કે વિલાયતમાં એક બાઇડીએ ગયા બારમાસમાં એકવાર ત્રણ અને બીજીવાર બે બાળકને જન્મ આપ્યો હતો. એ પહેલાંના બે વરસમાં એણે ત્રણવાર જણ્યું હતું તેમાં બેવાર બે અને એકવાર ત્રણ છોકરાં અવતર્યાં હતાં.

---

# पुस्तकोनी पहोंच.

અપભ્રષ્ટ શબ્દ પ્રકાશ, અથવા, સંસ્કૃત, ફારસી, આરબી ઇત્યાદિ ભાષાના મૂળ શબ્દોનું રૂપ બદલાઇને ગુજરાતીમાં વપરાતાં શબ્દોનો કોષ, વડોદરાની વર્નાક્યુલર કાલેજ આફસાયન્સના સંસ્કૃત શિક્ષક પ્રભાકર રામચંદ્ર પંડિતે બનાવીને પ્રસિદ્ધ કર્યો છે તેની એક પ્રત અમને પહોંચીછે. એ ગ્રંથને આઠપેજી ૧૧૮ પૃષ્ટ છે અને તેની કિમત રૂ૧ રાખી છે. એ ગ્રંથ ઘણી મહેનત લઇને તથા શોધ કરીને બનાવ્યો જણાય છે, અને ગૂજરાતી ભાષાના પંડિતોએ એનો ભાવથી સત્કાર કરવો જોઇએ. એજ ગ્રંથકારે મરાઠીમાં પણ એવું એક પુસ્તક બનાવ્યું છે.

પુસ્તકમાળા. અંક ૫ મો, પ્રગટ કરનાર વડોદરા સ્વદેશ હિતવર્ધક મંડળી, ને કિંમત એકપાઇ. એનું નામ સુબોધ પાડ્યું છે અને વિષયનો મેળ રાખ્યા વિના એમાં જુદી જુદી બાબતોનો ટુંકામાં સારો બોધ કર્યો છે.

સંપવિજય. નામની એક કવિતાની ૫૮ પાનાની ચોપડી તેના બનાવનાર ભવાનીશંકર નરસિંહરામની તરફથી મળીછે. એની કિંમત ૬ આનાછે.

---

## જાહેર ખબર.

જા. નં. ૮૪ સને. ૧૮૮૦-૮૧-

રાજકોટ ટ્રેનિંગકોલેજની સને. ૧૮૮૦ ની સાલની પ્રવેશક પરીક્ષામાં ૮૮ ઉમેદવારો આવેલા, તેમાંથી નાની તથા મોટી ઉમરના મળી ૪૯ ઉમેદવાર પાસ થયા તેમનાં નામ નીચે મુજબ.

| નંબર. | નામ. | ક્યાં ભણેલો. |
|---|---|---|
| ૧ | જટાશંકર પુરૂષોત્તમ | ભાવનગર. |
| ૨ | ખકોર વીરચંદ | પાણશીણા |
| ૩ | નાગરદાસ વૈકુંઠ | ભાવનગર. |
| ૪ | ડાહ્યા વીરચંદ | પ્રાણશીણા. |
| ૫ | છગન વહાલજી | વઢવાણ. |
| ૬ | કલ્યાણજી હંસરાજ | નવાનગર. |
| ૭ | લાલસિંગ હરિસિંગ | બાટવા. |
| ૮ | જેરામ વશરામ | નવાનગર. |
| ૯ | ઉજમશી કમળશી | વઢવાણ. |
| ૧૦ | ગોપાળજી દેવજી | રાજકોટતા૦ |
| ૧૧ | નાથારામ જેઠારામ | ખોડુ. |
| ૧૨ | મણિશંકર રતનજી. | હળવદ. |
| ૧૩ | નગીનદાસ શવચંદ | ગોધાવી. |
| ૧૪ | કરૂણાશંકર પ્રાગજી | કુંડલા. |
| ૧૫ | કાશીરામ શામજી | ભાવનગર. |
| ૧૬ | કરસનજી બાવા | રાજકોટતા૦ |
| ૧૭ | છોટાલાલ જેઠાભાઈ | ખોડુ. |
| ૧૮ | ખુશાલ મંગળદાસ | બોટાદ. |
| ૧૯ | શિવશંકર લીલાધર | ખંભાળીઆ |
| ૨૦ | ઉજમશી લલુ | લીમડી. |
| ૨૧ | લાલજી બાઈશંકર | વઢવાણ. |
| ૨૨ | છગનલાલ મોતીલાલ | લખતર. |
| ૨૩ | ભગવાનજી બાપા | બગસરા. |
| ૨૪ | કમળશી ઉકા | બગસરા. |
| ૨૫ | સના શામજી | કુંડલા. |

| નંબર. | નામ. | ક્યાં ભણેલો. |
|---|---|---|
| ૨૬ | રળીયાત મયારામ | સાણંદ. |
| ૨૭ | ગોરધન જેશંકર | વઢવાણ. |
| ૨૮ | આત્મારામ પુરૂષોત્તમ | ભાવનગર. |
| ૨૯ | પ્રહ્લાદજી દુલભરામ | ભાવનગર. |
| ૩૦ | નાથાભાઈ ભગવાન | ભાવનગર. |
| ૩૧ | જટાશંકર કલ્યાણજી | સાયલા. |
| ૩૨ | જીવણદાસ કલ્યાણદાસ | રાજકોટતા૦ |
| ૩૩ | દુર્ગાશંકર રણછોડ | ઉમરેઠ. |
| ૩૪ | મગનલાલ હરિશંકર | રાજકોટસ્ટે૦ |
| ૩૫ | બાઈશંકર ભવાનીશંકર | લખતર. |
| ૩૬ | કરૂણાશંકર કાશીદાસ | દુધરેજ. |
| ૩૭ | જોઈતારામ રણછોડ | ઉમરેઠ. |
| ૩૮ | શિવલાલ ગોવિંદજી | વઢવાણ. |
| ૩૯ | ગંગારામ કાશીરામ | સાયલા. |
| ૪૦ | કહાનજી માધવજી. | વઢવાણ. |
| ૪૧ | હરગોવિંદ દયારામ | ખોડુ. |

### નાની ઉમરના.

| નંબર. | નામ. | ક્યાં ભણેલો. |
|---|---|---|
| ૧ | ગુલામહુસેન રેહેમજી | તળાજા. |
| ૨ | છગન શામજી | વઢવાણ. |
| ૩ | જશરાજ ખોડીદાસ | વઢવાણ. |
| ૪ | કેશવજી કાલુ | વઢવાણ. |
| ૫ | ચત્રભુજ કુબેરજી | લીમડીનં.૨ |
| ૬ | મોહન છગન | લીમડીનં.૧ |
| ૭ | અંબાશંકર ભવાનીશંકર | તળાજા. |
| ૮ | નાગરદાસ મૂળચંદ | સાયલા. |

રાજકોટ ટ્રેનિંગકોલેજ<br>તા. ૨૨ માહે અકટોબર સને ૧૮૮૦

નવલરામ લક્ષ્મીરામ.<br>પ્રિન્સિપાલ. ટ્રે. કોલેજ. રાજકોટ.

જા. નં. ૮૫ સને ૧૮૮૦-૮૧.

રાજકોટ ટ્રેનિંગ કોલેજની સને. ૧૮૮૦ ની સાલની પ્રવેશક પરીક્ષામાં ક્યા ક્યા ગામના મહેતાજીઓએ કેટલા ઉમેદવાર પાસ કરાવ્યા તે જણાવનાર પત્રક.

| ગામનુંનામ. | કેટલા પાસ. | કેટલામાંથી. | સેંકડે કેટલા પાસ. | પાસ સંખ્યામાં નાની ઉમરે વાળા કેટલા. | ગામનુંનામ. | કેટલા પાસ. | કેટલામાંથી. | સેંકડે કેટલા પાસ. | પાસ સંખ્યામાં નાની ઉમરે વાળા કેટલા. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| વઢવાણ. | ૯ | ૧૦ | ૯૦ | ૩ | બાંટવા. | ૧ | ૧ | ૧૦૦ | ૦ |
| ભાવનગર. | ૬ | ૬ | ૧૦૦ | ૦ | સાણંદ. | ૧ | ૧ | ૧૦૦ | ૦ |
| રાજકોટ ત.લુકો. | ૩ | ૩ | ૧૦૦ | ૦ | ગોધાવી. | ૧ | ૧ | ૧૦૦ | ૦ |
| ધોળુ. | ૩ | ૩ | ૧૦૦ | ૦ | લીમડી નં. ૨. | ૧ | ૧ | ૧૦૦ | ૧ |
| સાયલા. | ૩ | ૩ | ૧૦૦ | ૧ | હળવદ. | ૧ | ૨ | ૫૦ | ૦ |
| કુંડલા. | ૨ | ૨ | ૧૦૦ | ૦ | જંભાળીઆ. | ૧ | ૩ | ૩૩.૩ | ૦ |
| નવાનગર. | ૨ | ૨ | ૧૦૦ | ૦ | રાજકોટસ્ટેશન. | ૧ | ૩ | ૩૩.૩ | ૦ |
| તળાજા. | ૨ | ૨ | ૧૦૦ | ૨ | વાંકાનેર. | ૦ | ૮ | ૦ | ૦ |
| પાણશીણા. | ૨ | ૩ | ૬૬.૬ | ૦ | ચુડા. | ૦ | ૪ | ૦ | ૦ |
| લખતર. | ૨ | ૪ | ૫૦ | ૦ | મૂળી. | ૦ | ૨ | ૦ | ૦ |
| બગસરા. | ૨ | ૪ | ૫૦ | ૦ | ગોંડલ. | ૦ | ૨ | ૦ | ૦ |
| ઉમરેઠ. | ૨ | ૫ | ૪૦ | ૦ | ગાંફ. | ૦ | ૨ | ૦ | ૦ |
| લીમડાનં.૧ | ૨ | ૫ | ૪૦ | ૧ | લોધીકા. | ૦ | ૨ | ૦ | ૦ |
| દૂધરેજ. | ૧ | ૧ | ૧૦૦ | ૦ | શીહાણી. | ૦ | ૧ | ૦ | ૦ |
| બોટાદ. | ૧ | ૧ | ૧૦૦ | ૦ | સરધાર. | ૦ | ૧ | ૦ | ૦ |
| | | | | | | ૪૯ | ૮૮ | ૫૫.૬ | ૮ |

રાજકોટ ટ્રેનિંગકોલેજ. } નવલરામ લક્ષ્મીરામ.

તા. ૨૨ માહે અકટોબર સને ૧૮૮૦ } પ્રિન્સિપાલ, ટ્રે. કોલેજ, રાજકોટ.

## અમદાવાદ સાઠોદરા નાગર જ્ઞાતિ તરફથી રા. રા. રણછોડભાઈ છોટાભાઈનું રૂપીઆ પચીસનું ઇનામ.

---

સાઠોદરા નાગર જ્ઞાતિમાં હાલમાં ચાલતાં લગ્નના અને લગ્ન સંબંધી શા શા શિરસ્તા છે, તેનાં શાં શાં પરિણામ થાયછે, અને તેથી જ્ઞાતિજનનાં વિસ્તાર, સંખ્યા, સમૃદ્ધિ ઉપર કેવી અસર હોય છે તે,–તથા તેમાં શા શા સુધારાની જરૂરછે, વર્તમાન રૂઢિમાં કયી કયી ખામી ભરેલીછે, તે માટે શા શા ઉપાય યોજવા કે જેથી જ્ઞાતિની વૃદ્ધિ થાય–આ સંબંધી "નાગર ઉદય" નાં ૨૪ પાનાંનો શુદ્ધ સરળ ગુજરાતીમાં, અમદાવાદ, નડિયાદ, ડભોઈ, ચાણોદ, અથવા ગમે ત્યાંના સાઠોદરા નાગર ગૃહસ્થ કે, વેદ પુરુષમાંથી કેળવાયેલા ઉછરતા જુવાન વિદ્વાન કે પાકી વયના પુખ્ત અનુભવી પુરૂષ કે કોઈ પણ " નિબંધ લખી મોકલશે, તો તે જ્ઞાતિના ચાર પરીક્ષકોએ તપાસે જેનો યોગ્ય લાગે સારો હશે પસંદ પડશે તેને રૂપીઆ પચીસ ઇનામ આપવામાં આવશે. નિબંધ સંવત ૧૯૩૭ ના માઘ માસની મહાશિવરાત્રિના દિવસ પહેલાં અમદાવાદ સાઠોદરા નાગરજ્ઞાતિના વહીવટદાર રા. ગોવિંદલાલ અમરતલાલ તરફ બારોબાર કે "નાગર ઉદય" મારફત મોકલવા. નિબંધકારે નિબંધમાં પોતાનું નામ ન લખવું. નામ તથા નિબંધ ઉપરની નિશાની સોધપણાને માટે જુદા બીડામાં અને નિશાની બીડા ઉપર જણાવવાં.

| સાઠોદરા નાગર હિતેચ્છક સભા<br>અમદાવાદ.<br>સં. ૧૯૩૬ ભાદ્રવદ ૧ રવિવાર. | હરિલાલ હર્ષદરાય.<br>સા. ના. હિ. સ. મંત્રી. |
|---|---|

---

गूजरात शाळापत्र

પુસ્તક ૧૯ મું. ડીસેમ્બર સન ૧૮૮૦. આંક ૧૨ મો.

# कॆळवणी खातानॆ लगतो मुंबाइ सरकारनो नवो ठराव.

અમારા વાંચનારને યાદ હશે કે મુંબાઇ ઇલાકાનું કેળવણીખાતું સુધારવાના હેતુથી તેને રેવિન્યુખાતાને સ્વાધિન કરવાનો વિચાર કેટલાક વખતથી ચાલતો હતો, અને ગયા જ્યુન માસમાં તેમ કરવાનો હુકમ પણ સરકારની તર્ફથી થઈ ચૂક્યો હતો. પરંતુ એકદમ એવો મોટો ફેરફાર કરવાનો હુકમ અમલમાં આણતાં બંને ખાતાવાળાઓને ઘણી હરકતો માલમ પડી, અને તેથી તે મુલતવી રાખી સરકારમાં ઘણુંક લખાણ ગયું. તે ઉપરથી મુંબાઇની સરકારે રેવિન્યુ તથા કેળવણીખાતાના કેટલાક અનુભવીઓની કમિટી મુકરર કરી હતી, અને તેમના વિચાર જાણી લઈ હાલ એક ઠરાવ નંબરે ૧૨૨૯નો ૩૦ મી સપ્ટેંબરના ગવર્નમેંટ ગેઝીટમાં પ્રગટ કર્યોછે. એ ઠરાવ આ ખાતાના સઘળા માણસોને બહુજ જાણવાજોગ હોવાથી તેમાં જે નિયમો ઠેરવ્યા છે તેનો તમામ તર્જુમો અમે નીચે પ્રગટ કરીએ છઈએ.

### મૂળ કેળવણીના સંબંધમાં ડીસ્ટ્રિક્ટ આફિસરાનું કામ મુકરર કરવાના ધારા.

૧. બજેટ પાસ કરવાં, નિશાળો તથા મકાનોને સારૂ પૈસાની મંજુરી આપવી, અને નિશાળો ઉઘાડવા કે બંધ કરવાના ઠરાવ કરવા બાબતોનો તો હાલમાં લોકલફંડ કમિટીઓને અધિકારછેજ તે અધિકારની સાથે મૂળ કેળવણીનો વધારો કરવાની જોખમદારી પણ તેમને શિર રહેલીછે એ વાત તેમને સંભારવી જોઇએ.

૨. એ કમિટિઓને નીચેની બાબતોના ઠરાવ કરવાનો બિનવાંધે વધુ હક્કછે એમ હવેથી કબુલ રાખવું જોઇએ.

અ. પ્રત્યેક નિશાળમાં કેળવણી ખાતાનું ભણુવાનું ધોરણ બાળબોધ કે મોડી દાખલ કરવું તે બાબતના ઠરાવ.

બ. સરકારથી જે હદ બાંધી આપવામાં આવે તેને માત્ર અનુસરીને નિશાળોની ફી તથા માફી દાખલ કરવાની બાબતના ઠરાવ.

૩. મૂળ કેળવણીની નિશાળોની પરીક્ષાના રીપોર્ટ ડેપ્યુટી ઇન્સ્પેક્ટરે તે તાલુકા લોકલફંડ કમિટીના પ્રમુખ આસિસ્ટંટ સાહેબની માર્ફતે કલેક્ટર સાહેબ ઉપર અને કલેક્ટર સાહેબે પોતાની ટીકા સાથે તે ઇન્સ્પેક્ટર સાહેબ ઉપર મોકલવા. કલેક્ટર સાહેબ ધ્યાનમાં રાખશે કે આ રીપોર્ટો ઇન્સ્પેક્ટર સાહેબને જેમ બને તેમ જલદીથી પહોંચે એ અવશ્યનું છે.

૪. આસિસ્ટંટ કલેક્ટર સાહેબના નિયમિત કામનોજ આપણ એક ભાગ જાણવો કે મૂળ કેળવણીની નિશાળોમાંની સારી સંખ્યા પોતે તપાસવી, અને તેના પરિણામનો રીપોર્ટ દરેક નિશાળ દીઠ કલેક્ટર સાહેબ ઉપર મોકલવો. કલેક્ટર સાહેબને યોગ્ય લાગશે તો તે રીપોર્ટની બાબત ઇન્સ્પેક્ટર સાહેબને જણાવશે અને નહિ તો નહિ જણાવે. આસિસ્ટંટ કલેક્ટર સાહેબે નિશાળમાં કેમ શીખવાયછે તે ઉપરજ ફક્ત પોતાનું લક્ષ રાખવું નહિ, પણ નિશાળના લાભને લગતી સઘળી બાબતો ઉપર ધ્યાન આપતા રહેવું. વિશેષે કરીને તો હાજરી ઓછી વત્તી થાય તે અને ગામમાં નિશાળે આવવા જોગ ઉમરના છોકરામાંથી કેટલા આવેછે એ બાબતો ઉપર ટીકા કરવી.

૫. છેલ્લી બે કલમોમાં આસિસ્ટંટ કલેક્ટરોએ તપાસણી કરવાનું કહ્યું તે ડેપ્યુટી ઇન્સ્પેક્ટરો નિયમિત વાર્ષિક પરીક્ષાઓ લેછે તેને બદલે નહિ, પણ તેની ઉપરાંત સમજવી. થોડીક નિશાળોની પરીક્ષા ડેપ્યુટી ઇન્સ્પેક્ટરે આસિસ્ટંટ કલેક્ટર સાહેબની રૂબરૂ લેવી, અને દર વર્ષે એ કામને માટે જૂદાં જૂદાં ગામ પસંદ કરવાં.

૬. તપાસણી કરી, તથા પરીક્ષા વખતે હાજર રહી, તથા પોતાના અભિપ્રાય તાલુકા પ્રેસિડંટ ઉપર મોકલી, એ કામમાં મદદ કરવા તાલુકા કમિટીના બીજા મેંબરોને પણ કહેવું.

૭. નિશાળોના મકાનની સલામતી તથા તનદુરસ્તીની બાબતમાં હાલત, માફી રાખવાની રીતનો ઉપયોગ કે ગેર ઉપયોગ, રેજિસ્ટરમાં લખેલા છોકરાને મુકાબલે હાજર રેહેલાની સંખ્યા, મહેતાજી ઉપર ફરિયાદો થઇ હોય તેનું સામાન્ય રીતે સાચા કે જૂઠાપણું, અને બીજી એવી એવી બાબતોની તપાસ કરી રીપોર્ટ કરવાને સારૂ મામલતદાર તથા માહાલકરીઓએ પોતાના તાલુકામાંની સઘળી નિશાળો તપાસવી.

૮. કલેક્ટર અને આસિસ્ટંટ કલેક્ટર સાહેબની તર્ફથી ચાલુ કામના વરસમાં જેજે બાબતોની ચર્ચા ઉઠી હોય તે સઘળી બાબતોનો ખુલાસો ડેપ્યુટી ઇન્સ્પેક્ટરોએ મૂળ કેળવણીની નિશાળોના વાર્ષિક રીપોર્ટમાં કરવો. એ રીપોર્ટ મૂળ ઇન્સ્પેક્ટર સાહેબ ઉપર તથા તેની એક નકલ કલેકટર સાહેબ ઉપર મે મહિનાની ૧ લી તારીખની અંદર મોકલવી કે તે સાહેબને ૧ લી જ્યુનની અંદર પોતાની ટીકાઓ ડિરેક્ટર આવ્પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબ તર્ફ મોકલવાનું બની શકે.

૯. બજેટની મીટિંગ મળવાને ઓછામાં ઓછી એક મહીનાની વાર હોય તે વખત પર કેળવણી ખાતાને લગતો લોકલફંડ બજેટનો હિસ્સો પ્રેસિડંટ ( કલેકટર ) સાહેબના હાથમાં હોવો જોઇએ.

૧૦. સઘળા ત્રૈમાસિક પત્રકો અને તે પત્રકોમાં કરેલા ફેરફારો ઇન્સ્પેક્ટર સાહેબે ડિસ્ટ્રિક્ટ કમિટિઓના પ્રેસિડંટો તર્ફ તેઓની પણ ભેળી સહી થવાને માટે મોકલવાં.

આ નિયમો કરતી વખત ઠરાવમાં સરકારે સઘળાને પાછલા ગવર્નરે આપેલા ઠપકામાંથી બિલકૂલ મુક્ત કીધા એ ઘણું સંતોષકારક તથા વાજબી છે. તે વેળા નિશાળોમાં છોકરા ઓછા થઈ ગયા હતા તેનું કારણ ફક્ત દુકાળજ નથી એમ ધારી સર રિચાર્ડ ટેંપલે કેળવણી તથા રેવીન્યુખાતાનો કાંઇક ભરમમાં વાંક કાઢયો હતો. પણ એ બનાવને લગભગ બે વર્ષ વહી ગયાં અને એ દરમ્યાંન કેળવણીખાતાનો બીજો રીપોર્ટ પણ બાહાર પડી ચૂક્યો. તે ઉપરથી માલમ પડ્યું કે દુકાળના એ ત્રણ વરસમાં ૭૮૬૧ છોકરાની ખોટ લાગી હતી પણ દુકાળ જતાંજ આ એક વરસમાં દુકાળ પેહેલાં હતા તે કરતાં ૨૫૦૦૦ છોકરાનો વધારો થયો. આ જોઈ સરકાર સાફ અભિપ્રાય આપેછે કે કેળવણી કે રેવીન્યુખાતાના અમલદારોના કામમાં કાંઈ કસુર હતી

એમ ધાર્યો સિવાય પાછલા વર્ષોની પડતીનું કારણ દુકાળજ હતો એમ વાજબી રીતે કહી શકાયછે.

આ રીતે આ ફેરફાર કરવાનું મૂળ નિમિત્ત તો ૨૯ થયું તોપણ તેમ કરવામાં આવ્યુંછે તેનું કારણ સરકાર એવું બતાવેછે કે આ બાબત સરકારના વિચારમાં આવવાથી એમ લાગેછે કે પોતાના ડીસ્ટ્રિક્ટની કેળવણીના કામમાં સીધો સંબંધ કલેક્ટરોનો રાખવાથી હવે પછી કેળવણીનો ઘણો વધારો થશે.

આ નિયમો એક વરસને માટે અજમાયશ દાખલજ બાંધવામાં આવ્યાછે, અને વરસ આખરે એ બાબત ખાસ રીપોર્ટ કરવાનું કમિશનરો તથા ડીરેક્ટરને એ ઠરાવમાંજ ફરમાવેલુંછે.

---

## इंग्लांडनो इतिहास.

### प्रकरण ९ मुं.

### नार्मन कुळना राजाओ. ई. स. १०६६ थी ११५४ सुधी.

નાર્મનોના આવવાથી જરૂરની ખોટ પૂરી પડી તથા ઇંગ્લાંડને ઘણો ફાયદો થશે એમ આપણે પાછલા પ્રકરણમાં કહી ગયા છીએ, પરંતુ તે ફાયદો તુર્તજ થયો હોય એમ સમજશો નહિ. પ્રથમ તો દેશમાં તેમના આવવાથી જુલમનો વરસાદ વરસી રહ્યો, અને આંગ્લોસાક્સનો છેક ખરાબ ખસ્તા થઈ ગયા.

**વિલિયમ વિજયી**—આ રાજા ગાદી ઉપર બેઠા પછી થોડાક મહીના સુધી તો ન્યાય ને નરમાસથી ચાલ્યો. પરંતુ કોઈ પણ લોક એકદમ તો પરદેશી રાજાને કેમ તાબે થાય? એક બંડ ઉઠ્યું અને તે બંડની ખબર સાંભળતાંજ એણે પોતાની જાતનું વિકરાળપણું પ્રકાશ્યું. આ બંડખોરોને તરવારને ઝપાટે એણે ઉડાવી દીધા એટલુંજ નહિ, પણ હવેથી દેશીઓને છુંદવાજ એવો એ નિશ્ચય કરી બેઠો.

હવેથી વિલિયમે દયા ને ઇનસાફ એક કોરે મૂક્યાં, અને ઇંગ્લાંડમાં ૨ ઢેર ઘાસની માફક માણસોની કાપણી ચાલી. એક વખત હંબરને ટ નદીની વચ્ચેના મુલકમાં કાંઈ નાનું સરખું બંડ ઉઠ્યું તે ઉપરથી એણે ત્યાંનો આખો

૧૦૦ મૈલનો પ્રદેશજ ઊજડ કરાવી નાંખ્યો. માણસનું એકે જણું ત્યાં રહેવા દીધું નહિ એટલુંજ નહિ, પણ ઢોર ઢાંખરને પણ શોધી શોધીને કાપી નાંખ્યાં, લોકના ઘરબાર તોડી પાડ્યાં, અનાજના ઢગલે ઢગલા કરી બાળી મૂક્યાં, ને ખેતરો તથા ઝાડો પણ કપાવી નાંખ્યા. એની મતલબ એ મુલકમાં માણસ હવેથી રહી શકેજ નહિ એ હતી, અને બંડનું તો માત્ર બાહાનું હતું પણ એમ કરવાનું ખરૂં કારણ એ હતું કે ડેનલોક ઇંગ્લાંડ ઉપર હુમલો કરવાને એ તર્ફ ઉતરવાના હતા તેને કોઈ રીતનો આશરો મળી શકે નહિ. આ ક્રૂર કર્મથી એક લાખ માણસના જિવ ગયા હશે એવો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે. હવેથી આંગ્લોસાકસનો તર્ફ એ ખરેખર છેક સ્વચ્છંદ અને મદમસ્તપણેજ વર્તતો. એક વેળા પોતાને શિકાર કરવાને સારૂ એકવન કરાવવાનું મન થયું, તો તે માટે તેણે કેટલાક ગામડાં ને દેવળો મર્જાદ ભાગી નંખાવ્યા. બીજા રાજાઓ ગામ વસાવે છે, તો આ વસેલાને તોડવાજ મંડ્યો હતો. બીજા નાર્મનોએ પણ એ પ્રમાણેજ નાનાં નાનાં વન બનાવ્યાં હતાં અને તેમાંનું એક પણ જનાવર કોઈ દેશી મારે તો તેનો એકદમ હાથ કાપી નાંખવો એવો સખ્ત કાયદો તે વેળા ચાલતો હતો.

આ પ્રમાણે જે રાજા દેશી પ્રજાને બોકડાની માફકજ જબે કરવા મંડ્યો હતો, તે રાજાએ લૂટફાટ કેટલી ચલાવી હશે તેતો તમે પોતાની મેળેજ ધારી શકશો. એણે દેશીઓ પાસેથી તમામ જમીન ઝુંટાવી લઈ નાર્મન સર-દારોને આપી, તથા બધા સાકસનોને ભીખ માગતા કરી નાંખ્યા. હવે બિચારા સાકસનોની ખરાબીમાં કાંઈ બાકી રહ્યું નહિ. તેમના ઉપર નાર્મન લોકો મ-રજીમાં આવે તેવો જુલમ ચલાવતા અને તેની દાદ કે ફર્યાદ કોઈ સાંભળતુ નહિ. એમનો જાહેરમાં તેઓ જાણી જોઈ તુચ્છકાર કરતા અને તે બધું તેમને મૂગે મોંહે સાંખી રહેવું પડતું. ટુંકામાં સઘળા આંગ્લોસાકસનો ઉપર જબરૂં દાસત્વ આવી પડ્યું અને તેઓમાં ચૂં કે ચાં કરવાના જરા પણ હોસ રહ્યા નહિ.

આવા ક્રૂર કર્મથી પાંચ વર્ષના ટુંકી મુદતમાં વિલિયમે સઘળો મુ-લક જેર કરી નાંખ્યો અને પછીથી ઇંગ્લાંડમાં નાર્મન રાજનો એવો અવિચળ પાયો નાંખ્યો કે ફરીથી સાકસનો તર્ફથી એકે બંડ કે ફિસાદ થયું નહિ, તેમના મનમાંથી દેશી રાજનું સ્વપ્નું પણ જતુ રહ્યું, અને આજ

પર્યંત પણ ઇગ્લાંડની ગાદી એનાજ વંશમાં ચાલી આવેછે. માટે વિલિયમને ઇતિહાસમાં વિજયી કરીને કહેછે તે નામને તો એ બરાબર લાયકછે. જો એણે પોતાનું રાજ સ્થાપન કરવાને રાક્ષસી ઉપાયો કામે લગાડ્યા ન હોત, તો એ બહુ સારો રાજા પણ કહેવાત, કેમકે એના ડાહાપણમાં કાંઈ ખામી નહોતી. એણે રાજનો બંદોબસ્ત રાખવા જે જે ધારા ચલાવ્યા તેમાં ઘણી અગમ બુદ્ધિ વાપરી છે. એના સઘળા ધારામાં ફ્યૂડલ ધારો બહુજ અગત્યનો છે અને તે ઉપરથી એની અપૂર્વ દીર્ઘદૃષ્ટિ બરાબર જણાઈ આવેછે.

ફ્યૂડલ ધારો—આ ધારો યૂરોપમાં આ વેળા ઘણે ઠેકાણે ચાલતો હતો. વિલિયમે કેટલાક ફેરફારની સાથે તે ઇગ્લાંડમાં દાખલ કર્યો અને એનું રાજ અવિચળ પાયે સ્થપાયું તથા આગળ જતાં તેમાંથી હાલની ઉત્તમ રાજરચના ઉભી થઈ એ સઘળાનું કારણ તેજ છે.

એને લશ્કરી ઝાગીરનો ધારો એમ કહીએ તો ચાલે. જ્યારે કોઈ રાજા નવો મુલક જીતતો, ત્યારે ત્યાંની જમીનનો કેટલોક સારો ભાગ પોતે રાખતો અને બાકીની જમીન પોતાના સરદારોને એવી સરતે વહેંચી આપતો કે ખપ પડે ત્યારે તમારે આટલા માણસનું લશ્કર લઇને અમારા ભેળા લડવા આવવું. એ સરદારો પાછા એ જમીન એવીજ સરતે પોતાના હાથ નીચેના નાયકોને વહેંચી આપતા અને વળી બીજાને. એ રીતે મુલકની સઘળી જમીન લશ્કરી માણસોના હાથમાં રેહેતી, અને રાજાને ખપ પડે ત્યારે જોઇતું લશ્કર મળતું. જંગલી વખતમાં પરદેશીઓ કોઈ મુલક જીતે ત્યારે ત્યાંની સમાધાની જાળવવાનો આ સ્વભાવિક રસ્તો હતો. આપણા દેશમાં રજપૂતો પણ ઘણુંકરીને એમજ કરતાં, અને યૂરોપમાં જ્યાં જ્યાં નવાં રાજ સ્થપાયાં હતાં ત્યાં આવી રીતનીજ ગોઠવણ ચાલી હતી.

પણ આ ગોઠવણમાં હરકત એ હતી કે એ સરદારો ધીમે ધીમે સ્વતંત્ર થઈ પડતા અને રાજાને ગાંઠતા નહિ, કેમકે તેમના હાથમાં કેટલીક પૃથ્વી આવતી એટલુંજ નહિ પણ તેઓ પોતે પોતાના પ્રાંતમાં સઘળી રીતે પૃથ્વી પતિજ હતા. લડાઈ વખતે મહારાજને આશ્રય આપવો પડે એ સિવાય કોઈ પણ બાબતમાં રાજાનો દાબ નોહોતો. હિંદુસ્તાનમા માંડળિક રાજાઓ હતા તે કરતાં આ અમીરો કોઈ રીતે પણ અધિકારમાં ઉતરતા હોય એમ જણાતું નથી. તેઓ કિલ્લાકોટ કરીને રેહેતા, લશ્કર રાખતા, દિવાની ફોજદારી ચૂકવતા, અને પોતાના

પાડોશી અમીરની સાથે કાંઈ તકરાર પડતી તો મહારાજને પૂછ્યા વિના માંહો માંહે લડાઈઓ પણ ચલાવતા. આવા બળવાન અમીરો વખતે મહારાજની આજ્ઞા ન ગણકારે અને તેની સામા પણ લડવા તૈયાર થાય, તો તેમાં કાંઈ ઘણું નવાઈ જેવું નથી. ફ્રાન્સમાં ઘણી અમીરાતો આ સ્થિતિનેજ પહોંચી હતી, અને આંગ્લોસાક્સનોમાં પૂરે પૂરો તો ફ્યૂડલ ધારો નહોતો, તોપણ આપણે જોયું છે કે ત્યાંના અમીરો રાજમાં ઘણી સત્તા પચાવી પડ્યા હતા.

વિલિયમે ફ્રાન્સમાં આ સઘળું જોયું હતું અને તેથી એ ધારો ઈંગ્લાંડમાં દાખલ કરતી વખત ઘટતી સાવચેતી રાખી. એણે દ્વેષીઓ પાસેથી જે સઘળી ઝાગીરો પડાવી લીધી તેમાંનો ઘણો ભાગ તો પોતાનાજ હાથમાં રાખ્યો. પછી પોતાના સરદારોને ભારે ભારે ઝાગીરો આપી રાજી તો કર્યા, પણ તેમાં તજવીજ એવી રાખી કે કોઈ પણ એક અમીરનું રાજ એક જથે થઈ જાય નહિ. તેથી એક ઝાગીર ઉત્તરમાં તો બીજી દક્ષિણમાં, ને ત્રીજી પૂર્વમાં તો ચોથી પશ્ચિમમાં એ પ્રમાણે તેણે જમીનની વહેંચણ કરી. તેથી દરેક અમીર પાસે ઝાગીર ઘણી થઈ પણ તે છૂટી છૂટી. વળી ફ્રાન્સમાં અમીર જેને જમીન વહેંચી આપતા તે લોક તે અમીરનીજ વફાદારી રાખવાને પ્રતિજ્ઞા લેતા હતા, પણ વિલિયમે તો મોટા અમીરથી તે એક નાના પટેલ સુધી સઘળાને મહારાજની સાથે વફાદાર રહેવાના સોગન આપ્યા. તેમ કેટલાક મોટા ગુનાહનો ઇનસાફ પણ પોતાનાજ હાથમાં રાખ્યો. આ કારણોથી ઈંગ્લાંડમાં નાર્મન અમીરો ફ્રાન્સ કે ઇટાલીની પેઠે કદી પણ સ્વતંત્ર થવા પામ્યા નહિ, અને તે છતાં તેમના હાથમાં એટલું તો બળ રહ્યું કે જો તેઓ એકો કરે તો રાજાને આડો ચાલતાં પૂરી રીતે અટકાવી શકે.

ફ્યુડલ ધારો તે સમયને અનુકૂળ હતો અને યૂરોપને તેથી ઘણાં ફાયદા થયાછે. પણ તેનું એક અત્યંત માઠું પરિણામ આજ સુધી બધા લોકને સોસવું પડેછે. અને તે ટાળવાનો હવે એકે ઉપાય કાયદાના હાથમાં રહ્યો નથી. આ ફ્યુડલ ધારાથી ખરા ખેડુઓના હાથમાં કાંઈ પણ જમીન રહી નહિ. તેઓ તો બિચારા મજુરની હાલતમાંજ આવી રહ્યાછે. હાલ ઈંગ્લાંડની સઘળી જમીન થોડાજ માણસો (અમીરોની) ખાસ મિલકત થઈ પડીછે અને તેથી ઘણા માણસોને. પરમેશ્વરની આ એક સામાન્ય બક્ષીસનો કાંઈ પણ લાભ મળી શકતો નથી. વળી એ કારણથી સરકારને જમીનમાંથી એક

કોડી પણ ઉપજતી નથી અને પોતાનો ખરચ ચલાવવાને માટે લોકો ઉપર બીજા વેરા મૂકવા પડેછે.

વિલિયમ વિજયીનું મરણ—એનામાં જેવી દૈત્ય બુદ્ધિ હતી તેવુંજ દૈવયોગે મરણ પણ નીપજ્યું. ફ્રાન્સના રાજા સાથે તકરાર ઉઠાવાથી ત્યાં એ લડવા ગયો હતો તે વેળા પોતાની રીત પ્રમાણે એક શહેરને એણે બાળી મૂકાવ્યું, અને તે બરાબર બળી રહ્યુંછે કે નહિ તે જોવા મદ ને હરખભેર પંડે ત્યાં ગયો. ત્યાં એનો ઘોડો ભડકવાથી ધખ ધખતી રાખના ઢગલામાં તે પડી સિઝાઈ ગયો. મરતીવેળા પોતાના દુષ્ટ કર્મનો એણે ઘણો બળાપો થયો અને પોતાના આત્માની સમાધાનીને માટે એણે બેહદ ધર્મદાન કર્યાં.મૂઆ પછી એને દાટવા લઇ ગયા ત્યારે એક બહાદુર ગામડીયો આવીને બોલ્યો કે "હું ઇશ્વરના નામથી પોકારીને કહું છું કે આ જમીનમાં એને નહિ દટાય. એ મોટો ચોર હતો. આ જમીન મારી મારા બાપદાદાના વખતની છે અને તે એણે વગર હકે પડાવી લીધીછે" આવે પ્રસંગે આ બોલ સાંભળી બધા જોઈ રહ્યા, અને કેટલાક પૈસા આપી તેનું મન મનાવ્યું ત્યારેજ એને ભૂમિદાહ થયો.

રાજગાદીને માટે વઢાવઢી. નાર્મન લોકોમાં પણ હજી વડીલ કુંવરને ગાદી મળે એવો ધારો હોય એમ જણાતું નથી. મરનાર રાજા પોતાની મરજીમાં આવે તે કુંવરને આપી જતા. આ ધારો વારંવાર લડાઇનું કારણ થઈ પડતું. વિલિયમ વિજયી મૂઆ પછી પણ એમજ થયું. મોટા કુંવર રાબર્ટે બાપની હયાતીમાંજ બંડ ઉઠાવ્યું હતું તેથી કે કોઈ બીજા કારણથી તેને નાર્મંડી તથા મેનની ઠકરાતોજ આપી વિલિયમ વિજયી મરતી વેળા એને ટાળી ઈંગ્લાંડની ગાદી પોતાના બીજા કુંવર વિલિયમ રક્તકેશીનેજ આપતો ગયો. આ ઉપરથી બે ભાઇઓ વચ્ચે લડાઈ ઉઠી, પણ અમીરોએ સમજાવી એવી વિષ્ટિ કરાવી કે હાલ જેની પાસે જે મુલક છે તે રહેવા દેવો અને એમાંથી એક મરે ત્યારે બીજાએ તે બંને રાજ ભોગવવાં.

પણ રક્તકેશી મૂઓ ત્યારે રાબર્ટ તો ક્રુસેડ લડવા પાલેસ્ટાઇન ગયો હતો તેથી એનો નાનોભાઈ હેનરી બંને રાજનો ધણી થઈ બેઠો. રાબર્ટ આવ્યા પછી લડાઈ સળગી, પણ અમીરોએ એને સમજાવી પહેલાના જેવીજ વિષ્ટિ કરાવી. પાછળથી હેનરીએ કરાર તોડી એકાએક નાર્મંડી ઉપર હુમલો કર્યો અને શૂરો પણ ભોળો રાબર્ટ પકડાઈ ગયો તેને ઈંગ્લાંડમાં આણી તે મૂઓ ત્યાં સુધી

શખ્ત કેદખાનામાં રાખ્યો.

આ બંને રાજાઓ પોતાનાં બાપના જેવાજ સઘળી વાતે હતા, અને તેમણે ઈંગ્લાંડમાં નાર્મન રાજ મજબૂત કર્યું. હેનરી જેણે સારી કેળવણી લીધી હતી તેણે તો સાકસન પ્રજાની પ્રીતિ મેળવવા પણ કેટલીક તજવીજો કરી. એ સાકસન રાજકુળની મટિલ્ડા નામની કુંવરી વેરે પરણ્યો અને લોકોને વચન આપ્યું કે રાજા એડવર્ડભગતના કાયદા પ્રમાણેજ હું વર્તીશ. તો પણ એ એના બાપના જેવોજ લુચ્ચો ને મતલબી માણસ હતો. હજી સાક્શનોના દુઃખ કાંઈ પણ ઓછાં થયાં હોય એમ જાણશો નહિ.

હેન્રીના મૂઆ પછી ઈંગ્લાંડમાં ગાદીને માટે ભારે લડાઈ ઉઠી. એનો છોકરો તો એની હયાતીમાંજ મરી ગયો હતો, અને તેથી તે પોતાની છોકરી મટિલ્ડાને ગાદી મળવાની પાકી ગોઠવણ કરી ગયો.પણ એનો ભાણેજ સ્ટીફન જેને એણે ફ્રાન્સમાંથી બોલાવી છોકરાની પેઠે પાળ્યો હતો તે દગાખોર નીકળ્યો અને ઝટપટ કરી પોતેજ ગાદી ઉપર ચઢી બેઠો.

આથી ભારે લડાઇ ઉઠી. એકવાર એક જીતે તો બીજીવાર બીજો અને ઈંગ્લાંડની ગાદી-એક બીજાના હાથમાં વારંવાર ઉથલાયા કરી. આ પ્રમાણે પચ્ચીશ વર્ષ સુધી ચાલ્યું અને તેથી આખો મુલક પાયમાલ થઈ ગયો, અમીરો કિલ્લા બાંધી જ્યાં ત્યાં લૂટફાટ ને જુલમ ચલાવવા લાગ્યા. આ અંધાધૂધીના વખતમાં ખેતીવાડી કે ધંધો રોજગાર કોનાથી થઇ શકે? દુકાળો પડ્યા ને હજારો માણસ ઠેરઠેર મરવા લાગ્યા. આ વેળા સાક્સનોને જે દુઃખ પડ્યાં છે તેવાં તેઓએ કદી પણ સહ્યાં નહોતાં, અને દેશની વસ્તી ઘણીજ ઓછી થઇ ગઇ.

આ રીતે લોકો અને છેવટે અમીરો પણ કાયર કાયર થઇ રહ્યા હતા તેવામાં મટિલ્ડાનો છોકરો હેન્રી (જે હાલ મોટો થયો હતો તે) તે ભારે લશકર લઇને ઈંગ્લાંડપર ચડી આવ્યો. અમારોએ જોયું કે હવે જો વધારે વાર લડાઇ ચાલી તો બધાની ખરાબી છે. તેથી તેઓએ પહેલાની પેઠેજ નિકાલ કાઢી બંનેની લડાઇ પતાવી, અને વર્ષેકમાંજ સ્ટીફન મરી ગયો એટલે બીજો હેનરી એ નામથી તે ઈંગ્લાંડની ગાદીએ બેઠો (ઈ. સ. ૧૧૫૮) ત્યારે લોકોએ આનંદથી જયજયકારના પોકાર કર્યા.

સાક્સન લોકોને ખૂશી થવાનું વિશેષ કારણ એ હતું, કે એ રાજાનીદ

મા સાક્સન કુળની હતી. પરદેશી રાજ છે એમ જાણી જે તેમને કાંઈક માઠું લાગતું હતું તે હવેથી દૂર થયું, અને તેઓ એને પોતાનુંજ રાજ ગણવા લાગ્યા.

નાર્મનો હજી દેશીઓ તર્ફ પ્રીતિભાવ રાખતા શીખ્યા નહોતા, તોપણ તેમને અહીંયા વસ્યાને સોએક વર્ષ થઇ ગયાં હતાં એટલે સ્વાભાવિક રીતેજ તેઓની મમતા ફ્રાન્સ ઉપરથી ઓછી થઇ ને ઈંગ્લાંડ ઉપર ચોંટવા લાગી હતી. ફ્રાન્સમાં તેઓ આંગ્લો નાર્મન એ નામથી ઓળખાતા.

---

## निबंध शीखनारने सूचना.

ગયા આંકથી ચાલુ.

### ૬. ઉદ્યોગ.

૧. ઉદ્યોગ એ કુદરતનો પહેલોજ કાયદો જણાયછે.

અ. જગતમાં જે જોઇએ છીએ તે ઉદ્યોગથીજ બનેલું છે. દાખલા.
ઉદ્યોગ બંધ રહે તો પ્રાણી માત્ર મરણ પામે. દાખલા.

બ. ઉદ્યોગથીજ શરીર સારૂં રહેછે.

ક. કામવિના મનને ગમતું નથી.

ડ. માટે, માણસે ઉદ્યોગ કરવો એજ ઇશ્વરની ઇચ્છા જણાયછે.
એમ ન કરે તે મહા પાપી જાણવો.

૨. બીજા ઉપર આધાર રાખવો એ બહુ ખોટું, મૂર્ખાઇનું, અને શરમ ભરેલું કામછે. ઉદ્યોગવિના દૈવ લૂલુંછે.

૩. ઉદ્યોગી પુરૂષોના દાખલા અને તે ઉપરથી લેવાનો બોધ.

### ૭. માબાપની આજ્ઞા માનવી.

૧. છોકરાંઓનો એજ મુખ્ય ધર્મછે.

૨. બાળક પોતાનું હિત અહિત સમજતું નથી, અને તેથી એનું સુખ માબાપના કહ્યા પ્રમાણે ચાલવામાંજ રહેલુંછે.

૩. સઘળા ધર્મની એ સામાન્ય આજ્ઞાછે

અ. માબાપના જેવું ખરી દાઝ જાણનાર અને શીખામણ આપનાર જગતમાં કોઈ બીજું નથી.

ब. તેની આજ્ઞા ન માનવી એ કેવી મૂર્ખાઈ, કૃતઘ્નતા, અને નિર્દયપણું.

क. માબાપની આજ્ઞા ભંગ કરનારૂં બાળક આગળ જતાં બહુ દુઃખી થાયછે અને જન્મસુધી પસ્તાયછે.

૪. મોટી ઉમરનાં માણસોએ પણ માબાપનું સદા માન રાખવું તથા યોગ્ય આજ્ઞાઓ પાળવી જોઇએ. જનધર્મમાં ભંગ પડાવે એવી આજ્ઞા હોય તો ન માનવી, પણ તેમનું માન તો સદાજ રાખવું અને તેમની સાથે હેત પ્રીતથી વર્તવું. માબાપનો ઉપકાર કદી પણ વાળી શકાય એવો નથી અને તેમની આજ્ઞાઓ હમેશાં હિતબુદ્ધિથીજ ઉત્પન્ન થાયછે.

## ૮. સત્ય.

૧. સત્ય સઘળા સદ્‌ગુણનો સાથી છે. અને સત્યના જેવું પરમેશ્વરને બીજું કાંઈ વાહાલું નથી.

अ. તેથી માણસમાત્રનું પરમેશ્વરે સાચાતર્ફજ સ્વાભાવિક વલણ કર્યું છે. બાળકો અને અજ્ઞાન માણસો સાચુંજ બોલેછે. જૂઠામાં જૂઠો માણસ પણ એક દિવસમાં જૂઠા કરતાં સાચું વધારે બોલેછે, અર્થાત, સત્ય એજ સ્વાભાવિકછે. બીહીક અથવા લાલચથી વખતે માણસો જૂઠું બોલવાને ઉશ્કેરાયછે, પણ પાછળથી જ્યારે તેનાં પરિણામે માઠાં ફળ દેખેછે ત્યારે જાણેછે કે સત્ય એજ કુદરતને તથા પરમેશ્વરને વાહાલુંછે.

ब. સાચું બોલવાથી સઘળી જંજાળ દૂર થાયછે, કેમકે તે ઉપર કહ્યું તે પ્રમાણે સ્વાભાવિક અને તેથી સહેલું છે. જૂઠું બોલનારને હમેશાં ફિકરમાં ને ફિકરમાં રહેવું પડેછે અને તે છતાં આખરે પકડાઈ ગયા વિના રહેતો નથી.

क. સાચું બોલવાથી આત્માને ઘણો સંતોષ વળેછે. તેને કદાપિ નુકસાન થાયછે તો પણ હું ઇશ્વરનો ચોર થયો નથી એ વિચારથી તેનું મન પ્રફુલ્લિત રહેછે. જૂઠા માણસને વખતે ફતેહ મળેછે તો પણ તેના આત્મામાં હમેશ બળબળાટ થયા કરેછે.

૨. દુનિયામાં પણ સત્યથીજ ફાયદો થાયછે.

अ. આ સઘળો સંસાર સત્ય ઉપરજ રહેલોછે. એના દાખલા.

ब. જૂઠું બોલનારનો વિશ્વાસ ઉડી જાયછે અને તેથી તેના સઘળા સંસારી કામો અટકી પડેછે. પછીથી પસ્તાઇને સાચું બોલવા માંડેછે તો પણ તેનો તો કોઈ ભરોસો કરતું નથી અને તેથી તે મહા દુઃખી દુઃખી થાયછે. માટે મશ્કરીમાં પણ જૂઠું બોલવું નહિ.

૩. જૂઠું બોલવાથી માણસનું નીચપણું પ્રગટ થાયછે.

અ. જૂઠું એ ગુલામનો દુર્ગુણ કહેવાયછે.

ब. મોટા ખાનદાનના કે શૂરા માણસો કદી જૂઠું બોલતા નથી. સત્યવાદી પુરૂષોના દાખલા.

૪. પૂર્વ પક્ષ અને સમાધાન.

अ. પોતે કાંઈ અપરાધ કર્યો હોય તો માની દેવો એજ ઉત્તમ માર્ગછે. એમ કરવાથી એકના બે ગુનાહ થતા નથી, ઘણી વખત માફી મળેછે, અને કદાપિ શિક્ષા થાયછે તો પણ આબરૂ વધેછે અને પરમેશ્વર રાજી થાયછે.

ब. કોઈનો જિવ બચતો હોય, તોપણ જૂઠું તો નજ બોલવું, કેમકે કાયદા પ્રાણી માત્રના કલ્યાણને સારૂ કર્યા છે અને તે પ્રમાણે શિક્ષા કરવી અથવા કરાવવી એજ ધર્મ અથવા પરમાર્થ છે.

क. નિરપરાધી માણસને બચાવવા સારૂ પણ જૂઠું બોલવું એ ખોટુંજ છે, કેમકે એ નામર્દાઈ તથા અધર્મપણાનોજ રસ્તોછે. ખરા ધર્માત્મા પુરૂષો એમ કરતા નથી.

૫. ઉપસંહાર તથા બોધ.

ब. આ લોકમાં અને પર લોકમાં સત્યથીજ ફાયદો થાયછે.

क. આત્માને મહા સંતોષ વળેછે અને પરમેશ્વર રાજી થાયછે.

अ. માટે કદી જૂઠું બોલવાનું નીચ કર્મ કરવું નહિ. મશ્કરીમા જૂઠું બોલી આપણી જીભને અપવિત્ર કરવી નહિ.

## ૯. સભ્યતા.

૧. વ્યાખ્યા—આપણા સંબંધમાં જે જે લોક આવે તેને યોગ્ય માન આપી તેના મન પ્રસન્ન કરવાની જે કળા તેને સભ્યતા કહેછે.

૨. સંસારમાં એ ગુણતો અવશ્યનો છે.

અ. જૂદી જૂદી પ્રકૃતિ તથા રીત ભાતના માણસો મર્જીમાં આવે તેમ બોલે ચાલે તો બે ઘડી પણ જોડે રહી શકે નહિ. જંગલી જનાવરોની પેઠે સઘળાને એક બીજાથી છૂટાંજ રહેવું પડે.

બ. સભ્યતા શબ્દના વ્યુત્પત્તિ.

૩. સભ્યતા બતાવવાની જૂદી જૂદી રીતો.

ઢ. ઉપરી સાથે સભ્યતા રાખવાની રીત.

વ. બરોબરીઆ સાથે. ,,

ઢ. ઉતરતા સાથે. ,,

અ. સઘળાની સાથે સભ્યતા રાખી શકાય છે અને તે રાખવીજ જોઈએ.

૪. સભ્યતામાં અસત્ય જેવું લાગે પણ તે અસત્ય નથી, કેમકે.

અ. સભ્યતાના બોલનો ખરો ભાવ શોછે તે બધા સમજે છે.

બ. કોઈને માટે આપણા મનમાં નઠારા વિચાર હોય પણ તે કાંઈ જાહેર કરવાને આપણે હમેશાં બંધાએલા નથી.

ક. કોઈને માઠું ન લાગે એમ ધારી પોતાના વિચાર અથવા લાગણીને દાબી રાખવી એ અસત્ય નથી પણ કોમળ પરોપકારી સ્વભાવની નિશાની છે.

૫. સભ્યતા બે પ્રકારની થાયછે.

અ. સાચી સભ્યતા માબાપુપણામાંથી ઉત્પન્ન થાયછે, અને તે ખાનદાનવાળા માણસોનું ખાસ લક્ષણ છે.

બ. જૂઠી સભ્યતા મતલબી તથા નીચ માણસોમાં હોયછે, અને તે ઝટ ઓળખાઈ આવેછે.

ક. સાચી સભ્યતાવાળા માણસ ઉંચ, નીચ, કે બરોબરીઆ સઘળાની સમાન પ્રીતિ મેળવેછે. જુઠી સભ્યતાવાળા નીચની સાથે જુલમી, બરોબરીઆ સાથે અભિમાની કે પતરાજી, અને ઉપરી સાથે તુચ્છ ખુશામતીઆ હોયછે.

૬. સભ્યતાના ફાયદા.

અ. પોતાનો વખત સમાધાનીપણે તથા આનંદમાં જાયછે.

બ. ઘણા માણસોની સાથે મિત્રાચારી થાયછે અને તેથી જ્યારે

જાણેએ ત્યારે મદદ મળતાં વાર લાગતી નથી.

क. દુનિયામાં તે માણસની લાયકી તથા મોટાઈ જણાયછે.

ह. કોઇનું માન ખંડન ન કરતાં તેને રાજી કરવો એ ખરેખરો અને બધાથી બની શકે એવો પરોપકારછે.

૭. ઉપસંહાર તથા બોધ.

## ૧૦. પરહેજગારી.

૧. વ્યાખ્યા. પરહેજગારીનો મૂળ અર્થ તો એવોછે કે ખાવાપીવા વગેરેમાં એવું તપાસીને ચાલવું કે પોતાની તનદુરસ્તી બિગડે નહિ, પણ સાધારણ કોઈ જાતની કેફ ન કરવી તેને પરહેજગારી કહેછે.

૨. જુદી જુદી કેફની હકીકત.

૪. કેફથી થતા ગેરફાયદા.

अ. શરીર ખરાબ થાયછે, અને વખતે મરણ પણ નીપજેછે.

ब. બુદ્ધિ તથા નીતિ બગડી જાયછે.

फ. કામ ધંધો થતો નથી, પૈસે ટકે. ખરાબ થાયછે, અને દુનિયામાં તુચ્છ ગણાયછે.

ड.

૫. દારૂનું વ્યસન સૌથી નઠારૂં છે. હાલ લોકમાં તે વધવા માંડ્યુંછે તેના કારણ, તેથી થતી ખરાબી, અને તે દૂર કરવાના ઉપાય.

૬. ઉપસંહાર તથા બોધ.

---

## ज्योर्ज वाशिंगटन अने विलियमटेलना चरित्र.

પાછલા આંકથી ચાલુ.

જ્યારે જોયુ કે કાંઈ બીજો ઇલાજ નથી ત્યારે વિલિયમટેલ ઠીકછે એમ કહીને પોતાનાં ધનુષબાણ મંગાવ્યાં, અને એક ઝાડને ટેકીને ઉભો રહ્યો. પેલા પાપી સુબાએ સોવાર મપાવી વાલ્ટરને ત્યાં ઉભો રાખ્યો અને તેના માથા ઉપર એક સફરજંગ મૂક્યું. વિલિયમટેલે ઇશ્વરનું નામ લઈ તીર મૂક્યું, ને તે પેલા સફરજંગને આબાદ વિંધીને ચાલ્યું ગયું, અને છોકરાનો એક વાંકો વાળ પણ થયો નહિ. આ જોઈ ચોતર્ફથી આ બાણાવળીનો જેજેકાર થઈ રહ્યો,

અને બધા એની ચતુરાઇના એક અવાજે વખાણ કરવા લાગ્યા. વાલ્ટર હરખભેર પોતાના પ્રતાપી પિતાને ભેટવા દોડ્યો. પણ તે તો હરખથી મૂર્છા ખાઇને હેઠે પડ્યો હતો. બધાએ મળી એને જાગ્રત કર્યો, પણ એ ગરબડમાં સુબાએ જોયું કે એણે એના કમરપટ્ટામાં એક બીજું તીર સંતાડી રાખ્યું હતું, અને તેથી તેમ કરવાનું તેને કારણ પૂછ્યું. વિલિયમે પ્રથમ ઉડાવાનું તો કર્યું પણ જ્યારે સુબાએ સાચેસાચું કહી દેવાનો આગ્રહ કર્યો અને જાહેરમાં વચનમાં આપ્યું કે તને કાંઇ કરીશ નહિ, ત્યારે એ બોલ્યો કે "હે જુલમગાર, જો મારા દીકરાને કાંઇ ઇજા થઇ હોત તો આ બીજું તીર તારી છાતીને વિંધવા સારૂ રાખ્યું હતું" આ બોલ સાંભળીને સુબો તો પોતાના સીપાઇઓની પાછળ દોડીને ભરાઇ ગયો અને થરથર ધ્રુજવા લાગ્યો. છેવટે એ બાવલા પાપીએ પોતાનું વચન તોડ્યું અને ભલા ટેલને બેડીઓ જડાવી કિલ્લામાં મોકલી દીધો. પણ નઠારા કામ કરનારના ચિત્તને કદી પણ ચેન પડતું નથી. ચોતરફથી બળવાની અફવાઓ થોડી ઘણી એના કાન ઉપર આવતી હતી અને એણે હવે જાણ્યું કે જો બળવો થયો તો સૌથી પહેલો મનેજ મારશે. તેથી એણે પોતાના સરદારને અધિકાર સોંપી વતન નાસી જવાનો વિચાર કર્યો. એ માટે એણે એક મોટી હોડી તૈયાર કરાવી અને તેમાંથી પોતાની જોડે ચૂંટી કાઢેલા ત્રીશ સિપાઇઓ રાખ્યા. વિલિયમટેલને પણ બમણી બેડીઓ જડાવી હોડીમાં નાંખ્યો કે રખેને એ અહિંયા રહીને તોફાન કરે. એ રીતે તાબડતોબ સઘળી તૈયારીઓ કરી અને રાતોરાત હોડી હંકારી મૂકી.

આ વેળા પવન સારો હતો અને હોડી સડસડાટ ચાલી. વિલિયમટેલના મનમાં આ વખત કેવું લાગતું હશે તે વર્ણન કરવા કરતાં પોતાની મેળેજ સહેલથી તમે ધારી શકશો. પણ એટલામાં ડુંગરપર ભડકા દેખાવા લાગ્યા. એ સમજી ગયો કે હું પકડાયો તે છતાં મારા દેશી ભાઇઓએ ખેત પ્રમાણે સ્વતંત્ર થવાનો ઉદ્યોગ જારી કર્યોછે ખરો અને તેથી એના જિવને દિલાસો મળ્યો. એવામાં જાણે ઇશ્વરની મર્જી પણ આ જુલમગારને મારવાનો હોય તેમ પવન એકદમ બદલાયો અને ભારે તોફાન ઉઠ્યું. હોડી ડાલમડોલ થવા લાગી અને માંહે બેઠેલા માણસો એક બીજા સાથે ધમાધમ અથડાવા લાગ્યા. ખારવાઓ નિરૂપાય થઇ પડ્યા અને હોડી કાંહા તર્ફ ખેંચાઇ જઇ હમણાં ખરાબાની સાથે અથડાશે એવી સઘળાને દહેશત લાગી. આ પ્રાણઘાંટીના

સમયમાં તેમને સાંભરી આવ્યું કે વિલિયમટેલ હોડી ચલાવવાના કામમાં બહુજ કુશળછે અને તેથી તેને છૂટો કરી હોડી તેના હાથમાં આપી. એણે તુર્ત હોડીનું સુકાન પાછું વાળ્યું, અને તેમને મરણભયમાંથી ઉગાર્યા. એ પ્રમાણે પોહો ફાટવાનો સમય થયો ત્યાં સુધી એણે કાળજીથી હોડી ચલાવી, અને પછી તેઓ જોયછે તો જ્યાંથી નીકળ્યા હતા ત્યાંજ ઘણું કરીને પાછા આવેલા માલમ પડ્યા. સુબાએ ગુસ્સો કરવા માંડ્યો પણ તેને ન ગણકારતાં એકદમ સુકાન કાંઠા તર્ફ ફેરવ્યુ, અને કાંઠાને હોડી અડીકે તુર્તજ પોતાનું ધનુષ્ય બાંધે ચડાવી જમીનપર કૂદી પડ્યો.સઘળા એના સામું જોય છે એટલામાં એ કોતરોમાં ક્યાંનો ક્યાં નાસી ગયો.

સુબાના માણસો જેમ તેમ કરી હોડીમાંથી સંભાળીને નીચે ઉતર્યા અને ઘોડા મંગાવી ગામમાં જવા નીકળ્યા. વાટે ચાલતાં ચાલતાં એક મોટા ઝાડની પોલમાં વિલિયમટેલ ભરાઇને બેઠો હતો ત્યાં થઇને તેઓ પસાર થાય છે તેવામાં એણે સાંભળ્યું કે તેઓ મને પકડવાની અને ન પકડાઉં તો મારા કુટુંબ ઉપર વેર કાઢવાનો વિચાર કરેછે. તેથી તે બહાર નીકળી આવ્યો અને એક બાણ એવું સફાઇથી માર્યું કે પેલા જુલમગાર સુબાનો પ્રાણ એકદમ નીકળી ગયો. સુબાની સાથેના સવારો તો ભયભીતજ થઇ ગયા અને એ નાસીને કોતરોમાં થઇને પોતાના ભાઇબંધોને જઇ મળ્યો. એને જોઈ તેઓને આનંદ આનંદ થઈ ગયો અને સુબાની મરણની ખુશખબર સાંભળીને તેઓને એટલો તો જુસ્સો ચડ્યો કે તેઓએ ઝપાટાની સાથે સઘળા આસ્ટ્રિઅનોને હાંકી કાઢ્યા.

ત્યારપછી કેટલાક વર્ષ સુધી લડાઈ મોહોંચી ખરી, પણ તેઓએ જે આ પ્રસંગથી સ્વતંત્રતા મેળવી તે આજ પર્યંત કોઇથી પણ લઈ શકાઈ નથી, અને સઘળા સ્વિઝ લોકો પ્રેમભક્તિથી વિલિયમટેલનું અહોનિશ સ્મરણ કરેછે.

આ ચરિત્રમાં સ્વિતઝર્લાંડની હાલની સ્થિતિ તથા વચગાળાના ઇતિહાસનું પણ કેટલુંક વર્ણન આપ્યુંછે, અને ટુંકામાં આ પુસ્તક ઘણું ઉપયોગી તથા વાંચવા લાયકછે.

---

# केळवणीखातानी खबरो.

જા. નં. ૨૧૩

### મહિકાંઠા પાલણપુર.

પાલણપુર અંગ્રેજી સ્કૂલ—મેં. દિવાનસાહેબ બહાદૂર તર્ફથી. મેં. ઇન્સ્પેક્ટરસાહેબ મારફત. રૂ૭) મીઠાઇ રૂ૩૦—૮—૦ચોપડીઓ. સને ૧૮૭૮—૭૯ નું સાલનું ઇનામ. રૂ૩-૭-૦ મીઠાઇ રૂ૧૩ ૧૨-૦ ચોપડીઓ. સને ૧૮૭૯-૮૦ ની સાલનું ઇનામ.—રાધનપુર અંગ્રેજી સ્કૂલ—મેં. નવાબસાહેબ બહાદૂરે તરફથી. મેં. ઇન્સ્પેક્ટરસાહેબ પધાર્યા ત્યારે રૂ૧૫)ચોપડીઓ, રૂ૧૦) મેહેતાજીને રા. સા. ડી. એ. ઇન્સ્પેક્ટર મારફત રૂ૧૦—૦—૦ ચોપડીઓ રૂ૧૫) મેહેતાજીને મેં. નવાબસાહેબ બહાદુર તર્ફથી—પાલણપુર ફારસી નિશાળ—મેં પાલણપુરના દિવાનસાહેબ શેરમહમદ ખાનજી તરેફથી રૂ૨) મીઠાઇ રૂ૧૭-૪-૦ ચોપડીઓ—ઇડર કન્યાશાળા—ઇડરના મહારાજા શ્રી કેશરીસીંહજી તરફથી ત્રણ વખત મળીને રૂ૪-૦—૦ મીઠાઇ. શા. હરિચંદ ઘેલાભાઇદાસ તા. મેહેતાજી રાજારામ રૂપરામ તરફથી રૂ૧) મીઠાઇ. કડોલીના ઠાકોર ભવાનસંગજી તરફથી રૂ૨) મીઠાઇ—અમનગર કન્યાશાળા—કન્યાશાળાના ઇનામના ફંડમાંથી. રૂ૧-૮-૦ મીઠાઇ. રૂ૪-૪-૮ ઓઢણીઓ તા. રેજા આપ્યા.—પાલણપુર તાલુકા સ્કૂલ—કડીમહાલના સુબાસાહેબ. ગણેશપંથ સીતારામ તરફથી રૂ૫) મીઠાઇ.—મેહેતાજી ગૌરીશંકર મૂળજી, પોલિટિકાલ એજનસીના ઓપીઅમ ક્લાર્ક તરફથી રૂ૧) મીઠાઇ મેહેરબાન દિવાનસાહેબના માંજીસાહેબ મોટા પડવાથી મોતીચુરના લાડુ તા. ચોપડીઓ. રૂ૫) મીઠાઇ રૂ૧૫) ચોપડીઓ. માસવાણ સ્કુલ કમિટિના મેમ્બરો તર્ફથી. રૂ૧)મીઠાઇ.—મુજપુર—રાજેશ્રી. હરિલાલભાઇ દિવાન-સાહેબ તરફથી રૂ૦-૮-૦ મીઠાઇ. મેં. રાધનપુરના નવાબસાહેબ બહાદુર તર્ફથી રૂ૦-૮-૦ મીઠાઇ રૂ૨-૮-૦ ચોપડીઓ. રાજેશ્રી મોહનલાલ પ્રેમચંદ તરફથી રૂ૦-૮-૦ મીઠાઇ. શેઠ. ઘેલચંદ દેવા તા. શેઠ. જુઠા નાગરચંદ તરફથી રૂ૦-૮-૦ મીઠાઇ.—લોલાડા—પોલીસ અમલદાર મુનશી. ગુલામહુસેન ગુલામહૈદર તરફથી રૂ૦-૮-૦ મીઠાઇ—રાધનપુરના શેઠ મોતિલાલ સોભાગચંદ તરફથી રૂ૦-૪-૦મીઠાઇ.વડોદરાવાળા હકીમ મહમદ શાખાન તરફથી ૦-૮-૦ ની મીઠાઇ. ૩-૮-૦ ચોપડીઓ.—મેં ફતેજન ખાનજીના કારભારી

પુરૂષોતમ જવેરચંદ રૂ૧) મીઠાઈ રૂ૧) ચોપડીયો રૂ૧) મહેતાજીને. સમીના ફોજદારી કારકુન જેઠાલાલ મગનચંદ તરફથી. રૂ૦-૪-૦ મીઠાઈ.—સાંતલપુર—થાણદાર જસવંત લાલચંદ તરફથી રૂ૧-૦-૦ મીઠાઈ. આકટિંગ થાણદાર લલુભાઈ નજુભાઈ રૂ૦॥ મીઠાઈ. મઢુતરાના ઠાકોર સીવરામજી વખતસંગજી તરફથી રૂ૨) મીઠાઈ. તપસીમહારાજ સુખરામ દારજી તરફથી રૂ૧-૮-૦ મીઠાઈ સાંતલપુરના રામસંગાણી તા. રાસંગાણી જાડેજા તરફથી રૂ૦-૮-૦ મીઠાઈ. જાડેજા કારકુન મુગટરામ ગણેશ તરફથી રૂ૦-૪-૦ મીઠાઈ. સાંતલપુરના સંઘવી ફુલચંદ ટોકરશી તરફથી રૂ૧) મીઠાઈ. સંણવાના ઠાકોર દેવસીંગજી તરફથી રૂ૧) મીઠાઈ, સાંતરપુર (જારી)—કારકુન પુરૂષોતમ વખતરામ તરફથી રૂ૦-૮-૦. મીઠાઈ. વારાહીના અખત્યારી કારકુન, પીતાંબર ભુમચંદ તરફથી રૂ૧) મીઠાઈ, બકુત્રાના જપતીદાર મોતીભાઈ ડોસજી રૂ૧) મીઠાઈ. વાહારી કારકુન મલુકચંદ જસવંત તરફથી રૂ૧) મીઠાઈ. રૂ૧) ચોપડીયો. નેટીવ. આસીસ્ટંટ રી. ખા. મામાનરામ પધાર્યા ત્યારે ઠાકોર તરફથી રૂ૧) મીઠાઈ. મઢુતરાના ઠાકોર સીધરામજી તરફથી રૂ૧) મીઠાઈ રૂ૧) ચોપડીયો. સાંતલપુરના કારકુન મલુકચંદ જસવંત તરફથી રૂ૨) મીઠાઈ રૂ૧) ચોપડીયો રૂ૧) મહેતાજીને. —વાવ—રાધણપુરના દીવાનસાહેબ હરિલાલ અમરતલાલ તરફથી રૂ૨) મીઠાઈ રૂ૧૦-૧૫-૯ ચોપડીયો. રૂ૩) મહેતાજીને—વારાહી—દેશાઈ વખતરામ માધવજી માજી કારભારી તરફથી રૂ૧) મીઠાઈ રાજેશ્રી. મહિપતરામ પ્રધાનરામ તરફથી રૂ૩-૮-૦ મીઠાઈ. રૂ૩-૮-૦ ચોપડીયો. આકટીગ થાણદાર હરિકષ્ણ પ્રભાશંકર ૦-૫-૦ મીઠાઈ. વકીલ રામચંદ્ર રેવશંકર ૦-૮-૦ મીઠાઈ. દેશાઈ વખતરામ માધવજી રૂ૧) મીઠાઈ. મલેક રવાજી મુરીદખાનજી તરફથી વારશી પરીક્ષા વખત. રૂ૨) મીઠાઈ.—થરાદ—થાણદાર જુમચંદ ફુતેચંદ તા. સ્કુલ કમિટિ તરફથી રૂ૦-૬-૦ રમાલ—મોગરે જીલ્લે એડાના રાણા વીજેસંગ બેચરે તરફથી ૦-૮-૦ મીઠાઈ. રાધનપુર તાલુકા સ્કુલ મેં. નવાબસાહેબ બહાદુર તરફથી. મેં. ઇન્સ્પેક્ટરસાહેબ પધાર્યા ત્યારે રૂ૫-૦-૦ મીઠાઈ રૂ૨૦) ચોપડીયો. રૂ૧૦-૦-૦ મહેતાજીને. એજન. વાર્ષીક પરીક્ષા વખત. રૂ૫) મીઠાઈ રૂ૨૨) ચોપડીયો રૂ૧૩) મહેતાજીને.—થરાદ—મુખ્યકારભારી રાજેશ્રી જુમા ફુતેચંદ તરફથી રૂ૨) મીઠાઈ. નાથ પુરાના. શા. છગન તાણિયા તરફથી રૂ૧) મીઠાઈ રૂ૧) મહેતાજીને થરાના શાની લવજી બેહેચરજી રૂ૧) મીઠાઈ રૂ૧ મહેતાજી.

થરાના ઘોની. નથુ પીતાંબર ૩૧) મીઠાઈ ૩૧) મહેતાજીને. થરાના ઘોની મગન ચંદ્રભાણ. ૩૧-૪-૦ મીઠાઈ ૩૧) મેહેતાજીને થરાના પાંચાણી, કેવળ જીવા. ૩૦-૮-૦ મીઠાઈ ૩૦-૮-૦ મહેતાજીને.

(ઇંગ્રેજી સહી.) જેવચ્છરામ સતવચ્છરામ.
ડે. એ. ઈ. મહિકાંઠા તા. પાલણપુર

---

જા. નં. ૮૨૯.

જીર્લે એડા.

કપડવણજ ઉર્દુ.—મહેરબાન ઇન્સ્પેકટર સાહેબ ૩૨) મીઠાઈ વહેંચી. કપડવણજ મુખ્ય.—મેં. કલેકટર સાહેબ બહાદુરે સારીકોપી લખનાર છોકરાઓને ૩૦-૧૪-૦ આપ્યા. કપડવણજ કંન્યાશાળા.—મહેરબાન કલેકટર સાહેબ બહાદુરે વધારે હાજરી રાખનાર છોડીઓને ૩૪) આપ્યા. કપડવણજ ઉર્દુ.—મેં. કલેકટર સાહેબ બહાદુરે વધારે હાજરી રાખનાર છોકરાઓને ૩૫) આપ્યા. એજન મુખ્ય.—મહેરબાન ડીસટ્રીકટ ડીપ્યુટી કલેકટર સાહેબ ૩૯-૦-૦ ચોપડીઓ. કપડવણજ.—ખ્રેંચ મેં. ડીસટ્રીકટ ડેપ્યુટી કલેટર સાહેબે ૩૩) આપ્યા. એજન ઉર્દુ.—મેં. ડીસટ્રીકટ ડેપ્યુટી કલેકટર સાહેબે ૩૩) આપ્યા. ડાકોર કંન્યાશાળા.—દેગામ તાલુકાની સાયર મંડળીના ઇજારદાર શામળભાઈ તાપીશંકરે ૩૦-૧૩-૦ મીઠાઈ વહેંચી. વાડદ.—મેહેરબાન ફર્સ્ટ આસીસ્ટંટ કલેકટર મીસ કારડી સાહેબ બહાદુરે નિશાળમાં પધારી ૩૧) ચોપડીઓ વહેંચી. સુડાવણસોળ.—સ્કુલ કમિ.ના મેમબર સાહેબો તા. બીજા ગ્રહસ્થોએ નિશાળમાં પધારી પરીક્ષા લઈ ઇનામ વહેંચ્યું—પટેલ. કીસોરદાસ મકનદાસ ૩૧)—પોલીસ પટેલ. મંગળ દાજીભાઈ ૩૦-૮-૦ શેઠ. છગનલાલ હરજીવન ૩ના પોલીસ પટેલ. ગીરધરભાઈ જીવાભાઈ ૩૦-૮-૦ બાખી મહારાજ નરોતમદાસ સીતળદાસ. ૩૦-૭-૦ પટેલ. લલુ બાપુજી ૩૦-૩-૯ ૩૩-૨-૯ ડભાણ.—મોત્ને બીજ તાબે પેટલાદના પટેલ. ઉમેદભાઈ ખુશાળભાઈ તેના છોકરાનાં લગ્નની ખુશાલીમાં ૩૧) મીઠાઈ.સુણાવ.—નિશાળનું વાસ્તુ થયું તે વખત ગામના સદગ્રહસ્થોએ તમામ છોકરાઓને જમાડ્યા તેના ખરચની ટીપમાં નાણાં ભર્યા તેના નામ—પોલીસ પટેલ. ફુવારાંદાસ બાવાજી ૩૧) ટલાટી.—દામોદર નરભેરામ ૩૦-૮-૦ મહેતાજી

વજ્રેશંકર ગોવિંદરામ ૩૧-૮-૦ પટેલ. ગલાબાઈ પુંજાબાઈ ૩૧-૮-૦ પટેલ. મથુરબાઈ શંકરબાઈ ૩૧-૮-૦ પટેલ. મથુભાઈ બાપુદાસ પટેલ. રણછોડબાઈ નાથાબાઈ ૩૧) પા. દાજીબાઈ દાદાબાઈ ૩૧). (અધુરી.)

---

# સારસંગ્રહ.

નવા બે ગૃહોની શોધ—એડિનબ્રોની રાયલ સોસાઇટીના એક પ્રોફેસરે હાલ નેપ્ચુનની પેલી તર્ફ બીજાં બે ગ્રહોછે એમ શોધી કાઢ્યું છે. એમાંનો એક ગ્રહ સૂર્યની આસપાસ એક હજાર ને બીજો પાંચ હજાર વર્ષમાં ફરી રહેછે એમ તે ધારેછે. એમાંના પહેલા ગ્રહને સૂર્યનું અજવાળું ૧૫ અને બીજાને પોહોંચતાં ૧૪ કલાક થાયછે એટલે છેટે તેઓ રહેલાછે.

સૂરજનું અજવાળું—ચંદ્ર કરતાં ૩ લાખ ને પચાસ હજાર ગણુંછે એમ બતાવવાને તેનો ખ્યાલ મનમાં બરાબર ઉતરવાને માટે, કહેછે, કે આકાશ ઢંકાયછે તેટલો બધો ચંદ્રમા થઈ જાય તોપણ તેનું અજવાળું સૂરજના અજવાળાના ચોથા ભાગ જેટલુંજ થાય.

બળે નહિ એવા કાગળ—બનાવવાની હાલ શોધ થઈ છે. તેનો બનાવનાર કહેછે કે કાગળ ને મીઠું તથા ફટકડી લગાડવાથી તે મજબૂત થાયછે અને બળતો નથી. તેમજ લાખ લગાડી હોય તો પાણીમાં તે ભીંજાઈ શકતો નથી.

એક ચમત્કારી રોગ—કહેછે કે લંડનમાં (કાનેડા) એક ઉચા કુળની જુવાન છોકરી બે વરસ સુધી માંદી હતી. હાલ તેનો મંદવાડ જતો રહ્યોછે, પણ તેનું આખું શરીર વીજળીની બાટલી જેવું થઈ ગયુંછે. કોઈ એને અડકે અથવા જે પાણીના વાસણમાં એના હાથ હોય તેમાં જો પોતાના હાથ બોળેછે, તો તે માણસને જબરા વીજળીના આંચકા લાગેછે. એક બીજાના હાથ પકડીને વીશ પચીશ માણસ ઉભા હોય અને જો એ બાઇ તેમાંથી કોઇ એકને જરા અડકેછે તો તે બધા પડી જાયછે. લોહચુંબકની માફક તે ધાતુને આકર્ષ કરેછે. જ્યારે ચપ્પુ પકડવા જાયછે ત્યારે તેનું પાનું પોતાની મેળે એની તર્ફ વળેછે, અને તેની આંગળીને ટેરવે લપેટેલા કાગળ સહિત ચોપો વળગી રહેછે. કોઈ ઓરડામાં તે પેસેછે કે તેમાં બેઠેલાં સઘળાં માણસોને એ આવી એમ માલમ પડેછે, કેટલાકને ઉંઘ આવી જાયછે અને કે-

દબાકને પેટમાં ઉલટી જેવું થાયછે. ક્રોધથી ત્યાં થોડા સેકંડ કરતાં વધારે વાર રહી શકાતું નથી. એની બ્હેન મમત કરીને ઘણી વાર રહેવા ગઈ તો તેને બીહામણી ઍંગતાણ થઈ આવી. છોકરાં ને પાસે આવેછે કે ઊંઘમાંથી જાગી ઉઠી રડવા લાગેછે, પણ તેને જરા થાબડેછે એટલે તેઓ પાછા ઘર ઘર ઊંઘવા મંડી જાયછે. મોટાં માણસ ઉપર પણ તેમજ તે ઘારણ નાંખી શકે છે. એનો કુતરો એની પાસે જાણે મરી ગયો હોય તેવા ઘારણમાં પડી રહે છે, અને કોઈનો જગાડ્યો જાગતો નથી. પણ જરા ધીમેથી તેનું એ પોતે નામ લેછે કે તુર્ત તે જાગી ઉઠેછે.

(થિઓસોફિક. અકટોબર.)

**દુનિયામાં યાહુદી લોકની વસ્તી**—૭૦ લાખનીછે એમ એક અમેરિકન વર્તમાનપત્રે ગણત્રી કાઢીછે. એમાંના ૨૬ લાખ રૂશિયામાં, ૧૪ આસ્ટ્રિયામાં, ૫ જર્મનીમાં, ૧ ટર્કીમાં, ૭૦ હજાર નેધરલાંડમાં, ૬૦ ઈંગ્લાંડમાં, ૫૦ ફ્રાન્સમાં, ઇતાલીમાં ૩૫, સ્પેન પોર્ટુગાલમાં ૪, અને સ્વીડન નાર્વેમાં ૨૦૦૦ યાહુદીઓની વસ્તીછે.

**વા વાઝોડાનું તોફાન**—નવંબર માસની શરૂઆતમાં વડોદ્રા રેલવેની સડક ઉપર આવેલા ઝખવાડા ગામ આગળ એટલું બધું થયું હતું કે માણસના હાથ જેવડાં વજનના કરાં પડ્યા અને પીપલા તથા બાવળના ઝાડો ભાગી પડવાથી સડક ઉપર અટકાવ થયો.

**શોધ કરનારી સ્ત્રીઓ**—અમેરિકામાં હુંનરની શોધો કરીને જે તે બાબતના પટા મેળવેછે તેમાં દરસાલ સરાસરી ૬૦ સ્ત્રીઓ પણ હોય છે. તેઓ ઘણું કરીને ઉપયોગી ઘર સંસારી ચીજોની શોધ કરેછે. આવો દેશ આબાદ થાય એમાં શી નવાઇ!

**ક્ષણમાં આગ હોલવાઈ જાય એવો સંચો**—હાલ ફ્રાન્સમાં એકજણે શોધી કાઢ્યોછે. તે એટલો નાનોછે કે બાંધિ મૂકીને લઈ જઈ શકાય, અને તેમાં કેટલાક તેજાબ વગેરે જે પદાર્થો હોયછે તે તેમાંથી ઉડાવ્યા કે ગમે એવી મોટી આગ હોય તો પણ ક્ષણમાં બુજાઈ જાય. લંડનમાં એનો અજમાયશ પ્રયોગ કરી જોતાં એ પ્રમાણેનીજ ખુબી તેમાં માલમ પડી હતી.

**પ્રાચિનકાળના ઉંચા માણસ**—અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટ્સમાં ઓહીઓ નામે એક પ્રાંતછે. ત્યાં પ્રાચિન ઇતિહાસ વિષે શોધ કરનારી મંડળીછે.

તેણે તે પ્રાંતના બ્રશ ફ્રી કટાઉનશીપ નામે કસબાની એક ટેકરી દા. એવરહાર્ટની દેખરેખ નીચે થોડા વખત ઉપર ખોદાવી હતી. તેમાંથી ઘણાક દૈત્ય સરખાં લાંબાં પહોળાં શબ નીકળ્યાં હતાં. જેના મુકાબલામાં લંડનના વેસ્ટમીનીસ્ટરયમાં હાલમાં રાખેલાં, યૂરોપ એશિયાનાં જીવતાં રાક્ષસ સરખાં પ્રાણીઓ તો વેંતીઆં કહેવાય. તે ટેકરી આઠ ફીટ ઊંચી અને મથાળે ચોસઠ ફીટ લાંબી અને બત્રીસેક ફીટ પહોળી હતી. ખોદનાર પ્રાક્કાલિક શોધકને તે ટેકરાના એક ભાગમાંથી માટી યા ઈંટની એક તરેહની મુડદાપેટી જડી, જેમાં એક સ્ત્રીનું આઠ ફીટ* લાંબુ હાડપિંજર અને એને પડખે એક બાળકનું તે કરતાં નહાનું આશરે સાડાત્રણ ફીટ લંબાઇનું પિંજર હતું; તેમાં વળી એક માટીનું પુતળું હતું તેને હવા લાગતાંજ ભાંગી માટી થઈ ગયું. બીજી કબરમાં એક સ્ત્રી પુરૂષનાં હાડપિંજર નીકળ્યાં. પુરૂષનું હાડપિંજર નવ ફીટ અને સ્ત્રીનું આઠ ફીટ લાંબુ હતું. ત્રીજી સમાધમાંથી એક બીજા જોડાનાં હાડપિંજર જડ્યાં તેમની માથાથી તે એડી સુધીની લંબાઈ—પુરૂષના હાડપિંજરની નવ ફીટ ચાર ઈંચ અને સ્ત્રીની આઠ ફીટ હતી. બીજાં હાડપિંજર ખોદી કહાડ્યાં હતાં. તેમાંનાં નહાનામાં નહાનાની લંબાઈ આઠ ફીટ હતી અને બીજાં મોટાં દસ ફીટ લંબાઈનાં હતાં. એઓ દરેક ભિન્ન ભિન્ન સમાધોમાં દાટેલાં હતાં. એક બેડોળ સમાધને ટેકવેલું એક મોહોટું પત્થરનું ચોસલું હતું તે ઉપર અક્ષર કોતરેલા હતા. દા. એવરહાર્ટના અભિપ્રાયમાં તે અક્ષર ઉપરથી એમ જણાયછે કે આ દૈત્યજાતિ સૂર્યો પાસક હતી. ૧૮ મી સપ્ટેંબરના ટાઇમ્સ ઓફ ઈંડિયા ઉપરથી બુદ્ધિપ્રકાશ—ર. ત્રં.

ર. ત્રં.

---

# सरकारी जाहेर खबर.

જા. નં. ૩૮ સન ૧૮૮૦–૮૧.

ગુજરાત ટ્રેનિંગકોલેજની પ્રવેશક પરીક્ષામાં નીચેના ઉમેદવારો પાસ થયાછે તેના નામ.

| નામ | ક્યાં ભણેલો. |
|---|---|
| ૧ હરજીવન સુંદરજી વહોરા. | ધોળેરા. |

* બે ફીટ બરોબર નવો ગજ.

૨ નીરછાભાઈ મોરારજી નાયક. અમલસાડ

૩ લલુ છોટાલાલ શાહા. અમદાવાદ નં. ૧ લો.

૪ છગનભાઈ હાથીભાઈ પટેલ. નડીઆદ.

૫ વરજલાલ ધનાભાઈ શા. માતર.

૬ આશારામ પરભુરામ પંડ્યા. ચકલાશી.

૭ ડાહ્યાભાઈ ઉમેદરામ શા. અમદાવાદ નં. ૨.

૮ ભલાભાઈ વેહેરીભાઈ પટેલ. સારસા.

૯ સાંકળેશ્વર કાળીદાસ જાની. અમદાવાદ નં. ૧ લો.

૧૦ રણછોડ લાલદાસ શા. કપડવણજ.

૧૧ ખુશાલ મંગળદાસ પટેલ. અમદાવાદ નં. ૧ લો.

૧૨ લલુ મોતીરામ પંડ્યા. અમદાવાદ નં. ૧ લો.

૧૩ તળશીભાઈ રામદાસ પટેલ. ચકલાશી.

૧૪ અમરતલાલ રૂગનાથજી ત્રવાડી. લુણાવાડા.

૧૫ ચુનીલાલ લાલદાસ શા. માતર.

૧૬ દાજી ગિરધર પટેલ. મહુધા.

૧૭ દામોદર નથુરામ જોશી. બાલવા.

૧૮ શામળભાઈ જીવાભાઈ પટેલ. સામરખા.

૧૯ હરસુખરામ પરભુરામ મહેતા. સોરણા.

૨૦ ભાઈચંદ ગોવર્ધન ગાંધી. નડીઆદ.

૨૧ જટાશંકર જમનાશંકર ઉપાધ્યા. પેટલાદ.

૨૨ ફુલચંદ કકલ શા. અમદાવાદ નં. ૨ જો.

૨૩ પરસોતમ વેણીરામ રાવળ. અમદાવાદ નં. ૨ જો.

૨૪ પ્રહલાદ દેવશંકર જાની. વિરમગામ.

૨૫ અમીરૂદીન નજુભાઈ સૈયદ. અમદાવાદ નં. ૧ લો.

૨૬ કાળીદાસ પ્રભાશંકર જોશી. માતર.

૨૭ પ્રભાશંકર વિદ્યારામ પાઠક. બારેજા.

૨૮ ભોળાનાથ બેચર પંડ્યા. બોરીઆવી.

૨૯ લલુભાઈ ત્રીકમદાસ પારેખ. નડીઆદ.

૩૦ લલુભાઈ ત્રિભોવન શા. ડભોડા.

| | |
|---|---|
| ૩૧ હરગોવન અમથાલાલ શા. | અમદાવાદ નં. ૧ લો. |
| ૩૨ મૂળજી જેઠારામ આચારજ. | અમદાવાદ નં. ૧ લો. |
| ૩૩ ખાજીભાઈ ગુલાબદાસ પટેલ. | સારસા. |
| ૩૪ કાળીદાસ ભગવાન ધુવાડ. | મોડાસા. |
| ૩૫ મોતીભાઈ ભગાભાઈ પટેલ. | સામરખા. |
| ૩૬ ધનેશ્વર લલુભાઈ ભટ. | બારેજા. |
| ૩૭ અનુપરામ કાશીરામ ઠાકર. | અમદાવાદ નં. ૧ લો. |
| ૩૮ છગનલાલ દલસુખરામ પંડ્યા. | અમદાવાદ નં. ૧ લો. |
| ૩૯ પ્રાગજી કુંવરજી નાયક. | કલથાણ. |
| ૪૦ જીવાભાઈ બેચરદાસ પટેલ. | અલીણા. |
| ૪૧ નગીનદાસ શામળદાસ દેશાઈ. | ધોળકા. |
| ૪૨ મૂળજી ગણપતરામ મહેતા. | વાડાસિનોર. |
| ૪૩ હરગોવન ભુખણદાસ શા. | ભરૂચ. |

## ઉરદુ.

| | |
|---|---|
| ૧ મસ્તુમિયાં મિયાંસાહેબ સેખ. | ધોળકા. |
| ૨ ઇસમઇલ કાસિમભાઈ સેખ. | અમદાવાદ નં. ૮. |
| ૩ અહમદમહમદ હાસિમ સેખ. | અમદાવાદ નં. ૭. |
| ૪ વજીરૂદીન નસિરૂદીન સેખ. | ઉમરેઠ. |
| ૫ કાલુસા ઇનાયતસા ફકીર. | વિરમગામ. |
| ૬ નબીમીયાં સૈયદમીયાં સૈયદ. | ઉમરેઠ. |
| ૭ ઇસબ પિરા ઘાંચી. | કપડવણજ. |
| ૮ સૈયદમીયાં પિરસાહેબ સૈયદ. | મહુધા. |
| ૯ મિયાંસાહેબ બડામિયાં સેખ. | ઉમરેઠ. |

મહીપતરામ
પ્રિન્સિપાલ, ગુજરાત ટ્રેનિંગકોલેજ,
અમદાવાદ.

---